# કૃતઘ્ની કેશર


લેખકઃ—

શાહ શિવજી દેવસિંહ મઢડાવાળા

( શિવવિનોદ, શિવબોધ, શિવપ્રબોધ, શિવવિલાસ, રાગબોધ અને વિદ્યાચંદ્ર-સુમતિના લેખક )



પ્રકાશકઃ—

શિવસદન ગ્રંથમાળા, મઢડા—કાઠિયાવાડ

પ્રથમાવૃત્તિ — પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૫ — સને ૧૯૨૯

કિંમત રૂ. ૧-૮-૦

# અર્પણપત્રિકા

મરહુમ પરમ પુજ્ય માતુશ્રી પ્રેમામા,

આપે મને પોતાનાં સંતાન સમાન ગણીને મારા પ્રત્યે જે વાત્સલ્યભાવ દેખાડ્યો છે, તેનું કદી વિસ્મરણ થઈ જ ન શકે.

સંવત ૧૯૬૯ માં કચ્છ-નલીયામાં લગભગ અઢી મહિના સુધી આપે મને જે પાણી પાયું છે અને મારી બીજી જે સારવાર કરી છે, તેનું સ્મરણ મને હજુ તાજું જ છે.

મરણી ઘડી સુધી આપે મારા પ્રત્યે જે મમતા દેખાડી છે તેનાં પવિત્ર સ્મરણ રૂપે આ નાનકડું પુસ્તક આપના ચરણમાં ધરીને હું પોતાને કૃતાર્થ માનું છું.

લિ. આપનો બાળક

શિવજી



# પ્રસ્તાવના



કેશરબાઇની કથા કલ્પિત છે, છતાં બોધક છે. ખેડા જીલ્લાના સત્યાગ્રહ પ્રસંગે હું જ્યારે ગામડે ગામડે પ્રવાસ કરતો હતો ત્યારે પાટીદાર કોમનો મને સારો પરિચય થયો હતો. માતર, આણંદ અને બોરસદ તાલુકાના લગભગ સો સવાસો ગામડામાં મેં પ્રવાસ કર્યો હતો. દરરોજ રાત્રે ગામને ચોરે કે ગામને પાદર સભાઓ ભરાતી અને તેમાં પાટીદાર નરનારીઓ અને અન્ય કોમના લોકો હજારોની સંખ્યામાં હાજરી આપતાં. મારો ઉતારો પ્રાયઃ પાટીદારોને ત્યાંજ થતો. એથી હું એ કોમના વધુ ને વધુ નિકટ પરિચયમાં આવતો ગયો.

એ પ્રસંગોમાં મેં અનેક બ્હેનોમાં સરળતા, ભક્તિ અને સેવા-પ્રિયતાનાં દર્શન કર્યાં હતાં. ભક્તિમતી બ્હેનોની કથાઓ મેં એ બ્હેનોના મુખથી સાંભળી હતી અને તેને પરિણામે કેશરબાઇની કથા મારા અંતરમાં પ્રગટી હતી.

એ કથા સંવત ૧૯૭૬ માં મેં કોડાયમાં કેટલાક ધર્મબંધુઓ અને ધર્મબ્હેનોને સંભળાવી ત્યારે તેઓની આંખમાંથી અશ્રુની ધારા ચાલી હતી. બાળબ્રહ્મચારિણી વિદુષી પાનબાઇએ તો મને કહ્યું કે, "બાઇ! તમારા મુખથી અનેક વ્યાખ્યાનો સાંભળ્યાં છે, પરંતુ કેશરબાઇની કથાએ તો હદ વાળી છે."

એ કથા ફરી સંવત ૧૯૮૩ માં ઘાટકોપરમાં મારા મિત્રરત્ન પુંજાભાઇ સરવણને ત્યાં સંભળાવી અને તેમણે, તેમનાં પત્ની હીરબાઇ અને સૌ. બ્હેન કુંવરબાઈ દેવજીએ એ કથા છપાવી પ્રસિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો; પરંતુ એ અરસામાં મઢડા આશ્રમને અંગે ઝગડો થવા પામ્યો, તેથી આશ્રમનો રીપોર્ટ તૈયાર કરવાના કામને લીધે એ કથા લખવાનો અવકાશ ન મળ્યો.

મારા બંધુરત્ન કુંવરજીભાઇનાં પત્ની વિનયવતીની માંદગી નિમિત્તે મઢડામાં રહેવાનું થતાં કેશરબાઇની કથા લખવાનો મને અવકાશ સાંપડયો અને સાદી ભાષામાં મેં તે લખી નાખી.

આ કથા કેવળ ગામડીઆ લોકોને ઉદ્દેશીને જ લખવામાં આવી છે. પાટીદારો, કણબીઓ, રબારીઓ, ભરવાડો, સ્ત્રીઓ, બાળકો અને ગામડાના બહુ જ થોડું ભણેલા માણસો પણ વાંચી શકે એવા હેતુથી આ વાર્તા લખવામાં આવી છે અને તેથી તેની ભાષા બને તેટલી સાદી, સહેલી અને સરળ રાખવામાં આવી છે. બનતા સુધી ઋતુ, રૂપ કે કુદરતનાં વર્ણનો એમાં આવવા દીધાંજ નથી. માત્ર ભક્તિ, સત્સંગ, પરોપકારવૃત્તિ અને કૃતજ્ઞતા વગેરે ગુણો તરફ જ ધ્યાન આપવામાં આવ્યું છે.

પંડિતો, વિદ્વાનો કે સાક્ષરોને આ કથામાં રસ ન પડે કે તેમને એમાં કશું શીખવાનું કે સમજવાનું ન જણાય તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

ભાષાલંકારો, શબ્દલાલિત્ય, સ્ત્રી પુરૂષના શૃંગારિક પ્રેમાલાપો કે કુદરતના વર્ણનો વાંચવાની અભિલાષાવાળા આ કથા વાંચીને નિરાશ થશે એ પણ સ્પષ્ટ છે. પરંતુ કૃતજ્ઞતા અને બદલાની ભાવના, ઉપકારનો બદલો વાળવાની વૃત્તિ, બાજરી ખાઇને ઘઉં ખવરાવવા, પાણી પીને દુધ પાવું એવી વિવેક બુદ્ધિ, ત્યાગ, વૈરાગ્ય, સત્સંગ અને ભક્તિના ભૂખ્યાઓને તો જરૂર આ કથા આનંદ આપશે.

જગતમાં એવી કઇ વસ્તુ છે કે જેમાંથી દોષો શોધનારને દોષો ન મળે? તે જ પ્રમાણે આ કથામાંથી જેને દોષો જ શોધવા હશે તેને પુષ્કળ દોષો મળી આવશે. પરંતુ જેમ ગુણ જોનારને જગતની તમામ વસ્તુમાંથી ગુણ મળે છે તેમ તેમને આ કથામાંથી પણ અનેક ગુણો મળશે.

આ કથામાં જેમ ગુરૂભક્તિથી કેશરબાઇનું કલ્યાણ થયું છે અને ગુરૂકૃપાથી જ તે સુખી થઇ છે, તે જ પ્રમાણે કચ્છ-નલીયામાં કચ્છી દશા ઓશવાલ જૈન કોમમાં આજથી બસો વર્ષ પૂર્વે રામઇયા પસાઇયા નામના વણિક બંધુઓ થઇ ગયા તેઓ પણ ગુરૂભકત હતા. તેમને ગુરૂવચનમાં અડગ શ્રદ્ધા હતી અને એ શ્રદ્ધાને લીધે તેઓ સુખી થયા હતા. કેશરબાઇના જીવન સાથે એ રામઇયાશાનું જીવન લગભગ મળતું હોવાથી એ રામઇયાશાના પરિવાર સાથેનો મારો અલ્પ પરિચય પણ કરાવ્યો છે. ગુણો વારસામાં ઉતરે છે તેનું રામઇયાશાના પરિવારનું પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. એ પરિવાર સાથે મારો પચીસ વર્ષનો નિકટ સંબંધ છે, રામઇયાશાના પરિવારમાં થએલા ખીયશી દેવરાજ પટેલના પુત્રરત્ન રા. ખીમજીભાઇ અને તેમનાં ન્હાની બ્હેન કુંવરબાઇના આગ્રહથી આ પુસ્તક તેમનાં માતુશ્રીના સ્મરણાર્થે પ્રગટ કરવામાં આવે છે. રા. ખીમજીભાઇનાં માતુશ્રી પ્રેમાબાઇના અવસાન પાછળ લોકરૂઢી પ્રમાણે નાતજમણ ન કરતાં ખીમજીભાઇએ આ પુસ્તક પ્રગટ કરવા માટે મને રૂ. ૪૦૦ આપ્યા છે. એ માટે હું આ સ્થળે એ ભકતકુટુંબનો આભાર માનું છું. એ ભકતકુટુંબની વિસ્તૃત કથા આ સાથે જોડી છે. વાંચનારને એ કથા પણ એક વખત ધ્યાન પૂર્વક વાંચી જવાની મારી નમ્ર વિનંતિ છે. **અલં વિસ્તરેણ.**

સંવત ૧૯૮૫ ના ફાગણ વદ ૭ ને
સોમવાર, તા. ૧-૪-૨૯
**શિવસદન—મઢડા.**
( શાહોર થઇ. ) કાઠિયાવાડ

લી.
શિવજી દેવશી શાહ

# અનુક્રમણિકા

# શુધ્ધિપત્રક

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠાંક | પંક્તિ |
|---|---|---|---|
| દેહ | દેવ | ૫૧ | ૨૪ |
| ના | ન | ૧૦૭ | ૧૬ |
| તારૂં | તારૂ | ૧૦૭ | ૨૪ |
| બાળવિક્રય | બાળાવિક્રય | ૧૧૧ | ૧૩ |
| પેર | પરે | ૧૧૮ | ૬ |
| અરદાસ | અરદાસ | ૧૬૮ | ૧૮ |
| રસહીન | રસહીના | ૧૬૮ | ૧૯ |
| બીતિ અતિ | બીતિ | ૧૬૯ | ૪ |
| સ્વરાજ | સ્વરાજને | ૧૭૭ | ૪ |
| દેવી દેવી | દેવી | ૧૮૩ | ૧૨ |
| થયાં | થાય | ૧૮૩ | ૧૯ |
| સ્વપ્ન | સ્વપ્ને | ૧૮૩ | ૨૪ |
| ભ્રમ | ભર્મ | ૧૮૪ | ૧૪ |
| મહીલામડળ | મહીલામંડળ | ૧૮૪ | ૨૧ |
| કરણ | કારણ | ૧૮૫ | ૨૧ |
| જઇશું | જશું | ૧૯૦ | ૧૬ |
| ભૂલી ભાન | મ ભમો ભૂલી ભાન | ૧૯૦ | ૨૨ |
| રામચંદ્ર | રાજચંદ્ર | ૧૯૯ | ૧૦ |

| | | | |
|---|---|---|---|
| નાત | નાત જાત | ૧૯૯ | ૧૫ |
| નિઃસ્વાર્થ | નિઃસ્વાર્થી | ૨૦૦ | ૧ |
| કેઇ | કેઇ | ૨૦૦ | ૧૩ |
| સંન્યાસી | સંન્યાસીઓ | ૨૦૦ | ૧૩ |
| સાથ | સાથે | ૨૦૧ | ૧ |
| તસ | નસ | ૨૨૫ | ૧૪ |
| નરકની ગોદે | નરક નીગોદે | ૨૩૭ | ૧ |
| અયુ | આયુ | ૨૩૯ | ૪ |
| સવ | સર્વ | ૨૪૯ | ૨૧ |
| સુગધી | સુગંધી | ૨૪૯ | ૨૪ |
| આત્મગુણો | આત્મગુણે | ૨૫૪ | ૪ |
| રચનારા | રમનારા | ૨૫૪ | ૪ |



# શ્રી રામઈયા-પસાઈયાના પરિવારની પીછાન

## ઓશવાલોની ઉત્પત્તિ

વિક્રમ સંવત ૬૦૦માં મારવાડમાં આવેલા ઓશીયા ગામના રાજકુંવર અને પ્રધાન પુત્રને સર્પદંશ થતાં **રત્નશેખર** નામના જૈન મુનિએ તેમને સજીવન કર્યા. તેથી ઓશીયા ગામના રાજા, પ્રધાન અને પ્રજાએ જૈન ધર્મનો સ્વીકાર કર્યો ત્યારથી એ સૌ ઓશવાળ તરીકે પ્રખ્યાતિ પામ્યા.

## થરપારકરમાં પ્રવેશ

પરંતુ સંવત્ ૯૦૦માં ઓશીયા નગરના રાજા અને નગરશેઠના પુત્ર વચ્ચે અણબનાવ થવાથી તે અને તેના સંબંધીઓએ ઓશીયા-નગરનો ત્યાગ કરી **થરપારકરમાં** આવી વસવાટ કર્યો.

## સિંધમાં વસવાટ

પરંતુ ત્યાં પણ તેઓ લાંબો સમય રહી શકયા નહિ. વિક્રમ સંવત્ ૧૩૩૨માં થરપારકરના રાજા અને ઓશવાળો વચ્ચે પશુહિંસાને કારણે વિરોધ જાગ્યો. તેથી તેઓ થરપારકરનો પણ ત્યાગ કરીને સિંધમાં ગયા અને ત્યાં ખેતીનો ધંધો કરવા લાગ્યા.

## કચ્છમાં નિવાસ

સિંધમાં પણ તેઓને પશુહિંસાને કારણે સંવત્ ૧૬૦૦ માં ઝગડો થયો. તેથી તેઓ સિંધનો પણ ત્યાગ કરીને કચ્છમાં જઈ વસ્યા અને ત્યાં ખેતીનો ધંધો કરવા લાગ્યા.

### અચળ ગચ્છનો સ્વીકાર

વિક્રમ સંવત્ ૧૬૬૫ માં અચળ ગચ્છાધિપતિ શ્રી. કલ્યાણ-સાગર મહારાજના સદુપદેશથી કચ્છમાં વસ્તા ઓશવાળોએ અચળ-ગચ્છનો સ્વીકાર કર્યો.

### પુનર્લગ્ન

વિક્રમ સંવત્ ૧૭૦૦ માં કેટલાક ઓશવાળોએ પુનર્લગ્ન કરીને કચ્છના કંઈ પ્રદેશનો ત્યાગ કરી અબડાસામાં જઈ વસવાટ કર્યો. તે વખતથી તેઓ વીસા ઓશવાળ મટી દશા ઓશવાળ કહેવાયા અને તેઓએ પુનર્લગ્ન કરેલ હોવાથી જૈન સંઘે તેમનો નોકારશીમાંથી બહિષ્કાર કર્યો.

### મુંબઈમાં

વિક્રમ સંવત્ ૧૮૪૦ માં કચ્છી દશા ઓશવાલ જ્ઞાતિના કચ્છ-તેરાનિવાસી ભાઈ જેતસી જીવરાજે કચ્છમાંથી મુંબઈ આવવાની સૌથી પ્રથમ પહેલ કરી અને મજુરી કરીને પોતાનો નિર્વાહ ચલા-વવા માંડયો; તે પછી શા. શામજી સારંગે મુંબઈમાં આવીને મુકા-દમીનો ધંધો કરવા માંડયો.

### શેઠ નરશી નાથા

વિક્રમ સંવત્ ૧૮૬૦ માં કચ્છ–નલીયાનિવાસી શા. નરશી નાથા મુંબઈમાં આવ્યા અને મજુરોને પાણી પાઈને પોતાનો નિર્વાહ કરવા લાગ્યા. તેમના પછી તો ધીમે ધીમે એક પછી એક એમ અનેક બંધુઓએ મુંબઈમાં આવીને વસવાટ કર્યો. શા નરશી નાથા જોકે અભણ હતા, છતાં ભાગ્યશાળી હોવાથી તેમને અલ્પ સમયમાં જ અનુકુળ સાધનો મળી ગયાં. એ સાધનોનો તેમણે જ્ઞાતિના ભલા માટે સદુપયોગ કર્યો. તેથી દશા ઓશવાલ જ્ઞાતિએ તેમને 'જ્ઞાતિના શેઠ'ની પદ્દી આપી.

## પુનર્લગ્ન નિષેધ

શેઠ નરશી નાથાએ પોતે જો કે પુનર્લગ્ન કર્યું હતું, છતાં અનુભવ ઉપરથી તેમને એ રિવાજ બંધ કરવો ઉચિત જણાયો. તેથી તેમણે સંવત્ ૧૮૯૭ માં કચ્છાધિપતિ મહારાવશ્રી દેશળજીની સહાયથી એ રિવાજ બંધ કરાવ્યો.

## જ્ઞાતિ વ્યવસ્થા

કોઇપણ જ્ઞાતિ, સંસ્થા કે રાજ્યની સ્થિતિ સુધારવા માટે વ્યવસ્થાની જરૂર છે અને તે માટે ધારા ધોરણ અને બંધારણની પણ અગત્ય છે. કચ્છી દશા ઓશવાળ જ્ઞાતિની સ્થિતિ સુધારવા માટે બંધારણ તૈયાર કરવામાં આવ્યું અને તેને અંગે અબડાસાના બાવન ગામોમાં વસતા જ્ઞાતિભાઇઓની વ્યવસ્થા કરવા માટે મોટા દશ ગામોમાં પટેલો (પ્રમુખો) ચુંટવામાં આવ્યા અને ગામના ફળીયા દીઠ એક ચોધરીયા (કાર્યવાહક સભ્ય) ની ચુંટણી કરવામાં આવી. સમગ્ર જ્ઞાતિને જમાડવાની કોઇ સજ્જનની ઇચ્છા થાય ત્યારે તે દશ પટેલો અને ચોધરીયાને એકઠા કરે અને પોતાની ઇચ્છા તેમની સમક્ષ રજુ કરે. તેઓ તેને દિવસ નક્કી કરી આપે અને પરવાનગી આપે. એજ પ્રમાણે કોઇ સજ્જનની પોતાના ગામની જ્ઞાતિને જમાડવાની ઇચ્છા થાય તો તે પણ પટેલ મારફત જ્ઞાતિ એકઠી કરી પરવાનગી મેળવી શકે. એજ પ્રમાણે ફળીયાના ઝગડા કે ગામના કજીયાનો પણ ચોધરીયા અને પટેલો નિવેડો લાવતાં. કોઇને અદાલતનો આશરો ભાગ્યેજ લેવો પડતો.

## સત્તાનો દુરૂપયોગ

અધિકાર, સંપત્તિ અને વિદ્યાનો મદ ચડયા વિના રહેતો નથી અને એ મદથી મદોન્મત થયેલા સારાસારનો વિચાર કર્યા વિના અધિકાર, સંપત્તિ કે વિદ્યાનો જ્યારે દુરૂપયોગ કરે છે ત્યારે તેમનું પતન થાય

છે. ચોધરીયા અને પટેલોમાંથી પણ કેટલાકો પોતાના અધિકારનો ગેર ઉપયોગ કરવા લાગ્યા અને તેમ કરીને તેમણે એ પદવીને લાંછન લગાડયું. પરંતુ સર્વત્ર એમ બનતું નથી, અને મારે અત્રે સ્પષ્ટ પણે સ્વીકાર કરવો જોઇએ કે આજે હું જે પરિવારની પીછાન કરાવવા માગુ છું તે પરિવાર આજે પણ પોતાના વડીલોના સત્કર્મ માટે ગર્વ લઈ શકે છે અને જિન ભક્ત વડીલની કૃપાને સંભારી આજે પણ તેઓ સત્કર્મ અને જિન ભક્તિમાં તત્પર રહી શકે છે.

**દેવરાજ પટેલ**

કચ્છનલીયાના દેવરાજ પટેલનું નામ કચ્છના કોઇપણ સ્ત્રી કે પુરૂષ, નાના કે મોટા, ગરીબ કે તવંગર, ભણેલા કે અભણ, સૌને સુપરિચિત છે. તેઓ સ્વભાવે ભોળા, દયાળુ, શ્રદ્ધાળુ અને પ્રભાવશાળી હતા. તેમના પૂર્વજોની ખાનદાની તેમનામાં ઝળકતી હતી. નલીયાની જ્ઞાતિ ઉપર તેમનો સારો કાબુ હતો. ગમે તેવા સ્ત્રી કે પુરૂષ તેમનાથી થરથરતા તેઓ ઉચ્ચ ચારિત્રવાન હોવાથી તેમની સૌ ઉપર સારી છાપ પડતી.

તેમનામાં એ ગુણનો વારસો કયાંથી આવ્યો ? એ જણાવવાની પ્રથમ જરૂર છે.

વિક્રમ સંવત્ ૧૭૦૦માં કચ્છ નલીયામાં શા રામઇયા અને પસાઇયા નામના બે ભાઇઓ ખેતીનો ધંધો કરતા હતા. તેમણે સમગ્ર કચ્છી દશા ઓશવાળ જ્ઞાતિમાં નામના મેળવી હતી. તેમના જેવી નામના તેમના પહેલાં કોઇએ મેળવી નહોતી. તેમણે જ્ઞાતિની સેવા પણ એટલી જ અપૂર્વ કરી હતી.

રામઇયાશા દેવગુરૂના પરમ ઉપાસક હતા. કોઇ પણ કામ તેઓ દેવગુરૂની આજ્ઞા લઇને જ કરતા. તેઓ ભક્તિમાન અને પરમ શ્રદ્ધાળુ હતા. દેવગુરૂની ભક્તિ કદી પણ નિષ્ફળ ગયેલી કોઇએ જાણી

કે અનુભવી નથી. ઇહિ લોક અને પરલોકનું કલ્યાણ કરનારી એ દેવગુરૂ પ્રત્યેની શ્રદ્ધા જેમ જેમ મંદ થઇ તેમ તેમ જ્ઞાતિની અધોદશા થતી ચાલી. 'શ્રદ્ધામાં સમકિત વસે' એ કથનમાં કાંઇક સત્યાંશ છે એમ ભક્તાત્માઓનાં અંતઃકરણ સાક્ષી પુરે છે.

## ગુરૂવચનપર શ્રદ્ધા

આખા કચ્છ દેશમાં બે વર્ષથી દુષ્કાળ પડ્યો હતો. લોકો અન્ન જળ વિના દુઃખી થતા હતા. ત્રીજે વર્ષે સારો વરસાદ થયો. રામઇયાશા પોતાના યતિગુરૂ પાસે વાવણીનું મુહુર્ત પૂછવા ગયા. ગુરૂજીએ કહ્યું, 'હજુ વાર છે. હું મારી પોતાની મેળે તને બોલાવીને કહીશ. દિલમાં શ્રદ્ધા રાખજે. મારા વચનમાં વિશ્વાસ રાખજે. બીજા ખેડુતોનાં ખેતરો નિહાળીને મનમાં ઢચુ પચુ ન થતો કોઇની સલાહ, કથની કે નિંદાની પરવા ન કરતો.' રામઇયાશાએ ગુરૂવચન શિરોધાર્ય કર્યું અને દિલમાં લેશ પણ ડગુમગુ થયા વિના જિન ભક્તિમાં લીન રહ્યા.

## કસોટી

નલીયા ગામના ખેડુતો વર્ષાદને લીધે ખુશી ખુશી થઇ ગયા અને વાવણી કરવા લાગી ગયા. રામઇયાશાની મૂર્ખતા ઉપર સૌ હસવા લાગ્યા. આસ્તિક અંતઃકરણની કિંમત નાસ્તિકને કયાંથી સમજાય ? જોતજોતામાં ખેતરો લીલાછમ દેખાવા લાગ્યાં. બીજો વર્ષાદ થયો. એ વર્ષનું સાટું વાળી આપવા ખેતરો પણ જાણે પોતાના માલીક તરફ વફાદારી દેખાડવા તલપાપડ થઈ રહ્યાં હોય તેમ પાક ભરપુર થયો. આસો મહિનો આવ્યો. બાજરી અને જુવારનાં ખેતરો પોતાના માલેકોને કાપણી કરવા આમંત્રણ કરવા લાગ્યાં. દિવાળી આવી. ખેડુતોએ કાપણી શરૂ કરી અને ખળાં તૈયાર કરી ધાન્ય મશળવાની તૈયારી કરવા લાગ્યા.

**ગુરૂઆજ્ઞા**

એ વખતે રામઇયાશાને ગુરૂએ બોલાવીને પૂછ્યું કે, 'ભાઇ ! બધા ખેડુતો ખળાં તૈયાર કરે છે અને તું કેમ કશી તૈયારી કરતો નથી !' રામઇયાશા કશા પણ ઉત્તર આપ્યા વિના મૌન રહ્યા. ગુરૂજીએ તેની શ્રદ્ધાની વધુ કસોટી કરતાં કહ્યું કે, 'ભાઇ, જો મારા વચનમાં તને વિશ્વાસ હોય તો જા ખળું લીંપીને તૈયાર કર.' રામઇયાશા એક પણ અક્ષર બોલ્યા વિના ખળાની તૈયારી કરવા લાગ્યા. તેમના એ વર્તનથી પાડોશીઓને બહુજ આશ્ચર્ય થયું. તેમને લાગ્યું કે જે મૂર્ખાએ ગુરૂ વચન પર આધાર રાખી વાવણી જ નથી કરી તે મૂર્ખો ખળું શું કામ તૈયાર કરતો હશે ? આમ છતાં કોઇ તેને કશું કહી શકતા નહિં કેમકે સૌ જાણતા હતા કે રામઇયાશાને કાંઇ પણ કહેવું કામ આવે તેમ નથી. કોઇ પૂછે તો પણ રામઇયાશા પાસે તેનો એકજ ઉત્તર તૈયાર હતો કે, 'ગુરૂ દીવો, ગુરૂ દેવતા, ગુરૂ વિણ ઘોર અંધાર; જે ગુરૂ વાણી વેગળા, તે રઝળ્યા સંસાર' આવા શાસ્ત્ર સિદ્ધાંત સામે કહી પણ શું શકાય ?

**સોનામહોરનાં કડાઇયાં**

બે દિવસ પછી ગુરૂ મહારાજે રામઇયાશાને બોલાવીને પૂછ્યું કે, 'કેમ ભાઇ ! ખળું તૈયાર કર્યું ? તેણે માથું નમાવી હા પાડી. ગુરૂજી રામઇયાની અચળ શ્રદ્ધા જોઇને મુગ્ધ થયા. તેમણે સંતુષ્ટ થઇને તેને કહ્યું કે, 'આજે જા અને પાશી ખેતરમાં હળ હાંક.' રામઇયાશા કશું પણ બોલ્યા વિના હવે બળદીઆ જોડીને ગુરૂજીએ કહ્યું હતું તે પ્રમાણે ખેતરમાં ગયા અને ગુરૂજીએ જે દિશામાં હળ હાંકવાની આજ્ઞા કરી હતી તે દિશામાં હળ ખેડવાની શરૂઆત કરી. થોડીજ વારમાં હળમાં કાંઇક ભરાયું અને હળ કેમે કરતાં ચાલેજ નહિ. તેમણે હાથમાં કોદાળી લઇને ખોદવા માંડયું ત્યાં સોના મહોરના ભરેલાં કડાઇયાં નજરે પડયાં. તે તદ્દન આભાજ બની ગયા. હળને ત્યાંને ત્યાં મૂકી તેઓ સીધા ગુરૂજી પાસે ગયા અને સઘળી હકીકત

નિવેદન કરી. તેમણે તેમને આજ્ઞા કરી કે, 'એ સોના મહોરોનાં ગાડાં ભરીને ખળામાં ઢગલો કર અને ત્યાં તારા કુટુંબીઓને બેસાડીને ગામ ધણીને સઘળી હકીકત નિવેદન કર અને તેમને વિનંતિ કર કે, 'આ ધનના માલીક આપ છો માટે આપના સ્વાધીનમાં લો.' જો તે આ લેવા ના પાડે તો બે ત્રણ પાલી સોનામહોરો તેમના કુંવરને સુખડીની કહીને આપજે.'

**આજ્ઞાપાલન**

ગુરૂની આજ્ઞાને પ્રભુની આજ્ઞા સમાન ગણનાર રામઇયાશા ખેતરમાં ગયા અને સોનામહોરનાં કડાઈયાંનાં સોલ ગાડાં ભરીને ખળાની વચ્ચોવચ્ચ તેનો ઢગલો કર્યો. આ દૃશ્યથી તેમને મૂર્ખા કહેનારાઓના દિલમાં શું શું થયું હશે ? એ વિષે અહિં કંઇપણ કહેવાની જરૂર નથી, પરંતુ એટલું સ્પષ્ટ છે કે તે દિવસથી નલીયામાં જિનભક્તિ અને ગુરૂભકિતનું મહાત્મ્ય વધ્યું અને પ્રભુભકતની નિંદા કરવી એ પાપ મનાવા લાગ્યું.

ખળામાં સોના મહોરોનો ઢગલો કરી રામાઇઆશા ગુરૂઆજ્ઞા પ્રમાણે ગામધણી પાસે ગયા અને તેમને સઘળી હકીકત નિવેદન કરી એ ધન સ્વીકારવાની વિનંતી કરી. રામઇપાશાની આસ્થા અને દેવગુરૂની ભક્તિનો પ્રભાવ પ્રત્યક્ષ નિહાળીને ગામધણી પ્રસન્ન થયો અને કહ્યું કે 'ભાઇ ! અમને એમાંથી કાંઇ ન ખપે. આ તો તમારી ભક્તિનું ફળ છે. આમાં માનવની ગણત્રી કાંઈ કામ આવે તેમ નથી, તમે ખુશીથી તમામ મીલકત તમારે ત્યાં લઇ જાઓ અને સુખી થાવ.' રામઇઆશાએ તેમને ખુબ કાલાવાલા કરીને કહ્યું કે, 'આપ જ્યાંસુધી મારા ખળે પધારો નહિ અને નજરે જુઓ નહિ ત્યાંસુધી હું તેમાંથી કાંઇપણ ઘેર લઇ જવાનો નથી. આવા અતિ આગ્રહથી ગામધણી ખળામાં ગયા અને સોનામહોરોનો ઢગલો જોઇ આનંદ પામ્યા. તેમણે રામાઇઆશાને કહ્યું, 'રામાઈઆશા ! આ કળિકાળમાં ભકિત ફળતી નથી એમ કહેનારા નાસ્તિકોને તમે ઉત્તમ

બોધપાઠ આપ્યો છે. મારા ગામમાં તમારા જેવા ભકતાત્મા વસે છે તેથી હું પોતાને ભાગ્યશાળી માનું છુ, ધન્ય છે તમારી જ્ઞાતિને અને તમારા કુળને કે જેમાં આવા ભકતાત્મા નરરત્નો પાકે છે. મારા તમને આશિર્વાદ છે કે તમે અને તમારો પરિવાર દેવગુરૂની કૃપાથી સદા સંતોષી અને સુખી રહો !'

## ગામધણીની નિસ્પૃહતા

રામઇયાશાએ ગામધણીના પગમાં પડી કરગરીને કહ્યું કે 'માલીક! ગામના તમામ ખેડુતોએ વાવણી કરી અને તેમના પ્રારબ્ધ યોગે સારૂં ધાન્ય નિપજ્યું. બે વર્ષના દુષ્કાળ પછી આ સારા વર્ષમાં સૌ કોઇ પોતપોતાના ગજા પ્રમાણે આપના ચરણમાં ધાનનો ઢગલો કરશે. દેવગુરૂની કૃપાથી હું જો અગણિત દોલત પ્રાપ્ત કરી શકયો તો તેમાંથી ફુલ નહિ ને ફુલની પાંખડી હું આપના ચરણમાં ન ધરૂં તો મારા જેવો સ્વામીદ્રોહી બીજો કોણ ગણાય ? માટે કૃપા કરીને આપનો હિસ્સો લેવા આપ મારા પર અનુગ્રહ કરો.'

રામઇયાશાની આ ન્યાયયુકત વાત સાંભળીને ગામધણી મુઝવણમાં પડ્યા. તેમણે પણ ન્યાયનો આશરો લીધો અને કહ્યું કે, 'મેં આમાંથી મને કાંઇ ન ખપે અને તમે ખુશીથી તમામ ધન લઇ જાઓ એમ કહી દીધા પછી હું કાંઇ પણ લઉં તો પછી મારા વચનની કિંમત શી રહી ?'

ગામધણીની વાત પણ એટલીજ ન્યાયયુકત હતી. આ ચર્ચા વખતે હાજર રહેલા ખેડુતો વિચાર કરવા લાગ્યા કે આ બેમાંથી વધારે લાયક કોણ ? રામઇયાશાની ભકિત, શ્રદ્ધા, નીતિ અને ઉદારતાનાં વખાણ કરવાં કે ગામધણીની નિસ્પૃહતા, ન્યાયદષ્ટિ, સંતોષવૃત્તિ અને ઉદારતાના વખાણ કરવા ? આખરે તટસ્થ માણસોએ એવો તોડ કાઢયો કે ગામ ધણીએ કાંઇ ન લેવું. પરંતુ રામઇયાશાએ કુંવરને સુખડી તરીકે એક પાલી સોના મહોરો આપવી અને કુંવરે

તે સ્વીકારવી. આ નિર્ણય સૌએ કબુલ રાખ્યો અને સૌ વિદાય થયા.

**ગુરૂબોધ**

બીજે દિવસે સવારે રામાઈયાશા ગુરૂ મહારાજ પાસે ગયા અને જે બન્યું હતું તે બધું કહી સંભળાવ્યું ગુરૂ મહારાજે તેમને બોધ આપતાં કહ્યું કે, ' ભાઇ ! આ ક્ષણભંગુર સંસારમાં સર્વ પદાર્થ અનિત્ય છે. યમરાજ સૌની પાછળ ફરે છે, સાથે કાંઇ નહિ આવે. કીધું તે કામ અને દીધું તે દાન. માનવ જન્મમાં દેવ ગુરૂની ભક્તિ, સત્સંગ અને પરોપકાર જે કરી શકયો તેને જીવતાં આવડયું અને જેનાથી એ સત્કાર્યો ન થયા તે જીવતો મુવો જાણવો. માટે તું આખા કચ્છમાંથી જૈન બંધુઓને તારે આંગણે નોતરી, તેમને આનંદપૂર્વક વિધવિધ પ્રકારના મિષ્ટાન્નો જમાડી તે ઉપર એક ઘૃતનો કળશીયો પ્રભાવના તરીકે આપી તને પ્રાપ્ત થયેલી સંપત્તિનો સદુપયોગ કર.'

રામઇયાશાએ કરકમળ જોડીને કહ્યું કે ' પ્રભુ ! આ દોલતના માલિક તો આપજ છો. હું તો આપનો અદના સેવક છું. સ્વામી જે આજ્ઞા કરે તે પ્રમાણે વર્તવા સેવક જેમ બંધાયેલો છે તેમ હું પણ આપ જે આજ્ઞા કરો તે ઉઠાવવા બંધાગેલો છું.'

આ પ્રમાણે કહી રામઇયાશાએ ગુરૂજીએ જેટલું કહ્યું તેટલું ઉમંગથી કર્યું. ધન્ય છે એ દેવગુરૂ ભક્ત મહાપુરૂષને અને ધન્ય છે તેમના માર્ગ દર્શક ગુરૂવરને ! બન્નેએ પોત પોતાનો ધર્મ બજાવી અમર નામના કરી. કચ્છી દશા ઓશવાળ જૈન જ્ઞાતિમાં રામઇયા શાનો દાખલો કર્ણોપકર્ણ સર્વત્ર સુપ્રસિદ્ધ છે.

**ક્ષત્રિયત્વ**

રામઇયાશાના વારસદારોને સંપત્તિની સાથે દેવગુરૂની ભક્તિ, સત્સંગ પ્રેમ, ધાર્મિક મનોવૃત્તિ અને પરોપકાર વૃત્તિ પણ મળી છે એ એમના પરિવારના વર્તન ઉપરથી પુરવાર થએલ છે.

આજથી લગભગ તેરસો વર્ષ ઉપર ઓશવાળ કોમની જે રજ- પુતોમાંથી ઉત્પત્તિ થઇ તે રજપુતાઇના વારસો આજે પણ એ કોમમાં નજરે પડે છે. સંજોગોવશાત્ ઓશવાળ વીરોને ખેતી કરવી પડી, મજુરી કરવી પડી અને વ્યાપાર ધંધામાં પણ ઝુકાવવું પડયું, તો પણ તેમના લોહીમાં રહેલું ક્ષત્રીયત્વ ત્યાં પણ ઢાંકયું રહ્યું નથી. 'ભાંગ્યું તોયે ભરૂચ' એ કહેવત પ્રમાણે રજપુતાઇનું લોહી ઘસાતાં ઘસાતાં પણ આજ સુધી પ્રસંગ પડયે પોતાનો પ્રભાવ પ્રગટ કરે છે અને અનુભવીઓ કબુલ કરે છે કે કચ્છી ઓશવાળોમાં હિંમત, ધીરજ, સાહસિકતા, ટેકીલાપણું, એકવચનીપણું, ઉદારતા, વીરતા અને સ્વાભિમાન સાથે દયા, સ્નેહ અને ક્ષમાના ગુણો હજુ ટકી રહ્યા છે અને એ પૂર્વની રજપુતાઇ પુરવાર કરે છે. તેજ પ્રમાણે રામઇ- યાશાના પરિવારમાં દેવગુરૂની ભક્તિ, સત્સંગ પ્રેમ, ધાર્મિક શ્રદ્ધા અને પરોપકાર વૃત્તિ વારસામાં કેવી રીતે ઉતરી આવ્યા છે તે તેમના પરિવારની નીચેની સક્ષિપ્ત કથા ઉપરથી વાંચકોને સ્પષ્ટ થશે.

**રામઈયાશાના વંશજો**

હું આગળ ઉપર દેવરાજ પટેલ સંબંધી કેટલુંક કહી ગયો છું પણ તેમના પહેલાં રામઇયાશાના વંશમાં થએલા લખમસિંહ, ટોકરશી, લાધા અને દેવશી નામના ચાર પ્રભાવશાળી સહોદરો વિષે પણ થોડો ઉલ્લેખ કરવો જરૂરનો છે.

એ ચારે ભાઇઓ આસ્તિક અને વિનયી હતા. લખમશીને જ્ઞાતિએ પટેલની પાઘડી બંધાવી હતી. તેમને દેવરાજ અને પુનસિંહ નામે બે સુપુત્રો થયા. તેમાંથી મોટા પુત્ર દેવરાજને જ્ઞાતિ તરફથી પટેલની પદવી મળી. દેવરાજ પટેલ પ્રભાવશાળી, બુદ્ધિશાળી અને સરળ હતા. તેમને ત્યાં ઠાકરશી, વેલજી, ખીંયશી, અને વીરજી નામે ચાર ભવ્ય આત્માઓનો જન્મ થયો. પટેલની પદવી સૌથી મોટા ઠાકરશીને મળી.

ઠાકરશી પટેલ પણ પ્રતાપી પુરૂષ હતા. તેમણે મુંબઇના જ્ઞાતિના

શેઠીયાઓને પોતાનું પાણી બતાવ્યું હતું. તેમને ભવાનજી અને પ્રેમજી એમ બે પુત્રો હતા, પટેલની પદ્દી ભવાનજીને મળી.

ભવાનજી પટેલ સાદા હતા. તેમનો હીરજી નામનો પુત્ર હમણાં વિદ્યમાન છે અને તે ને નલીયાની જ્ઞાતિનો પટેલ છે.

ડાકરશી પટેલના નાના પુત્ર પ્રેમજીના પરિચયમાં હું સારી રીતે આવેલો. તેઓ મારા દિલોજાન દોસ્ત હતા, તેઓ મારાથી વયમાં એક બે વર્ષે મોટા હતા. તેઓ સરળ અને ઉદાર હતા પરંતુ નાની ઉંમરમાંજ તેમણે પોતાની જીવનયાત્રા સંકેલી લીધી, તેથી તેમની સાથેનો મારો સંબંધ બહુ સમય રહ્યો નહિ.

દેવરાજ પટેલના બીજા પુત્ર વેલજીને કાંઇ સંતતિ નહોતી, પરંતુ તેમના ત્રીજા પુત્ર ખીંયશીને ચત્રભુજ, ખીમજી, મુળજી, ઉમરશી એમ ચારપુત્રો અને મટુબાઇ, વીરબાઇ અને કુંવરબાઇ એમ ત્રણ પુત્રીઓ મળી સાત સંતાનો હતાં.

## ખીંયશી પટેલ

ખીંયશી પટેલનો મને સારો પરિચય હતો. તેઓ વૃદ્ધાવસ્થામાં નલીયામાંજ રહેતા હતા, યુવાનીમાં તેમણે મુંબઇ અને દેશાવરની સફર ધંધાને અંગે કરી હતી, પરંતુ પાછળથી તેઓ પોતાના વતનમાં જ રહેતા અને ભવાનજી પટેલ મુંબઇમાં હોવાથી તેમની જગ્યાએ પટેલ તરીકેનું કામકાજ કરતા. તેઓ કદાવર અને ભરાવદાર શરીરના હતા. સંગીતનું તેમને સારૂં જ્ઞાન હતું, તેમના કંઠમાં મીઠાશ પણ હતી, તેમને ગાવાનો સારો શોખ હતો. ધાર્મિક પર્વોમાં જાગરણ થતાં ત્યારે તેઓ આખી રાત ગાતા. રાત્રે ઠંડા પહોરે મેડીબંધ મકાનમાં તેઓ ગાતા હોય ત્યારે આસપાસ એક બે માઇલ સુધી તેમનો સૂર સારી રીતે સાંભળી શકાતો. સૂરની સાથે તેમને તાલનું પણ સારૂં જ્ઞાન હતું. મેં અનેક રાત્રિઓ તેમના સંગીતનો લાભ લીધો છે. તેઓ પ્રભુના સ્તવનો જ ગાતા અને મંડળી પાસે ગવ-



મધ્યમાં ડાબી બાજુની ખુરશી ઉપર પટેલ **ખીંયશી** દેવરાજ છે.
બાજુમાં તેમના સુશીલ પત્ની **પ્રેમાબાઇ** છે. પ્રેમાબાઇની પછવાડે
તેમનો નાનો દીકરો **ઉમરશી** છે. અને તેની બાજુમાં તેનો મોટો
ભાઇ **ખીમજી** છે. પ્રેમાબાઇની આગળ ઉમરશીનાં **પત્નિ** છે.
અને તેમના ત્રણ બાળકો છે. ખીંયશી પટેલની આગળ
તેમની દિકરી સૌ૦ **કુંવરબાઇ** છે.

રાવતા. એ સ્વર્ગીય રાત્રિઓનું મને આજે પણ પુરેપુરૂં સ્મરણ થાય છે.

ખીંયશીભાઇના પુત્ર ચત્રભુજ અને ખીમજી કચ્છ નલીયામાં પૂજ્ય માલશીભાઇ ભોજરાજના સમાગમમાં આવ્યા. માલશીભાઇનું નામ જ્ઞાતિમાં મશહુર છે. તેઓ નાની વયમાં કાશીમાં સંસ્કૃતનો અભ્યાસ કરવા ગયા હતા. ત્યાં વ્યાકરણ, સાહિત્ય અને ન્યાયનો અભ્યાસ કરી તેઓ અમદાવાદમાં મુનિશ્રી શાંતિસાગરજીના સમાગમમાં ઘણો સમય રહ્યા હતા. એ મુનિમહારાજના સહવાસથી તેમણે જૈન ધર્મના સૂત્ર સિદ્ધાંતોનો મર્મ સારી રીતે જાણી લીધો હતો અને શાંતિસાગરજીની કૃપાથી વ્યાખ્યાનની પણ ઉત્તમ શૈલી તેમણે સંપાદન કરી હતી.

## સદાગમ પ્રવૃત્તિખાતું

શાંતિ સાગરજીના સ્વર્ગવાસ પછી માલશીભાઇ જ તેમની જગ્યાએ વ્યાખ્યાનો આપતા અને સેંકડો મુમુક્ષુ આત્માઓ તેમના ઉપદેશનો લાભ લેતા. તેઓ વૃદ્ધાવસ્થામાં કચ્છમાં પધાર્યા અને કંઠી અને અબડાસા પરગણામાં ગામડે ગામડે જઇ જ્ઞાન પ્રસાદીની લ્હાણી કરી. કચ્છ કાડાયમાં વીસા ઓશવાળ જૈન જ્ઞાતિના કેટલાક જ્ઞાનપ્રેમી અગ્રેસરોની સહાયતાથી તેમણે સદાગમ પ્રવૃત્તિખાતાની સ્થાપના કરી. એ ખાતાના તેઓ ટ્રસ્ટી હતા.

સદ્દાગમ પ્રવૃત્તિખાતાનો ઉદ્દેશ એવો રાખવામાં આવ્યો હતો કે જે કોઇ શ્રાવક કે શ્રાવિકા સંસ્કૃત ભણવા ઇચ્છે તેને ખાનપાન, પુસ્તક, રહેવાનું સ્થાન અને ભણાવનારની ગોઠવણ કરી આપવી. કચ્છના અનેક ગામોના સ્ત્રી પુરૂષોએ એ ખાતાનો લાભ લીધો છે અને આજે કચ્છમાં અનેક સ્ત્રી પુરૂષો સંસ્કૃતમાં પ્રવિણતા ધરાવે છે તે આ સંસ્થાને આભારી છે. હાલમાં એ ખાતાના ટ્રસ્ટી નલીયાના શેઠ રાયમલ હીરજી અને શેઠ હીરજી કાનજી છે. હજુ પણ એ સંસ્થા

તરફથી ભણવા ઇચ્છનાર માટે વ્યવસ્થા કરવામાં આવે છે, પરંતુ તેમનો જોઇએ તેવો લાભ લેવાતો નથી.

માલશીભાઇએ કચ્છનો પ્રવાસ પૂર્ણ કરીને પોતાના ગામ નલીયામાં નિવાસ કર્યો. તેઓ સવારે અને રાત્રે એમ બે વખત વ્યાખ્યાન વાંચતા, તેમના વ્યાખ્યાનનો અનેક નરનારીઓ લાભ લેતા. મેં પણ પેટ ભરીને તેનો લાભ લીધો છે. મારામાં ધાર્મિક સંસ્કારોના બીજ વાવનાર પણ એ જ મહાપુરૂષ હતા અને એમના જ આગ્રહથી હું સંસ્કૃત ભણી શક્યો.

માલશીભાઇની પ્રેરણાથી ચત્રભુજભાઇ અને ખીમજીભાઇ કોડાયમાં ભણવા ગયા અને સંસ્કૃત માર્ગોપદેશિકા અને થોડીત્રણી માંદરાંત પ્રવેશિકા ભણી આવ્યા. માલશીભાઇના આગ્રહથી ચત્રભુજભાઇએ નલીયામાં મારા જેવા અનેક યુવકો અને યુવતિઓને સંસ્કૃતનો અભ્યાસ કરાવ્યો.

## ચત્રભુજભાઇની સંતતિ

ચત્રભુજભાઇ સરળ સ્વભાવના, શ્રદ્ધાળુ અને ભકત હતા. તેઓ સત્સંગના રાગી અને સદ્ધર્મના પ્રેમી હતા. તેઓ સાચા જીજ્ઞાસુ હતા. મારા ઉપર તેમની સંપૂર્ણ કૃપા હતી. તેમનાં પત્નીએ મને કહ્યું હતું કે 'મરતી વખતે તેમણે તને જ સંભાર્યા હતા.'

ચત્રભુજભાઇને પાશવીર, શિવજી, ધનજી, ગંગાજર એમ ચાર પુત્રો અને નેણબાઇ અને પ્રેમાબાઇ એમ બે પુત્રીઓ મળી છ સંતાનો હતાં. પાશવીરભાઇની પ્રમાણિકતા પાંચોરામાં સારી રીતે પંકાતી હતી. તેઓ નાની ઉંમરે પંચત્વ પામ્યા. તેમની મારા પ્રત્યે અનન્ય શ્રદ્ધા હતી. તેમનાં વિધવા દેવકાબાઇ સરળ સ્વભાવનાં અને સાચા દીલનાં એકપતિવ્રતા બાઇ છે. તેમનો દશેક વર્ષનો એક પુત્ર હમણાં વિદ્યાભ્યાસ કરે છે, પરંતુ તેનામાં અત્યા થી પાશવીરભાઇના સદ્‌ગુણો મૂર્તિમંત થતા દેખાય છે.

ચત્રભુજભાઇના બીજા પુત્રો શિવજી અને ધનજી મારી દેખરેખ નીચે પાલીતાણામાં સર વસનજી ત્રીકમજી જે. પી. અને શેઠ ખેતશી ખીયશી જૈન બોર્ડિંગમાં અભ્યાસ કરતા હતા. સંવત્ ૧૯૬૯ માં પાલીતાણામાં આવેલી રેલમાં ધનજી સપડાઇ ગયો એ ડાહ્યો દિકરો હતો, તેનામાં બુદ્ધિ સતેજ હતી. શિવજીભાઇ તો બી. એ સુધી અભ્યાસ કરી હમણાં મુલુંદમાં રહે છે. તેઓ સ્વદેશપ્રેમી અને ગાંધીજીના પરમ ભકત છે તેમના સહવાસમાં આવનાર દરેક જણને તેમનામાં વિનય અને પ્રમાણિકતા દેખાયા વિના રહેતી જ નથી. તેમના દિલમાં જ્ઞાતિની સાચી ધગશ છે. તેમને માથે બહોળા કુટુંબનો બોજો હોવા છતાં ફાજલ સમયનો ઉપયોગ તેઓ જ્ઞાતિ અને દેશસેવાના કાર્યોમાં જ કરે છે. તેમને એક પુત્ર અને ચાર પુત્રીઓ છે, જે હજુ નાની ઉંમરનાં છે.

ચત્રભુજભાઇના ચોથા પુત્ર ગંગાજર તો ખરેખરા ભકત આત્મા છે. તેઓ જ્યારે 'નેડલો કરીએ કોઇ સાચાની સંગાથે' એ પદ ગાય છે ત્યારે તેમની આંખોમાંથી અમૃત ઝરે છે. તેઓ બહુ ભણેલા નથી, પરંતુ વિનય, નમ્રતા, સેવાભાવ અને પ્રમાણિકતા તો તેમની રગેરગમાં ભર્યાં છે.

ચત્રભુજભાઇનાં મોટાં પુત્રી નેણબાઇ બે ચાર વર્ષ પહેલાં પંચત્વ પામ્યાં છે. એ બાઇના ગુણો તેમના સસરા પણ હજુ સંભારે છે એ એમના ગુણોનો પુરાવો છે. બીજાં પુત્રી પ્રેમાબાઇના બે ચાર વર્ષ પહેલાં જ લગ્ન થયા છે. તે બાઇ ચતુર અને લાગણીવાળી છે.

**ગં. સ્વ. મીઠાંબાઇ**

ચત્રભુજભાઈના વિધવા ગં. સ્વ. મીઠાંબાઇ તો મારા માટે કલ્પવૃક્ષ જેવા છે. મારા પ્રત્યે તેમણે હંમેશાં મમતા દેખાડી છે. તેમનો પુત્ર શિવજી જ્યારે પાલીતાણામાં બોર્ડિંગમાં અભ્યાસ કરતો હતો ત્યારે એ ભલાં માતુશ્રી મારી પાસે રડતા આવતા અને કહેતા કે 'હજુ તારે એને કેટલું ભણાવવું છે?' હું તેમને સમજાવીને કહેતો,

કે 'મારી જ્ઞાતિમાં મારે તેને અદ્વિતિય બનાવવો છે.' માતુશ્રી મીઠાંબાઇના અંતઃકરણમાં મારા માટે એટલી શ્રદ્ધા હતી કે પોતાની મરજી ન હોવા છતાં તેઓ પોતાના દિલને મનાવી લેતા. એમાં હું એમના વડીલ બંધુ શામજીભાઇ વીરજીની પણ સહાય લેતો, કેમકે તેઓ પણ મારા પ્રત્યે વાત્સલ્યભાવ રાખતા હતા શિવજી જ્યારે બી. એ.માં પાસ થયો અને શ્રીમંત સસરાએ કન્યા આપી અને બનતી સહાય પણ આપી ત્યારે એ માતુશ્રીએ મને આશિર્વાદ આપ્યા અને હું પણ તેથી પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો; કારણ કે ચત્રભુજભાઇએ મારા ઉપર કરેલા ઉપકારોનો યત્કિંચિત્ પણ બદલો મારે હાથે વળેલો જોઇ મને સંતોષ થયો.

**ખીમજીભાઈ**

ખીયશી પટેલના બીજા પુત્ર ખીમજીભાઇ સાથે મારો સામાન્ય પરિચય તો ચત્રભુજભાઇની સાથે સાથે જ થયો હતો, પરંતુ તેમનો વિશેષ પરિચય તો ચત્રભુજભાઈના સ્વર્ગવાસ પછી થયો. આજ સોળ સત્તર વર્ષથી હું ખીમજીભાઈના પરિચયમાં છું.

એ આત્મામાં મેં રામઇયાશાના ગુણો મૂર્તિમંત થયેલા જોયા એમના જેવી અચળશ્રદ્ધા કોઇ વિરલ આત્મામાં જ હોય, તેઓ સ્વભાવે સરળ, સત્યનિષ્ઠ, સત્સંગપ્રેમી, ભજનના રાગી, સેવાના શોખીન અને પરગજુ છે, પરંતુ એમને અપયશ કર્મનો ઉદય હોવાથી તેઓ ગમે તેનું ગમે તેટલું ભલું કરે તો પણ સામા ધણી તરફથી તેમને અપયશ મળે છે.

મારા પ્રત્યેની એમની અચળ શ્રદ્ધા જોતાં મને એમજ લાગે છે કે એમનો અને મારો કોઈ પૂર્વનો સંબંધ જ હશે. એ વિના આવી અડગશ્રદ્ધા સંભવે જ નહિ. મેં જ્ઞાતિને રાજીનામુ આપ્યું, અને હું સંઘ બહાર થયો તોપણ એ ભક્ત આત્માનો મારા પ્રત્યેનો ભક્તિભાવ અવિચળ જ રહ્યો.

સહાયક



શાહ ખીમજી ખીંયશી પટેલ.

મંત્રી લાલન નિકેતન-મઢડા.

કે

જેઓ સરલ, સાદા, વિનયી અને સેવાપ્રિય નિર્મલ આત્મા છે.
ભક્તિમાર્ગના પથિક છે અને સત્સંગનાં ચાહક છે,
સ્વ. શ્રી. માલસિંહ ભોજરાજ, પંડિત લાલન અને
શ્રીમદ્ રાજચંદ્રનાં ઉપાશક છે, તેમજ મહાત્મા
ગાંધીજીનાં સિધ્ધાંતોના પ્રતિપાદક છે.

મેં સંવત્ ૧૯૭૭માં મઢડા મુકામે લાલન નિકેતનની સ્થાપના કરી અને તેને અંગે એક સેવાશ્રમ ચાલુ કર્યું. એ ભાઇ એમાં વ્યવસ્થાપક તરીકે જોડાયા. પોતાની સાધારણ સ્થિતિ છતાં પોતાની કમાણીમાંથી વાર્ષિક પચાસ રૂપીયાની તેઓ સેવાશ્રમને મદદ કરતા. હું જ્યાં જ્યાં પર્યુષણ પર્વ કરતો ત્યાં ત્યાં તેઓ આવી પહોંચતા.

છેલ્લે જ્યારે કાઠીયાવાડ રાજકિય પરિષદના કાર્યવાહકો મઢડા આશ્રમનો કબજો લેવા તૈયાર થયા ત્યારે તો એ સેવાપ્રિય આત્માએ સત્ય અને ન્યાયની ખાતર પોતાની સેવા મઢડા આશ્રમને અર્પણ કરીને પોતે મઢડામાં રહેવા તત્પર થયા. આશ્રમની સમિતિએ પણ એમની સેવાની કદર કરી અને એમને આશ્રમના મંત્રી તરીકે ચુંટી કાઢયા.

તેમને તેજબાઇ નામની એકજ પુત્રી હતી અને તે પણ બે પુત્રોને જન્મ આપી પંચત્વ પામી.

ખીમજીભાઇનાં પત્ની પ્રેમાબાઇ એક બુદ્ધિશાળી બાઈ છે. તેઓ મને પિતાતુલ્ય ગણે છે. તેમના કંઠમાં કોકિલ જેવી મીઠાશ છે. સંગીતની તેમને કુદરતી બક્ષીસ છે. એ બાઇ ગાતાં હોય ત્યારે સાંભળનારા મંત્રમુગ્ધ બની રહે છે.

ખીયશી પટેલના ત્રીજા પુત્ર મુળજી લઘુ વયમાંજ પંચત્વ પામ્યા.

## ઉમરશીભાઇ

ખીયશી પટેલના ત્રીજા પુત્ર ઉમરશીનો સંવત્ ૧૯૫૪માં જ્યારે કચ્છનલીયામાં મને માલશીભાઇનો સમાગમ થયો ત્યારથી પરિચય થયો. અમે બન્ને સાથે ભણતા અને પ્રતિક્રમણાદિ ક્રિયાઓ પણ સાથે કરતા. અમે બન્ને સાથે સ્તવનો મુખપાઠ કરતા અને કલાકમાં ૧૦-૧૨ ગાથાઓ મોઢે કરતા. મને યાદ છે કે એક દિવસે અમે 'વીર કહે ગૌતમ સુણો પાંચમા આરાના ભાવ રે' એ ૨૧ ગાથાની

સઝ્ઝાય અમે કંઠે કરી અને એકબીજાને સંભળાવી ઉમરશીભાઇમાં તેમના પિતાનો સંગીતનો વારસો પણ ઉતર્યો હતો.

ઉમરશી ભાઇએ રૂના વેપારીઓની નોકરીથી જીવનનો નિર્વાહ કરવો શરૂ કર્યો. સંવત્ ૧૯૬૯ માં એમની સાથે મારો ગાઢ પરિચય થયો ત્યારથી તેમણે એવો ઠરાવ કર્યો કે વર્ષમાં બે મહિના તો તેમણે મારા સમાગમમાં અવશ્ય ગાળવા. અને એ ઠરાવ તેમણે મરણપર્યંત પાળ્યો.

ઉમરશીભાઇ સ્વભાવે શાંત, ગંભીર અને ઓછા બોલા હતા. પરની નિંદા તો તેમને ગમતી જ નહિ કોઇ સાથે કજીઓ કરવો તો તેમને પાલવતો જ નહિ. જેની નોકરી કરતા તેનું કામ એકનિષ્ઠાથી કરતા અને માલિકને સંતોષ આપતા. જ્યારથી તેમણે વર્ષમાં બે મહીના મારા સમાગમમાં રહેવાનો ઠરાવ કર્યો ત્યારથી તેમણે પોતાના અન્નદાતા માલીકને પણ એ ઠરાવ પ્રથમથી જ તેઓ જણાવી દેતા.

કચ્છમાં એમની સાથે મેં ઘણી મુસાફરીઓ કરી છે અને ગામડે ગામડે તેમણે પોતાના મધુર કંઠનો લોકોને લાભ આપ્યો છે.

દક્ષિણમાં કરાડ અને એકસંબા મુકામે શ્વેતાંબર મૂર્તિપૂજક પરિષદો ભરાઇ ત્યારે એ ભાઇએ ત્યાં આવેલા નરનારીઓને પોતાના બુલંદ અને મીઠા અવાજનો લાભ આપ્યો હતો તેમની સ્થિતિ સામાન્ય હતી, છતાં તેઓ દર વર્ષે પોતાની કમાણીમાંથી રૂપીઆ પચાસ મઢડા સેવાશ્રમને અર્પણ કરતા. પોતે આશ્રમના વ્યવસ્થાપક હતા. છતાં તેમનામાં અધિકારનો જરાયે ગર્વ નહોતો.

હું જ્યારથી સ્વરાજ્યની હિલચાલમાં જોડાયો ત્યારથી તેમણે પણ ખાદી પહેરવી શરૂ કરી અને સ્વરાજ અને સ્વદેશીના મારા બનાવેલા ગીતો ગાઇને પ્રજામાં સ્વરાજ અને સ્વદેશી ભાવના જાગ્રત કરવા લાગ્યા સંવત્ ૧૯૮૧ માં તેમણે કચ્છ નલીયા મુકામે પોતાની ૪૦ વર્ષની નાની વયે દેહત્યાગ કર્યો. તેમને રતનશી, આ-

ગુંદજી, દામજી, ચાંપશી, પાનબાઈ અને વેજબાઇ મળી છ સંતાનો થયા હતા. તેમાંનો રતનશી તો પાલીતાણા બોર્ડિંગમાં ભણતો હતો ત્યારે પાલીતાણાની રેલમાં અકાળે પંચત્વ પામ્યો.

**મટુબાઇ અને વીરબાઇ**

ખીયશી પટેલની બે પુત્રીઓ મટુબાઇ અને વીરબાઇના હું પરિચયમાં આવી શક્યો નથી. મટુબાઇ ને મુરબાઈ અને દેવકાંબાઇ એમ બે પુત્રીઓ અને વીરબાઇને કુંવરજી અને નરશી એમ બે પુત્ર થયા.

**કુંવરબાઈ**

પરંતુ ખીયશી પટેલનાં સૌથી નાનાં પુત્રી કુંવરબાઇને હું નાનપણથી ઓળખતો પરંતુ તેમનો પરિચય તો મને સંવત ૧૯૬૯ માં કચ્છ નલીઆમાં થયો. તેમનું નામ કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત અને મહારાષ્ટ્રમાં પ્રસિદ્ધ છે. જેમ જેમ હું તેમના નિકટ પરિચયમાં આવતો ગયો તેમ તેમ મને તેમનામાં અસાધારણ ગુણો દેખાતા ગયા. તેમનામાં ઉત્સાહ, હિમ્મત, સહનશીલતા, પુરૂષાર્થ, બુદ્ધિ, નિર્ભયતા, ટેક અને સેવા ભાવના ભર્યાં પડયાં હતાં. તેમનામાં પણ તેમના પિતાનો સંગીતનો વારસો ઉતર્યો છે. તેમના કંઠમાં મીઠાશ સાથે આકર્ષણ રહેલું છે.

પ્રારંભમાં મેં તેમને ભજનો શીખવવા માંડયાં અને જેમ જેમ તેઓ ભજનો મુખપાઠ કરતા ગયા તેમ તેમ તેમનામાં રહેલી કુદરતી ગાયનકળા વિકાસ પામતી ગઇ. પંચમહાલ જીલ્લામાં ગોધરા મુકામે ગાંધીજીના પ્રમુખપદે મળેલી ગુજરાત રાજકિય પરિષદના છેલ્લા દિવસે તેમણે ' યે માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં ' એ ગીત ગાઇને લગભગ આઠ હજાર નરનારીઓના દિલ રંજન કર્યાં.

ખેડા જીલ્લામાં ગાંધીજીએ જ્યારે સત્યાગ્રહ કર્યો ત્યારે ગાડા

ઉપરથી પડી જવાથી મારો હાથ ભાંગ્યો હતો. તે વખતે એ બ્હેન મારી મદદે દોડી આવ્યા. અને લગભગ દશ દિવસ સુધી ખેડા જીલ્લાના ગામડાની પ્રજાને તેમણે ભજનાનંદનો સ્વાદ ચખાડયો હતો.

હિંદના દાદા દાદાભાઇની દેશભક્ત સુપુત્રી પેરીન બ્હેન અને ગાંધીજીના પરમ ભક્ત જમનાબાઇ સાથે કુંવરબ્હેને ખાદીની ફેરી કરવામાં પોતાનો ફાળો આપ્યો છે.

વિલેપારલે અને શાંતાકુઝની ભવ્ય સભાઓમાં પણ એ બ્હેને શ્રોતાજનોના દિલ રંજન કર્યા છે.

રાષ્ટ્રીય સ્ત્રી સભા, ભગિની સમાજ અને હિન્દુ મહિલા મંડળની જ્યારે જ્યારે સભાઓ ભરાય ત્યારે ત્યારે નિઃપક્ષપાતપણે એ બ્હેને પોતાની હાજરી આપીને પોતાનું નિઃપક્ષપાતપણું પુરવાર કરી આપ્યું છે.

માંડવી, કચ્છી મહિલા સમાજનાં મંત્રી તરીકે તેમણે સારી સેવા બજાવી છે અને જૈન મહિલા પરિષદનાં મંત્રી તરીકે તેમણે સારી રીતે કામ બજાવ્યું છે અને આજે તો તેઓ જૈન મહિલા સમાજના પ્રમુખપદે બીરાજે છે.

દક્ષિણ મહારાષ્ટ્રમાં જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન પરિષદ ભરાતી ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે કુંવરબ્હેને વ્યાખ્યાનો અને ભજનોથી એ પરિષદોમાં પધારેલા ભાઇ બ્હેનોને ખુબ સંતોષ્યાં છે.

કુંવરબ્હેનને જેમ ગાતાં આવડે છે તેમ હારમોનીયમ બજાવતાં પણ આવડે છે. ભૈરવી, આશાવરી. કાલિંગડા, બીહાગ, પીલુ, ઝીંઝોટી, ખમાચ, યમન કલ્યાણ જેવા રાગોનું પણ તેમણે સારૂં જ્ઞાન મેળવ્યું છે.

મઢડા લાલન નિકેતન અને સેવાશ્રમના તો તેઓ વ્યવસ્થાપિકા

છે એટલું જ નહિ પણ ત્યાંની ઉદ્યોગશાળા માટે તેમણે મુંબઇમાં સંવત ૧૯૭૮–૭૯ અને ૮૦ ની સાલમાં ઘર ઘર ફરીને સારી મદદો મેળવી ઉદ્યોગશાળાના કાર્યને ભારે ટેકો આપ્યો છે.

એ બ્હેનને બાયાંબાઇ નામની એકજ પુત્રી છે.

**પ્રેમાબાઇ**

ખીયશી પટેલના પત્ની પ્રેમાબાઇની સેવા ભાવના અનન્ય હતી. એ માતાનો મને પ્રથમ પરિચય સંવત ૧૯૬૯ માં નલીયામાં થયો હતો. તે વખતે મારી સારવાર કરતાં તેમણે મને કહ્યું કે ' ભાઇ! મારામાં વધારે બુદ્ધિ નથી. હું બીજું કાંઇ નહિ કરી શકું પણ તમને પાણી પાઇશ અને તમારા વાસણો માંજીશ, મને એટલો લાભ તો મળવો જોઇએ. ' તેમની એ માગણીને મેં તો આજ્ઞા તરીકે સ્વીકારી હતી. સહનશીલતાની તો તેઓ સાક્ષાત મૂર્તિજ હતાં. તેઓ ભણેલાં નહોતા. પરંતુ તેઓ આળસનાં કટ્ટા દુશ્મન હતાં. કામ વિના તો તેમને એક ઘડી પણ બેસી રહેવું પાલવતું નહિ. પુત્રવધુઓ સાથે તેમને લ્હેણું નહોતું, પણ વૃદ્ધાવસ્થામા તેમની સૌથી નાની પુત્રી કુંવરબાઇ તેમની સેવા કરતાં. ખીમજીભાઇ અને ઉમરશીભાઇ તરફથી તેમને ખર્ચ માટે વાર્ષિક રૂ. ૨૦૦ મળતા. પરંતુ તે રૂપીયા તો તેઓ સાચવી રાખતાં અને કુંવરબ્હેનને કહેતાં કે ' એ રૂપીયા તો મારે મારી હયાતિમાં જ શિવજીની ઇચ્છા પ્રમાણે ખર્ચવા છે. ' એ રીતે તેમણે પ્રથમના બે વર્ષમાં રૂ. ૫૦૦ મઢડા લાલન નિકેતનને એક ઓરડો બંધાવી આપવામાં અર્પણ કર્યા અને એક વર્ષ તેમણે ભારતમંદિરને મદદ કરી.

મને તો તેઓ પોતાના સાત સંતાનોની બરોબર જ ગણતા. મારા પ્રત્યેનો તેમનો સદ્‌ભાવ તેમની છેલ્લી ઘડી સુધી કાયમ રહ્યો હતો

ઉમરશીભાઇના સ્વર્ગવાસની તેમને ભારે અસર થઇ અને

સંવત ૧૯૮૨ માં તેમણે શાંતાકુઝમાં કુંવરબ્હેનને ત્યાં દેહનો ત્યાગ કર્યો.

આ રીતે ખીયશી પટેલના કુટુંબીઓની પીછાણ આપતાં લખમશી પટેલના એક પુત્ર દેવરાજના પરિવારની નોંધ પુરી થાય છે.

## પુનસિંહભાઇ

લખમશી પટેલના બીજા પુત્ર પુનસિંહને, પીતાંબર જેતશી અને ચાંપશી એમ ત્રણ પુત્ર થયા હતા. તેમાંથી પીતાંબર ને માણેકજી, ગોવિંદજી અને કાનજી એમ ત્રણ સુપુત્રો થયા.

## માણેકજીભાઇ

તેમાંના માણેકજીભાઇએ જાત મહેનતથી સંપત્તિ પ્રાપ્ત કરી છે. તેમણે પારાવાર મુશ્કેલીઓમાંથી પોતાનો માર્ગ કર્યો છે. તેમનો પરિચય મને મુંબઇમાં સંવત્ ૧૯૫૭માં થયો. કચ્છનલીયાનિવાસી પણ કુરકુવાડીવાળા તરીકે પ્રખ્યાત થએલા ભાઇ રાયમલ હીરજી વાતની વ્યાધિથી બિછાને પડ્યા હતા ત્યારે તે મને મળવા માટે માણેકજીભાઇ મુંબઇ આવ્યા હતા. તેઓ અને રાયમલભાઇ બાળમિત્ર હતા.

માણેકજીભાઇ મને મુંબઇમાં મળ્યા ત્યારે હું મુશ્કેલીમાં હતો. તે વખતે હું કચ્છનલીયાનિવાસી શેઠ કાનજી મણસીને ત્યાં નોકરીએ હતો, કાનજીભાઇએ મને માસિક રૂ. ૧૦૦ પગાર આપવા મારા પિતાને વચન આપ્યું હતું. મેં એક મહિનો કામ કર્યું. પરંતુ મારૂં મન ધંધામાં ચોંટયું નહિ, કારણ કે મારી તો સંસ્કૃત ભણવાની અભિલાષા હતી. પાલીતાણાના વીરબાઈ જૈન પાઠશાળાના મેનેજર તરીકેની જગ્યા માટે મેં એ પાઠશાળાના ટ્રસ્ટીઓ સર વસનજી ત્રીકમજી જે. પી. અને શેઠ હીરજી ઘેલાભાઇ જે. પી. પાસે માગણી કરી અને તેમણે મારી માગણી મંજુર કરી માસિક રૂ. ૨૩ નો પગાર ઠરાવ્યો.

શેઠ કાનજી મણશી વિમાની દલાલી કરતા. એ ધંધામાં આગળ વધવાની તક હતી, જ્યારે વીરબાઇ જૈન પાઠશાળામાં એવી કશી તક નહોતી. આથી હું એ પાઠશાળાની નોકરી સ્વીકારૂં તેથી મારા પિતાજી નારાજ હતા અને તેમણે મને પાલીતાણે જવાની પરવાનગી ન આપી. પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું મને પાલવતું નહોતું તેમ મુંબઇની નોકરી મને ગમતી નહોતી. આમ હું ધર્મસંકટમાં ફસાયો હતો. મેં માણેકજીભાઇને મારી મુસ્કેલી જણાવી. તેમણે મને આશ્વાસન આપ્યું અને મારા પિતાજીને સમજાવવાનું તેમણે માથે લીધું. માણેકજીભાઇ અને રાયમલભાઇ પ્રતિષ્ઠિત હોવાથી મારા પિતાજી તેમના પ્રત્યે સદ્‌ભાવથી જોતા હતા. એ બન્ને સજ્જનોએ મારા પિતાજીના મનનું સમાધાન કર્યું અને મારી મુસ્કેલી તે વખતે તો દૂર થઇ.

## જ્ઞાતિસેવાની ધગશ

સંવત્ ૧૯૫૯માં પાલીતાણામાં એક જૈન બોર્ડિંગ સ્થાપવાની મારી ઇચ્છા મેં માણેકજીભાઈ પાસે વ્યક્ત કરી. તેમણે તરતજ રૂ. ૨૫૦૦ પચીસસોની મદદ આપવાની ઉદારતા દર્શાવી એટલું જ નહિ પણ જૈન ધર્મ વિદ્યાપ્રસારક વર્ગ અને જૈન બોર્ડિંગના વ્યવસ્થાપક તરીકે પોતાનું નામ આપવાની પણ કૃપા કરી અને સંવત્ ૧૯૬૦ માં પાલીતાણામાં જૈનધર્મ વિદ્યાપ્રસારક વર્ગના બધા વ્યવસ્થાપકો એકઠા મળ્યા તેમાં માણેકજીભાઇએ પણ હાજરી આપી.

એક મહીના સુધી હું તેમના સમાગમનો લાભ મેળવી શકયો. તેમના ઉત્તમ વિચારો, ઉદાર ભાવના અને જ્ઞાતિની સેવા કરવાની અંતઃકરણની તેમની ઇચ્છા જોઇ હું અત્યંત ખુશ થયો.

બોર્ડિંગનો સારા ગૃહસ્થોના પુત્રો પણ લાભ લે એ ભાવનાથી તેમણે પોતાના એ પુત્રોને પણ પોતાને ખર્ચે બોર્ડિંગમાં મૂકયા.

**મારા પ્રત્યે સદ્દભાવ**

તેમના આગ્રહથી સંવત્ ૧૯૬૩ માં હું હુબલી ગયો હતો. તે વખતે તેમણે મારા પ્રત્યે જે લાગણી દેખાડી છે તે જીવનમાં હું કદિ પણ ભુલી શકું તેમ નથી. શ્રી કૃષ્ણુને ત્યાં સુદામાજી ગયા ત્યારે એ ગરીબ પણ પોતાનો મિત્ર છે એમ સમજીને શ્રી કૃષ્ણે સુદામાજી પ્રત્યે જે ભક્તિ દેખાડી હતી તેવાજ પ્રકારનો ભાવ માણેકજીભાઇએ મારા પ્રત્યે દેખાડયો હતો. મારા જ્ઞાતિબંધુઓ અને બ્હેનો મારાસમાગમનો વિશેષ લાભ કેવી રીતે લે એજ તેમની અંતરની અભિલાષા હતી– ઉત્કર્ષ ભાવના હતી.

**માનવસેવાનું લક્ષ્ય**

આ વાતને આજે વીસ વર્ષ વીતી ગયાં છે. તે વખતે કચ્છમાં અને મુખ્યત્વે કરીને મારી જ્ઞાતિમાં પરમાર્થના કાર્યમાં માથું મારનાર કોઈ નહોતું તેથી માણેકજીભાઇની નજર મારા ઉપર ઠરી અને 'નિર્જને પાદપે દેશે એરંડાપિ દ્રુમાય તે' અર્થાત્ ઉજ્જડ વનમાં એરંડો પ્રધાન જેવી મારી સ્થિતિ તે વખતે હતી. તેમણે મને હુબલીમાં ૧૩ દિવસ રોકયો અને તેટલા સમયમાં મારી પાસે ૭ વ્યાખ્યાનો કરાવ્યા હુબલીમાં જૈન પાઠશાળા અને જૈન પુસ્તકાલયની સ્થાપના તેમણે સ્નેહી વર્ગની સહાયતાથી મારે હાથે કરાવી અને હુબલીની જ્ઞાતિ તરફથી મને માનપત્ર અપાવ્યું. તે પ્રસંગે જ્ઞાતિમાંથી અમુક કુરિવાજો બંધ કરવાની જ્ઞાતિના ચોપડામાં નોંધ કરાવી. હું હુબલીથી વિદાય થયો ત્યારે તો તેમણે પોતાના દિલના દરવાજા ખોલીજ દીધા. ત્યારે જ હું તેમને પુરો પીછાની શકયો કે તેમના જીવનનું એકજ લક્ષ્ય **માનવસેવા** છે. પરોપકારવૃત્તિ તો તેમનામાં પ્રાધાન્યપણે છે.

**નિશ્ચયબળ**

સંવત્ ૧૯૬૪માં હું સર વસનજી ત્રીકમજી જે. પી. સાથે ગદક ગયો હતો. તે વખતે ભાઇ વસનજી જેતશીના લગ્ન શેઠ લાલજી

લધાને ત્યાં થવાના હતા. માણેકજીભાઇનો ત્યાં આવ્યા વિના છુટકોજ નહોતો. એક દિવસે બપોરે અમે બન્ને ફરવા નીકળી પડયા અને નદીકિનારે જઇને બેઠા. ત્યાં ધાર્મિક ચર્ચા ઉપસ્થિત થઇ. માણેકજીભાઇને મારા વિચારો બહુજ ગમ્યા, અલબત્ત તેમાં તેમની યોગ્યતા મુખ્ય કારણભૂત હતી. તેમણે મને કહ્યું કે 'મેં આખી જીંદગીમાં કુટુંબ માટે જ ધંધો કર્યો છે. હવેથી ઘરનું ખર્ચ બાદ કરતાં જે કમાણી વધશે તેમાંથી બનશે તેટલું હું પરમાર્થે ખરચીશ.' આ તેમનો નિશ્ચય તેઓ આજ દિવસ સુધી પાળતા આવ્યા છે. તેમના નિશ્ચયબળનો આ સ્પષ્ટ પુરાવો છે.

## દીનદાઝ

સંવત્ ૧૯૬૪ના અષાડ મહિનામાં તેઓ સૌ મિત્રો સાથે પાલીતાણે પધાર્યા. એક વખતે અમે બન્ને એકાંતમાં બેઠા હતા. જ્ઞાતિની સ્થિતિની ચર્ચા ઉપસ્થિત થતાં હાલાર પરગણાની વાત નીકળી. ત્યાંની દુ:ખદ સ્થિતિ તેમના જાણવામાં આવતા તેમણે હાલારના નિરાધાર બાળકોને પાલીતાણે લઈ આવવાની સુચના કરી. મેં જણાવ્યું કે, પાલીતાણા જૈન બોર્ડિંગમાં હમણાં છે તેથી વધારે સંખ્યા માટે ટ્રસ્ટીઓની મનાઇ છે.' તેમણે કહ્યું કે, 'જો એમ જ હોય તો કચ્છમાં એવી બીજી સંસ્થા સ્થાપો. પ્રારંભમાં હું તમને રૂ. ૨૦૦૦ આપીશ અને જરૂર પડે વધારે રકમ પણ આપીશ અને મારાથી બનતી બીજી મહેનત પણ કરીશ' તેમના એ શબ્દોથી મારામાં હિમ્મત આવી, કચ્છમાં બોર્ડિંગ જેવી સંસ્થા સ્થાપવાનો મારો ક્યારથી વિચાર હતો, એ વિચાર હવે મક્કમ થયો, હું આસો મહીનામાં હાલારમાં ગયો અને ૨૦ દિવસ ગામડે ગામડે ફરીને ૨૦ નિરાધાર બાળકોને લઇને જામનગર થઇ કચ્છ માંડવી ગયો અને સંવત્ ૧૯૬૫ના કારતક સુદ ૧ ને દિવસે કચ્છી જૈન બાલાશ્રમની સ્થાપના કરી. એ સંસ્થા પ્રત્યે માણેકજીભાઇએ તે દિવસથી આજસુધી

પોતાનો ઉદાર હાથ લંબાવ્યે જ રાખ્યો છે, આજે એ વાતને ૧૮ વર્ષ વીતી ગયાં છે. હાલમાં એ સંસ્થા કચ્છ નલીયામાં છે, તેને શેઠ નરશી નાથા ધર્માદા ફંડમાંથી માસિક રૂ ૫૦૦ ની મદદ મળે છે અને એ સંસ્થા સાથે એ શેઠજીનું નામ જોડી દેવામાં આવ્યું છે.

સંવત્ ૧૯૫૭ના આસો વદમાં હું પાલીતાણે ગયો. ૧૯૫૮ની સાલ મેં નિર્વિઘ્ને પસાર કરી. ૧૯૫૯ની સાલમાં મેં બોર્ડિંગની સ્થાપના કરી અને તેને માટે પ્રયત્ન કરવા લાગ્યો. એ વાત વીરબાઇ જૈન પાઠશાળાના એક ટ્રસ્ટીને ન રૂચી. એટલે સંવત ૧૯૬૦માં હું એ સંસ્થાથી છુટો થયો. મારા કુટુંબના નિર્વાહ માટે સર વસનજી ત્રીકમજી પોતાના અંગત ખર્ચમાંથી મને માસિક રૂ ૪૦ આપવા લાગ્યા. જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ તેમ તેમના તરફથી મારા ઉપરના બંધનો વધતા ગયા. માણેકજીભાઇને એ વાત ન રૂચી. તેથી તેમણે મારો કૌટુંબિક બોજો પોતાને શિરે ઉઠાવી લીધો એટલે તેઓ મને મારા કુટુંબના નિભાવ માટે માસિક રૂ.૪૦ આપવા લાગ્યા.

## બદલાયેલી લાગણી

સંવત્ ૧૯૬૫માં મેં ગુપ્ત પ્રવાસ કર્યો અને ૧૯૬૬ના પોષ મહીનામાં હું મુંબઇ આવ્યો. માણેકજીભાઇ મને મળવા માટે મુંબઈ આવ્યા. મારામાં તેમને પરોપકારને બદલે ભકિતના સંસ્કારો વધારે જણાયા. મારો સ્ત્રી વર્ગ સાથેનો પરિચય વધતો જતો જોઇ તેમણે મને મીઠાશથી ટકોર પણ કરી. હું તો મારી ધુનમાં જ હતો. વિધવાઓની દાઝ તેમના દિલમાં હતી અને વિધવાઓને મદદ કરવાની પણ તેમની ભાવના હતી પરંતુ વિધવાઓ સાથેનો મારો પરિચય તેમને ગમતો નહિ.

સંવત્ ૧૯૬૬માં મેં પાલીતાણા ખાતે જૈન વિધવાશ્રમની સ્થાપના કરી. માણેકજીભાઇએ પ્રારંભમાંજ રૂ. ૨૦૦૦ મદદ તરીકે એ સંસ્થાને આપ્યા. એ વિધવાશ્રમની સ્થાપના પછી મારી જ્ઞાતિમાં

મારા માટે વિરૂદ્ધતા વધવા લાગી. મારી પ્રવૃત્તિ કોઇને ગમી નહિ. આથી માણેકજીભાઇની મારા પ્રત્યેની લાગણી દિનપ્રતિદિન મંદ થતી ગઇ.

**જૈન ઝગડો**

સંવત્ ૧૯૬૬માં પાલીતાણામાં મેં આનંદ સમાજનો મહોત્સવ કર્યો. એ મહોત્સવને અંગે જૈન ઝગડો જામ્યો. મને અને પંડિત લાલનને ગામોગામના જૈન સંઘોએ સંઘબહાર કર્યા અને પરસ્પર કલેશોત્પાદક લખાણો થયા. માણેકજીભાઇને એ મુદ્દલ ન ગમ્યું કેમકે કલેશથી તો સો ગાઉ દૂર રહેવાની તેમની પ્રકૃત્તિ છે.

સંવત્ ૧૯૬૭માં મેં વિદ્યાચંદ્ર અને સુમતિ નામની નવલકથા લખી અને સચિત્ર બહાર પાડી. એને અંગે મારી જ્ઞાતિના એક કુટુંબની લાગણી દુઃખાઇ અને મામલો અદાલતે ચડવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. માણેકજીભાઇ હવે સહન કરી ન શકયા. તેમનો એ ભાવ હું તેમના ચહેરા પર જોઇ શકતો હતો. એટલે ૧૯૬૮થી મેં તેમની મદદ લેવી બંધ કરી. તેમના અંતરમાં મારા પ્રત્યે પ્રથમના જેવી ભક્તિ રહી નહોતી. અલબત્ત તેનું કારણ હું મારૂં વર્તન માનું છું. તેમની મારા પ્રત્યે જે લાગણી હતી તે મારામાં રહેલી પરોપકાર વૃત્તિને લીધે હતી. મારો એ ગુણ તેમને જેમ જેમ મંદ થતો દેખાયો તેમ તેમ તેમની પણ મારા પ્રત્યેની લાગણી મંદ થતી ગઇ.

તે પછી તો એક પછી એક એવા નિમિત્તો મારે માટે ઉપસ્થિત થતા ગયા કે માણેકજીભાઇની પ્રથમના જેવી લાગણી હું સંપાદન કરી શકયો જ નહિ. પરંતુ તેઓ મૈત્રી ધર્મ સમજે છે અને સ્વભાવે ગંભીર અને કૃતજ્ઞ છે તેથી હજુ સુધી મારા પ્રત્યે સદ્‌ભાવ તો નિભાવી જ રહ્યા છે. એમાં હું તેમની સજ્જનતા જ જોઉં છું.

માણેકજીભાઇ સાથેનો મારો પરિચય ૧૯૬૭ની સાલથી કંઇક ઓછો થયો પરંતુ ૧૯૬૯માં પાલીતાણાની રેલ પછી તો લગભગ

બંધ જેવો જ થઈ ગયો. પરંતુ જ્યારે હું સ્વરાજની લડતમાં જોડાયો અને ખાદી તથા રેંટીયાનો પ્રચાર કરવા લાગ્યો તેમજ ગાંધીજીના ગુણમાં ઘેલો થયો ત્યારથી પાછી માણેકજીભાઈની સુતેલી લાગણી જાગ્રત થઇ. ગાંધીજી હુબલી પધાર્યા ત્યારે તેમણે તેમના ચરણમાં રૂ ૨૦૦૦ની થેલી ધરી. પોતે ખાદી પહેરે છે અને 'નવજીવન' પ્રેમથી વાંચે છે. મારો ગાંધીજી સાથે ઝગડો થયો તે તેમને મુદ્દલ ન ગમ્યો. મને સમજાવવાને તેમણે ઘણી મહેનત કરી. પરંતુ એ પ્રયત્ન નિષ્ફળ હતો.

## લાલનસાહેબ પ્રત્યે ભક્તિ

પૂજ્ય લાલનસાહેબ તરફ પણ માણેકજી ભાઈનો સારો પૂજ્ય ભાવ છે. તેમના નિર્વાહ માટે તેમણે રૂ ૫૦૦૦ અર્પણ કરેલા, પરંતુ જે ધણી પાસે એ રકમ મૂકવામાં આવી હતી તે ધણીની પેઢી નરમ પડવાથી એ રૂપીયા ગયા. એટલે હવે માણેકજીભાઇ માસિક રૂ ૧૫ મોકલી પોતાની ભક્તિ સાર્થક કરે છે.

માણેકજીભાઈના પત્ની શીલગુણ સંપન્ન અને સેવાપ્રિય હતાં. તેમના મૃત્યુ પછી માણેકજીભાઇએ ફરી લગ્ન કર્યાંજ નહીં.

માણેકજીભાઇના બધા ગુણો વિષે લખવા બેસું તો એક ગ્રંથ ભરાય: પણ તેમનામાં રહેલી પરોપકારવૃત્તિનો જ મેં તો કિંચિત ઉલ્લેખ કર્યો છે. તેઓ બુદ્ધિશાળી, ઉદાર, વ્યવહારકુશળ, દયાળુ અને સેવાપ્રિય છે. હુબલી અને આસપાસના પ્રદેશમાં માણેકજીભાઈની એક વેપારી તરીકે, સજ્જન તરીકે અને સત્યવાદી તરીકે સારી પ્રતિષ્ઠા છે. હુબલીની હોસ્પીટલ માટે તેમણે સારો ભોગ આપ્યો છે. તેમણે જ એ હોસ્પીટલ ઉભી કરી છે એમ કહીએ તો ચાલે. એ સિવાય જીવદયાના કાર્યોમાં પણ તેમણે પોતાનો સારો ફાળો આપ્યો છે.

તેમને અત્યારે બે પુત્રો અને એક પુત્રી છે. મોટાનું નામ

જીવરાજ, નાનાનું ડુંગરશી અને પુત્રીનું નામ લક્ષ્મીબાઇ છે. એ ત્રણે વિવાહિત છે.

### ગોવિંદજી અને કાનજી

પિતાંબરના બીજા પુત્ર ગોવિંદજી સાથે મારો વિશેષ પરિચય નથી, પરંતુ તેઓ શ્રદ્ધાળુ છે અને તિર્થયાત્રાનો તેમને નાદ છે. દર્શનપૂજનમાં તેમને પ્રીતિ છે. એકંદર રીતે તેમના હૃદયમાં પણ ભક્તિના બીજ પ્રતીત થાય છે. તેમને ત્રણ પુત્રો છે.

પિતાંબરના ત્રીજા પુત્ર કાનજી તો નાની વયમાં પંચત્વ પામ્યા છે, તેમની વિધવા અને નારણજી નામે પુત્રનું માણેકજીભાઇએ પાલન કર્યું અને નારણજીના લગ્ન કર્યા.

### વિસનજીભાઇ

પુનશીના બીજા પુત્ર જેતશીભાઇના જેષ્ટ પુત્ર વિસનજીભાઇ લઘુ વયથી સુસંસ્કારી છે. એ જ્યારે બાર તેર વર્ષની ઉંમરના થયા ત્યારે મેં તેમને કચ્છ નલીયામાં દેવદર્શન, સામયિક અને પ્રતિક્રમણાદિ ધર્મક્રિયાઓમાં રસ લેતા જોયા. નાની વયમાં જ પિતાનું અવસાન થવાથી વસનજીભાઇ અને જીવરાજ માણેકજી પીતાંબરની સહાયથી હુબલીમાં જઇ વસ્યા. જીવરાજ તો પોતાની નાની વયમાં એક બાળ વિધવા મૂકીને પંચત્વ પામ્યા.

વિસનજીભાઇના સદ્ગુણો ઢાંકયા ન રહ્યા. જેમ જેમ તેમની વય વધતી ગઇ તેમ તેમ તેમના સદ્ગુણો પણ વૃદ્ધિંગત થતા ગયા. સવત્ ૧૯૬૩માં હુબલીમાં હું તેમના પરિચયમાં આવ્યો, પરંતુ તે વખતે તેમની સાથે મારો વધારે સમાગમ થઇ શકયો ન હોતો. પણ સંવત્ ૧૯૬૬–૬૭માં હું તેમના વિશેષ પરિચયમાં આવ્યો ત્યારે મેં તેમનામાં સરળતા, પરોપકાર વૃત્તિ, ઉદારતા, પવિત્રતા અને પ્રભુ-ભક્તિ મૂર્તિમંત થયેલા અનુભવ્યા. તેઓ સાહસિક, ઉત્સાહી અને

ઉમંગી છે. તેમના ઉત્તમ ગુણોથી આકર્ષાઇને ગદકવાળા શેઠ લાલજી લધા કે જેઓ કર્ણાટકમાં એક મહાન વેપારી અને કાર્યકુશળ ગૃહસ્થ તરીકે પ્રખ્યાત છે તેમણે પોતાની પુત્રી નેણબાઇના વિસનજીભાઇ સાથે લગ્ન કર્યાં, પરંતુ એ બાઇનું આયુષ્ય લાંબુ નહિ એટલે થોડાજ સમયમાં તેઓ સ્વર્ગવાસી થયા. તે પછી વિસનજીભાઇએ પુરબાઇ નામની એક બુદ્ધિશાળી બાળા સાથે લગ્ન કર્યાં. ( આ બ્હેન વસનજીભાઈનાં ચોથીવારનાં પત્નિ છે.)

## વિસનજીભાઇની ભક્તિ

વિસનજીભાઇને સંગીતની કુદરતી બક્ષીસ જો કે અલ્પ છે, છતાં તેમને ભજનો ગાવાનો શોખ એટલો છે કે સંવત્ ૧૯૬૬માં તેમણે હુબલીમાં એક ભજનમંડળીની સ્થાપના કરી. એ મંડળી મહીનામાં ચાર વખત મળતી અને રાત્રે બે ત્રણ કલાક પ્રભુ ભજનો ગાઇ સમયની સાર્થકતા કરતી. પર્યુષણ પર્વમાં પોથી અને પાલણા પ્રસંગે આખી રાત્રિ એ ભજનમંડળી હુબલીવાસી શ્રાવક શ્રાવિકાઓના મન રંજન કરતી. વિસનજીભાઈ જ્યારે ભજન કરતા હોય ત્યારે તુકારામ, નરસિંહ મહેતા કે મીરાંબાઇનું સ્મરણ થયા વિના ન રહે. તેમનું શરીર એકવડીયું છે છતાં ભજનો ગાતાં તેઓ શરીરને જે શ્રમ આપે છે તે જોતાં જાણે એ પ્રસંગે તેમના નબળા શરીરમાં કોઇ દૈવી બળ આવતું હોય એમ જણાય છે. ભજન કરતી વખતે તેમને દેહનું ભાનજ રહેતું નથી એમ કહીએ તો ચાલે. તે વખતે તેમની આંખોમાં પ્રભુતા પ્રગટ થતી દેખાય છે.

## દેશપ્રેમ અને ઉદારતા

હુબલીમાં કોઇ સંત પુરૂષની વિસનજીભાઇને ખબર પડે કે તેઓ તરતજ તેમની પાસે દોડી જાય અને નિષ્કામવૃત્તિથી સત્સંગનો લાભ લે. ગાંધીજીના પ્રસંગમાં તેઓ આવ્યા ત્યારથી તેમણે ખાદી ધારણ કરી એટલુંજ નહિ પણ હુબલીમાં તેમણે ખાદીનો સારો પ્રચાર કર્યો.

દક્ષિણુ મહારાષ્ટ્રમાં એકસંબા મુકામે શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન પરિષદ મળી હતી. તેના પ્રમુખ પંડિત લાલન હતા. તે પ્રસંગે કર્ણાટકના સુપ્રસિદ્ધ નેતા ગંગાધરરાવ દેશપાંડે પધાર્યા હતા. તેમણે મને તિલક સ્વરાજ ફંડમાં જૈન ભાઇઓ તરફથી ફાળો મેળવી આપવા સુચના કરી, મેં પ્રયત્ન કરી જોયો, પરંતુ તેનું વિશેષ ફળ ન આવ્યું. છેવટે પૂજ્ય લાલન સાહેબે પોતાની સોનાની વીંટી ફાળા માટે અર્પણુ કરી. મેં તે વીંટીની ઉછામણી કરી અને લેવા માટે ૫૦–૧૦૦–૨૦૦ –૨૫૦–૫૦૦–૭૦૦ એમ ઉત્તરોત્તર રકમો બોલાતી ગઈ. છેવટે વસનજીભાઇએ રૂ. ૧૦૦૧માં એ વીંટી લીધી. તેમના દેશપ્રેમ અને તેમની ઉદારતાનો આ સ્પષ્ટ પુરાવો છે. અસહકારના યુગમાં અનેક વકીલોને તેમણે ખાનગી સહાય આપેલી અને એ સિવાય તેમની ગુપ્ત સખાવતો તો હિસાબ વગરની છે.

વેપારીવર્ગમાં તેઓ સારો મોભો ધરાવે છે અને સારા પ્રતિષ્ઠિત ગણાય છે. મારા તો તેઓ પરમ ઉપકારી છે કેમકે અનેક વખત તેમણે મને મદદ કરી છે. તેમના વિષે હું જેટલું લખું તેટલું ઓછું છે.

તેમને એક પુત્રી છે; તેમના માતુશ્રી પંચત્વ પામ્યા છે. તેઓ શ્રદ્ધાગુણુ સંપન્ન હતા. વિસનજીભાઇના પત્ની તો બુદ્ધિની પ્રતિમા છે. પોતાના નાનાભાઇ જીવરાજનાં બાળવિધવાને વિસનજીભાઇ પોતાની પુત્રી સમાન સંભાળે છે.

## ડુંગરશી

પુનશી પટેલના બીજા પુત્ર ચાંપશીના બે સંતાનો છે. એક ડુંગરશી નામનો પુત્ર અને દેવકાંબાઇ નામની પુત્રી. બન્ને મોટી વયના છે. ડુંગરશીભાઇ કે દેવકાંબાઇના હું વિશેષ પરિચયમાં આવ્યો નથી, પરંતુ જ્યારે જ્યારે હું ડુંગરશીભાઇને મળ્યો છું ત્યારે ત્યારે તેમની આંખમાં મેં મીઠાશ અને બુદ્ધિના ચમકારા જોયા છે.

ડુંગરશીભાઇને એક પુત્ર અને એક પુત્રી છે અને દેવકાંબાઇને ચાર પુત્રો છે.

આ પ્રમાણે લખમસિંહ પટેલના પરિવારનો સંક્ષિપ્ત ઇતિહાસ છે.

## પદમસિંહ અને પિતાંબર

લખમસિંહ પટેલના બીજા ભાઇ ટોકરશીને એક પુત્રી સિવાય કાંઇ સંતાન નહોતું. ત્રીજા ભાઇ લાધાને કાંયા અને ત્રીકમજી નામે બે પુત્રો હતા. તેમાંથી કાંયાને કાંઇ સંતાન નહોતું. પણ ત્રીકમજીને પદમશી અને પીતાંબર એમ બે પુત્રો થયા. તેઓએ પોતાના કાકા કાંયાનું જ નામ ચલાવ્યું અને કાંયાને બદલે કાનજી નામે તેમને પ્રસિદ્ધ કર્યા. એ બન્ને ભાઇઓ નાની વયમાં જ પરદેશ નીકળી પડયા.

સંવત્ ૧૯૫૦ ની સાલમાં કચ્છ નલીયામાં શેઠ શામજી મૂળજી બાબાને ત્યાં નવપદનું ઉજમણું હતું. તે વખતે પદમશી અને હું વેણીમાં સાથે હતા. સાથેજ આંબીલ અને એકાસના કરતા. એ વખતે નવ દિવસનો તેમનો મને પરિચય થયો. અમારી બન્નેની વય તે વખતે નાની હતી. મારી ઉમ્મર તે વખતે ૧૪ વર્ષની અને પદમશીની લગભગ ૧૫–૧૬ ની હતી. તેમનો મળતાવડો સ્વભાવ અને તેમની વિનોદી પ્રકૃતિ આજે પણ મારી દૃષ્ટિ સામે તરે છે. તેમણે કોઇની પણ મદદ વિના સ્વાવલંબનથી જ ધંધો કર્યો અને ખંડવામાં ધામો નાખ્યો. જો કે પદમશીભાઇ સ્વર્ગવાસ પામ્યા છે, પરંતુ તેમના પરિચયમાં આવેલા સૌ કબુલ કરે છે કે તેમનામાં જિનભક્તિના બીજો હતાં અને એ બીજો તેમના નાના ભાઇ પિતાંબરમાં મોજુદ છે.

હું સંવત્ ૧૯૫૯માં ખંડવે ગયા હતો તે વખતે પદમશીભાઇએ પોતાની બુદ્ધિશક્તિનો મને પરિચય કરાવ્યો હતો. ખંડવામાં દિગંબરી જૈન બંધુઓની વસતી વધારે છે. પદમશીભાઇએ દિગંબરી બંધુઓને મળીને દિગંબર મંદિરમાં સભાની ગોઠવણ કરી અને મારૂં વ્યાખ્યાન

કરાવ્યું. તે પછી બીજે વર્ષે પણ હું ગયો હતો અને તે વખતે પણ પદમશીભાઇએ એજ મંદિરમાં મારા વ્યાખ્યાનની ગોઠવણ કરી હતી.

ત્યારબાદ સંવત્ ૧૯૬૬ માં જ્યારે હું શુભ પ્રવાસ કરીને આવતો હતો ત્યારે ખંડવા સ્ટેશને તેમણે મને જોયો અને મને ત્યાં ઉતરવા બહુજ આગ્રહ કર્યો, પરંતુ મારાથી તે વખતે રોકાઇ શકાય તેવું નહોતું તેથી તેઓ ખંડવાથી ભુસાવલ સુધી મારી સાથે આવ્યા. તે પછી તેમનો ફરીથી મેળાપ થઇ શક્યો જ નહિ.

કોકોનાડા કોન્ગ્રેસમાં જતી વખતે હું ખંડવે પિતાંબરભાઇને ત્યાં ઉતર્યો હતો, તેમનામાં પણ જિનભકિતના બીજોનો મેં અનુભવ કર્યો છે.

પદમશીભાઇને બે પુત્રો અને બે પુત્રી અને પિતાંબરભાઇને એક પુત્ર અને એક પુત્રી છે.

લખમશી પટેલના ચોથા પુત્ર દેવશીને લાલજી અને કેશવજી નામના બે પુત્રો થયા. તેમાં લાલજીને દામજી નામે એક પુત્ર છે. કેશવજીને બે પુત્રો છે. પરંતુ એ કોઇ સાથે મને અંગત પરિચય નથી.

આ પ્રમાણે દેવગુરૂ ભક્ત [1]રામઇયાશાના પરિવારમાં ભકિત અને પરોપકારવૃત્તિનો વારસો કેવી રીતે ઉતરી આવ્યો છે તે દેખાડવા

---

૧—હુબલીવાળા ભાઈ માણેકજી પીતાંબર પોતાના ઘરના ચોપડામાંથી પસાઈયાશાના પરિવારની માહીતી નીચે પ્રમાણે લખે છે:—

“ સવત ૧૭૦૦ પહેલાં રામઈયો ને પસાઇયો બન્ને ભાઈ વિદ્યમાન હતા, તેમાં પસાઇયો મોટો અને રામઇયો નાનો. તેમના પિતાશ્રીનું નામ **મેરગ** છે. સંવત ૧૬૯૫ની સાલનો ચોપડો પસાઈયાના નામનો છે. તેમાં મેરગ સુત પસાઈયા તથા મેરગ સુત રામઈયા એમ લખેલ છે પસાઈયાના પુત્ર બે–ધના તથા ભારા. રામઈયાનાં પુત્ર બે–ખીમણાંધ તથા ખેતો. સંવત ૧૭૫૭ની સાલમાં ચૈત્ર સુધી રામઇયો વિદ્યમાન છે. પછી નથી. ખીમણાંધને પુત્ર મેઘરાજ ને તેમના પુત્ર ભોજરાજ ને તેમના પુત્ર ગંગાજર ને તેમને

આટલો સંક્ષિપ્ત ઇતિહાસ આપ્યો છે. આ લખાણમાં કોઇને અન્યાય થયો હોય તો તેઓ મને ક્ષમા કરશે. આ લખવામાં હું તો કેવળ સદ્‌ગુણો વારસામાં કેવી રીતે ઉતરે છે એ દર્શાવવાના હેતુથી જ પ્રેરાયો છું એ સિવાય મારો બીજો કશો ઉદ્દેશ નથી. પટેલ પરિવારની પીછાન કરાવતાં તેમના કુટુંબીઓમાંથી કોઇને ન્યુનતા જણાય તો તેઓ મને સુચના કરશે તો હું બીજી આવૃત્તિમાં તે પ્રમાણે જરૂર સુધારો કરીશ.

મારા ઉપર તો એ પરિવારની પૂર્ણ કૃપા છે. હું એ પરિવારનો સદાને માટે આભારી છું. **અલં વિસ્તરેણ.**

શિવસદન–મુ. **મઢડા** } **શિવજી દેવસિંહ શાહ**
તા. ૧–૪–૨૯

---

પુત્ર રામઇયો (બીજો) ને તેમના પુત્ર લખમશી ને તેમના પુત્ર દેવરાજ ને તેમના પુત્ર ઠાકરશી ને તેમના પુત્ર ભવાનજી ને તેમના પુત્ર હીરજી ( જે હમણા પટેલ છે. )

## અનુક્રમે પટેલો

૧ હીરજી ભવાનજી (વિધમાન પટલ)
૨ ભવાનજી ઠાકરશી
૩ ઠાકરશી દેવરાજ
૪ દેવરાજ લખમશી
૫ લખમશી રામઈયા
૬ રામઇયા ગંગાજર
૭ ગંગાજર ભોજરાજ
૮ ભોજરાજ મેગરાજ
૯ મેગરાજ ખીમણાંધ
૧૦ ખીમણાંધ રામઇયા
૧૧ રામઇયા મેરગ

# શ્રી લાલનનિકેતન ગ્રંથમાળા

| નંબર | પુસ્તકનું નામ | | કિમ્મત |
|---|---|---|---|
| ૧ | ધર્મરત્ન પ્રકરણ | ભાગ ૧ | ૩-૮-૦ |
| ૨ | ,, | ભાગ ૨ | ૩-૦-૦ |
| ૩ | ,, | ભાગ ૩ | ૧-૧૨-૦ |
| ૪ | ઉપદેશ રત્નાકર | | ૨-૮-૦ |
| ૫ | ઉપદેશ પદ | | ૩-૦-૦ |
| ૬ | અધ્યાત્મસાર | | ૩-૦-૦ |
| ૭ | ધર્મવીર જયાનંદ | ભાગ ૧ | ૧-૮-૦ |
| ૮ | ,, | ભાગ ૨ | ૨-૮-૦ |
| ૯ | જૈન સતીમંડળ | ભાગ ૧ | ૨-૦-૦ |
| ૧૦ | ,, | ભાગ ૨ | ૧-૮-૦ |
| ૧૧ | શ્રાવિકાભૂષણ | ભાગ ૧ | ૨-૦-૦ |
| ૧૨ | ,, | ભાગ ૨ | ૨-૮-૦ |
| ૧૩ | ,, | ભાગ ૩ | ૧-૮-૦ |
| ૧૪ | ,, | ભાગ ૪ | ૨-૦-૦ |
| ૧૫ | શાસનદેવીનો પ્રવાસ | | ૨-૮-૦ |
| ૧૬ | દિક્ષાકુમારી | ભાગ ૧ | ૨-૮-૦ |
| ૧૭ | ,, | ભાગ ૨ | ૩-૦-૦ |
| ૧૮ | તત્વભૂમિમાં પ્રવાસ | | ૨-૦-૦ |
| ૧૯ | જૈન શશીકાંત | | ૨-૮-૦ |

મંત્રી, લાલનનિકેતન

મુ. મહુડા ( શીહોર થઈ )

કાઠિયાવાડ

## લેખક :



**શાહ. શિવજી દેવસિંહ—મઢડા. ( કાઠિયાવાડ. )**

શિવવિનોદ ભાગ ૫, શિવબોધ ભાગ ૨, શિવપ્રબોધ ભાગ ૨,
શિવ વિલાસ, રાગ બોધ અને વિદ્યાચંદ્ર સુમતિના લેખક.

અને

(પાલીતાણામાં) જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગ, જૈન બોર્ડીંગ, જૈન વિધવાશ્રમ
અને જૈન પુસ્તક પ્રકાશખાતું (મુંબઈમાં) કચ્છી જૈન મહીલા સમાજ અને
શ્રાવિકાશાળા (કચ્છમાં) કચ્છી જૈન બાળાશ્રમ અને પાઠશાળાઓ તથા
કન્યાશાળાઓ (મઢડામાં) લાલનનીકેતન, સેવાશ્રમ ઉદ્યોગશાળા,
યોગાશ્રમ, ભારત મંદીર, સાહિત્ય મંદીર અને ભક્તિમંદીરના સંસ્થાપક.

ૐ

# કૃતઘ્ની કેશર.



## પ્રકરણ ૧ લું.

### સાસુની સત્તા.

"એ ચુડેલ! આટલી બધી વાર તું ક્યાં ગઇ'તી?"

"પાણી ભરવા."

"પાણી ભરવા! પાણી ભરી આવતાં આટલી વાર શી?"

"કુવા ઉપર ગીરદી હતી તેથી સહેજ વાર લાગી"

"ચબાવલી! એક તો મોડી આવી અને વળી ઉપરથી જુઠું બોલે છે?"

"જીંદગીમાં હું કદીયે જુઠું બોલી નથી—બોલતી નથી અને બોલીશ પણ નહિં."

"એ તો જોઈ હવે સત્યવાદીની છોકરી છે તે! તારી સચ્ચાઇ મારાથી ક્યાં અજાણી છે!"

"આપ ભલા તો જગ ભલા અને આપ બુરા તો જગ બુરા. એ તો દૃષ્ટિ તેવી સૃષ્ટિ"

"જીભજ મોટી છે. તારી સાથે વાતોમાં તો હું તો શું પણ બ્રહ્મા પણ પહોચે એમ નથી."

"કારણ કે મારી વાતોમાં સચ્ચાઇ રહેલી છે."

"જોઇ એ તો તારી સચ્ચાઇ! રાંડ તું જોને હું તારી ઠીક ખબર લઉં છું.

"ગાળો આપવામાં તમે તમારૂં પોતાનું પોત પ્રકાશો છો."

"રાંડ ડાકણ! તારો લવારો બંધ કર. ખબરદાર હવે, જો એક અક્ષર પણ સામે બોલી છે તો!"

વાંચક! ઉપરની વાતચીત ઉપરથી તને સમજાઇ ગયું હશે કે હિંદુ સંસારમાં રોજનો થઇ પડેલો એ પ્રસંગ છે. હિંદુ સંસારમાં સાસુની સત્તા રાજસત્તા કરતાંયે બળવાન ગણાય છે. એ સત્તાનો સદુપયોગ તો કોઇ વિરલ સાસુજ કરતી હશે, જ્યારે તેનો દુરૂપયોગ તો ઘેર ઘેર જોવા મળે છે.

ગુજરાતમાં તાસગામ નામે પાટીદારોની વસતીવાળું એક નાનકડું પણ મનોહર ગામડું છે. એ ગામમાં કેશવ નામે એક સુખી અને આબરૂદાર પાટીદાર વસે છે, પરંતુ તેને કમનશીબે કમુ નામે કાળમુખી કુભારજા પાને પડી છે.

કેશવ પાટીદાર ગામમાં અગ્રેસર ગણાય છે. તે સ્વભાવે શાંત, વિચારશીલ અને ડાહ્યો છે. કોઇપણ કામ ચાર સારા માણસોને પૂછીને કરે છે. કમુનો સ્વભાવ એથી ઉલટોજ છે. તે સ્વભાવે ચીડાઉ, હઠીલી, ઈર્ષાખોર, મૂર્ખ અને અભિમાનની તો સાક્ષાત્ મૂર્તિ છે. તેને કેશવના શાંત સ્વભાવે પોષણ મળ્યુ.

કેશવ પોતાની સ્ત્રીનો સ્વભાવ જાણતો, પરંતુ ઘરમાં નકામો ક્લેશ થશે એ બીકે તે ઘણીવાર જતું કરતો. પરંતુ તેનું પરિણામ

એ આવ્યું કે કમુ વધારે હઠીલી અને અભિમાની બની કારણ કે તે એમ સમજતી કે મારૂં ધાર્યુંજ થાય છે એટલે હું કરૂં છું તે અક્કલથીજ અને સાચું કરૂં છું.

તામ્રગામમાં પાટીદાર કોમ મોટે ભાગે ખેતીવાડીનોજ ધંધો કરતી. કેશવ ગામમાં મોટા ખેડુત ગણાતા. તેની પાસે ત્રણ ચાર વાડીઓ હતી અને ૩૦૦ વીઘાં ચોમાસુ ખેતીની જમીન હતી. કેશવ એકલે હાથે એ બધાને પહોંચી શકે તેમ નહોતું તેથી તેણે પાંચ છ સાથીઓ રાખ્યા હતા. તે ને ત્યાં ૧૦–૧૨ બળદીઆ, ૩–૪ ભેંસો અને ૫–૭ ગાયો હંમેશ રહેતી. કમુના અભિમાનમાં એથી ઓર વધારો થયો હતો. પાટીદાર કોમના ગરીબ સ્ત્રી પુરૂષોને તે મફત છાશ આપતી તેથી એ બધાં મને કમુને તેનું સન્માન રાખતા.

કમુ ગર્ભવતી થઇ કે અનેક ગામોના આબરૂદાર પાટીદારો પોતાની પુત્રીઓ આપવા ઉત્સુક બન્યા. એ બધામાં પીરોડ ગામના ભગવાન નામના પાટીદાર આબરૂદાર હોવાથી તેમની પાંચ વર્ષની કેશર નામની કન્યા સાથે કમુના પેટમાંના દિકરા સાથે સંગપણ નક્કી થયું, જો કે એમાં એવી શરત મરી કે જો કમુને દિકરી અવતરે તો ભગવાનના બે વર્ષના કાના નામના દિકરા વેરે તે આપવી અને જો દિકરો જન્મે તો તેના કેશર જોડે લગ્ન કરવાં કેશર ને કમનસીબે કમુને દિકરો અવતર્યો અને તેનું દેવો નામ પાડ્યું. તે ૧૦ વર્ષનો થયો ત્યાં તો તેના ભારે ધામધુનથી કેશર સાથે લગ્ન કરવામાં આવ્યાં. આજ કાલ કરતાં ૨–૩ વર્ષ વીતી ગયાં અને કેશર ૧૭–૧૮ વર્ષની થઇ એટલે હવે તે સાસરે આવતી જતી થઇ છે. દેવો શરીરે દેખાવડો, અને ભરેલા બાંધાનો હતો અને થોડુંક ભણ્યો પણ હતો પણ તેનો સ્વભાવ માવડીયો છે. તેની મા તેને જેટલાં પગલાં ભરાવે તેટલાં તે ભરે, કારણ કે નાનપણથી જ કમુનો તેના ઉપર દાબ બેસી ગયો હતો.

**કેસર**નો બાપ ભગવાન ગામમાં અને કોમમાં ભગત ગણાય છે. એ પદવી તેને વારસામાં મળેલી છે. લગભગ બે ત્રણ પેઢીથી તેના વડવાઓ રામના ભગત હતા, તેમને ત્યાં ભજન-મંડળી ભેગી થતી અને ભજનની ધૂન લાગતી. એ પરિપાટી ચાલુજ રહી અને **ભગવાન** ભગતે તેને વધારે દિપાવી. તે હજાર કામ પડતા મૂકીને પણ ભજન કરતો. રાત્રે એક બે કલાક તેને ત્યાં ભજનો થવાજ જોઈએ એ તેના ઘરનો એક રવૈયો થઇ પડયો હતો. રામનવમીજેવા પ્રસંગે તો તેને ત્યાં બહાર ગામથી પણ સેંકડો ભક્તો આવતા અને તે દિવસે તો તેને ત્યાં એક નાનો સરખો મેળો જામતો. **ભગવાન** ભગતને **કાનો** અને **ધનો** નામે બે દિકરા અને **કેસર** નામની એક દિકરી હતી. દિકરા દિકરી બુદ્ધિશાળી હતાં. પરંતુ ત્રણેમાં કેસર સૌથી વિશેષ બુદ્ધિશાળી હતી. તે સાત વર્ષની થઈ તેટલામાં તેની માતા **ડાહી** મરણ પામી. નાતમાં નાતરાનો રિવાજ છે એટલે **ભગવાન** ભગતને માટે ઘણાં માગાં આવ્યાં પરંતુ **ભગવાન** ભગત તેમને એટલોજ જવાબ આપતો કે “ પ્રભુએ દિકરા દિકરી આપ્યા છે તેટલાથી સંતોષ છે. હવે તો “ નરસિંહ મહેતાની માફક ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ” માની પ્રભુ ભજન કરવું ગમ્યું પછી ઘરનો બધો ભાર નાની કેસરને માથે આવી પડયો. તે સૌને રસોઇ કરીને જમાડતી, ઘરકામ કરતી અને છતાં જે થોડો વખત બચે તેમાં પડોસમાં રહેતા **રાવજી** નામના એક પાટીદાર પાસે થોડું ભણતી. તેને ગાવાનો શોખ હતો અને તેના કંઠમાં કુદરતી મીઠાશ હતી. તે ભજનો, રાસડા અને ગીતો ગાતી ત્યારે સૌને સાંભળવાનો રસ પડતો. ટુંકમાં તો તેને “રંભા”ની ઉપમા મળી હતી. **ભગવાન** પણ ઘણી વખત કહેતા કે “ મારી ભક્તિથી પ્રસન્ન થઇ પ્રભુએ સ્વર્ગમાંથી **કેસર** મારે ત્યાં મોકલી છે.” કેસરની યાદશક્તિ પણ એટલી સરસ હતી કે તે જે

એક વખત સાંભળતી કે વાંચતી તે તેને યાદ રહી જતું. તેણી જ્યારથી સાસરે વધારે ને વધારે રહેવા લાગી ત્યારથી ભગવાનનો આનંદ લુંટાઇ ગયો અને ભજન મંડળીમાં પણ તેને પહેલાં જેવી મજા રહેતી નહિં.

કેશરને સાસરે વોળાવતાં ભગવાને તેને એટલુંજ કહ્યું કે, "દિકરી ! બાપના અને સાસરાના કુળને કલંક લાગે એવું આચરણ કદિ પણ આચરીશ નહિં, સદાચાર અને નીતિનું કદાપિ ઉલ્લંઘન કરીશ નહિ, પ્રભુને કદાપિ વિસરતી નહિ, ખાતાં, પીતાં, હાલતાં, ચાલતાં કે કંઇપણ કામ કરતાં પ્રભુની પ્રતિમા સદા નજર સામે રાખજે અને "રામ ઝરૂખે બેઠકે, સબકા મુજરા લેત; જૈસી જીનકી ચાકરી, વૈસા ઉનકો દેત," એ વચનામૃતો હૃદયપટ ઉપર કોતરી રાખજે."

કેસરને વધારે કહેવું પડે તેવું તો હતુંજ નહિં. કારણ કે તે તો પોતે બુદ્ધિશાળી હતી. તેણીએ પિતાની શિખામણ માથે ચડાવી.

કેસર જેમ જેમ વધારે સાસરે રહેવા લાગી તેમ તેમ કમુને પોતાનો રોષ ઠાલવવાનું ઠેકાણું બીજે કોઇ ઠા જવાનું ન રહ્યું. તેને કંઇને કંઇ બહાને કોઇની સાથે લડવાનું ગમતું. એટલે એને ત્યાં આવતી પાડોસણો સદાય સાવધાન રહેતી. આમ છતાં કોણ જાણે ક્યાંથી કમુને કંઇને કંઇ બહાનું મળી રહેતું. પણ કેસર આવ્યા પછી પાડોસણોને બદલે તે પોતાનો રોષ કેસર ઉપરજ ઠાલવતી. કેસર તેને જરાયે ઓછું આવવા દેતી નહિ. તોપણ કંઇને કંઇ બહાનું કાઢીને કમુ કલેશ માંડતી. ઘણીવાર તો કેસર એ કડવા ઘુંટડાઓ ઓસડ માની ગળી જતી પણ કોઇક વખતે વિનયથી ઉત્તર પણ વાળતી. આજે તેને પાણી ભરીને આવતાં જરા વાર લાગી એટલે કમુએ તેના સ્વભાવ પ્રમાણે કકળાણ શરૂ કર્યું તે આપણે શરૂઆતમાંજ સાંભળ્યું કેસરને માટે એ કાંઇ નવું નહોતું તેને તો

એ નિત્યનું થઈ પડયું છે. તેને બિચારીને હૃદય ખાલી કરવાનું ઠામ પણ નથી ગામમાં તેની કોઈ બહેનપણી પણ નથી પતિ પાસે હૈયું ખાલી કરે એવી પતિમાં લાયકાત નથી. એટલે બિચારી " મનમાં પરણી ને મનમાં રાંડી " એ કહેવત પ્રમાણે દિલનું દુઃખ દિલમાંજ સમાવતી અને કોઈક દિવસ જ્યારે તેનાથી સહન નજ થતું ત્યારે રાત્રે બિછાનામાં છાનું છાનું તે રડતી અને હૈયું હલકું કરતી. આમ કેસરના દિવસો મહા દુઃખમાં પસાર થતા હતા.



# પ્રકરણ ૨ જું.

## કલ્પના તરંગો.

ચૈત્ર મહીનાના અજવાળીયાના દિવસો હતા, વરરાજા પરણવા જાય અને જેમ શણગાર સજે તેમ તરૂવરોએ નવાં નવાં લીલાં પાંદડાના વાઘાં સજ્યાં હતા. સ્ત્રીઓ જેમ ગીતો ગાઇને વરરાજાને પ્રસન્ન કરે તેમ પંખીઓ મીઠા કિલકિલાટથી ગાન કરી તરૂવરોને આનંદ આપતા હતા. તરૂઓ પણ જાણે પોતે ખુબ આનંદમાં આવી ગયાં હોય તેમ ધીમું ધીમું ડોલી રહ્યાં હતાં. વસંત રૂતુએ પણ કેમ જાણે તરૂઓને સુંદર વસ્ત્રો અને અલંકારોથી શણગારવાનું માથે લીધું હોય તેમ એક શ્વાસે પોતાનું કામ કરી રહી હતી. રોશનીનું કામ ચંદ્રમાએ માથે લીધું હતું. વનલતાઓ ઉત્સાહથી તરૂવરોને ભેટવા ઉંચી નીચી થઇ રહી હતી, પશુઓ પણ આનંદથી નાચી રહ્યાં હતાં. ટુંકામાં જ્યાં જુઓ ત્યાં દિવાની યુવાની પોતાનું સામ્રાજ્ય ચલાવતી દેખાતી હતી.

આમ જ્યારે આખી કુદરત વસંતનો ઉત્સવ ઉજવી રહી હતી ત્યારે તાસ ગામની **કેશર**ના દિલમાં ચિંતાની હોળી સળગી હતી. સવારમાં પાણી ભરીને આવતાં સહેજ મોડું થતાં સાસુએ તેને ચુડેલ, ડાકણ, રાંડ વગેરે જે વચન બાણો માર્યાં હતાં તેથી તેનું કાળજું વિંધાઇ ગયું હતું અને જેમ જેમ વખત જતો હતો તેમ તેમ તેના દિલની એ વેદના વધતી જતી હતી. હંમેશ કરતાં આજે તેણીએ વહેલી વહેલી સુવાની તૈયારી કરી. દેવો પાસે પડ્યો છે, પરંતુ તેને ક્યાં ખબર છે કે " મારી પ્રાણપ્યારી પત્નિના કલેજામાંથી ખુનની ધારાઓ વહે છે." તેને બિચારાને લગ્ન, પત્નિ

પત્ની પ્રેમ કશાનું ભાન નથી, માત્ર લોકરૂઢીથી તે એટલું સમજે છે કે "હું ધણી અને કેશર મારી સ્ત્રી." બસ! એ સિવાય તેને કશું ભાન નથી. એ બાર વર્ષના માવડીયા પતિને એક અક્ષર સરખો કહેવાને કેશર ખુશી નથી, કેમકે તે સમજે છે કે દેવા આગળ સાસુની ફરિયાદ કરવી એ " ભેંસ આગળ ભાગવત અને આંધા સામે આરસી" જેવું છે. તે પોતાના અંતરની પીડા અંતરમાં સમાવતી અને જ્યારે સહન ન થાય ત્યારે આંસુએ ઉભરા કાઢતી.

આજે જગત્માં જયારે વસંત રૂતુ છે ત્યારે કેશરને માટે તો પાનખર રૂતુ બેઠી છે. ચાંદની તેને શાંતિ આપી શકતી નથી. મનહર પવનની મંદમંદ લહરીઓ તેને આનંદ આપી શકતી નથી. પાસે સુતેલો પતિ તેને સંતોષ આપી શકતો નથી. તેના મગજમાં એકજ વાત ઘોળાયા કરતી હતી કે, "શું હું ચુડેલ! શું હું ડાકણ! હાય! હાય! આવાં વેણો ઉચ્ચારતાં સાસુની જીભડી કેમ ઉપડતી હશે? જે દિવસથી મેં સાસરામાં પગ મૂકયો છે તે દિવસથી આજ સુધી મેં આકરા કડવા ઘુંટડા અનેકવાર ગળ્યા છે. શું મા[illegible] આમજ પસાર થશે! શું મારા જીવનમાં સુખનો સૂરજ ન[illegible] શું આમ દુઃખમાં રીબાઈ રીબાઈનેજ મારૂં આયુષ્ય પૂરૂં [illegible]? આના કરતાં મારા ભગવત્ સ્વરૂપ પિતાએ મને પરણાવી ન હોત તો કેવું સારૂં? પ્રભુ ભજનમાં કાળ નિર્ગમન કરી મનુષ્ય જન્મ કેવો સાર્થક કરી શક્ત?" આવા આવા વિચારો કરે છે ત્યાં કેસરની નજર દિવા તરફ ગઈ. એક પતંગીયું દિવાની જ્યોતમાં ઝંપ દઈને પડયું અને આંખના પલકારામાં તે બળીને ભસ્મ થયું. કેશરે તે જોયું અને વળી તે વિચાર સરણીએ ચડી:—

" ખરેખર સંસારમાં મોહરૂપી દિપકમાં અનેક મનુષ્યો પતંગીયાની માફક બળીને ખાખ થાય છે તેઓ બિચારા એ દિપકની જ્યોતના તેજમાં અંજાઈ જાય છે. તે નથી સમજતા કે એ જયોત

તેમનો પ્રાણ હરનારી છે. કેટલાયે માનવ પતંગીયા અજ્ઞાનતાથી તેમાં પડી બળીને ભસ્મ થાય છે.

" માતા પિતા સમજે છે કે પુત્રીને સુખી કરવા અમે પરણાવીએ છીએ. દિકરી માને છે કે સુખ સરોવરમાં સ્નાન કરવા હું પરણું છું. પણ પરિણામે તે પતંગીયાની પેઠે બળીને રાખ થાય છે.

" સંસારની બાજી કોણે ગોઠવી હશે? શું તેમાં કોઇ સંકેત છે? શું લાખો નહિં પણ કરોડો મનુષ્યો એ બાજીમાં મુગ્ધ બની આ દુર્લભ મનુષ્ય જન્મ વૃથા ગુમાવે છે! શું એ બધા જીવાત્માઓ મોહ મદિરાના પાનથી ઘેલા બની, સારૂં નરસું, કર્તવ્ય અકર્તવ્ય, ખરૂં ખોટું જાણવાની શકિત ગુમાવી બેઠા છે!

" કહે છે કે ચોર્યાશી લક્ષ જીવયોનીમાં જન્મ મરણ કરતાં કરતાં જીવ મહા પુન્યને યોગે માનવ જન્મ પામે છે અને એ દેવ દુર્લભ દેહ અજ્ઞાનતાથી વિષય સુખમાં વૃથા ગુમાવે છે. માત્ર કોઇ વિરલ સંતજ એ સત્ય સમજી શકે છે અને એ માયાવી બાજીથી અલગ રહી ભગવાનની ભક્તિ કરી મનુષ્ય જન્મનું સાર્થક કરે છે."

આવા તત્વ જ્ઞાનના વિચારોનો પ્રવાહ અટકયો. થોડીવારે તેને પોતાના દુઃખનું ભાન થયું. વળી તે વિચારે ચડીઃ—

" શું હું એકલીજ દુઃખી છું? ના, ના, ભારતવર્ષમાં કરોડો અબળાઓ મારી પેઠેજ દુઃખમાં દિવસો નિર્ગમન કરે છે. શું તેમને ઉગારનાર કોઇ નથી? કોણ ઉગારે? નારી જન્મજ દુઃખદાયી છે. બાળપણમાં તે માબાપને આધીન હોય છે. યુવાનીમાં તે પતિને સ્વાધીન બને છે અને વૃદ્ધાવસ્થામાં તે પુત્રોને પરાધીન થાય છે. સ્ત્રીજીવન સ્વતંત્ર છેજ કયાં? મનુષ્ય તરીકે તેની ગણનાજ કયારે થાય છે? શાસ્ત્રોમાં પણ ન છુટકે તેની મનુષ્ય તરીકે ગણના કરી છે. વ્યવહારમાં તો તેને પશુજ લેખવામાં આવે છે અને કહેવતમાં પણ કહ્યું છે કે, "દિકરી અને ગાય, જયાં દોરે ત્યાં જાય." મતલબ કે

દિકરી પશુ સમાન અને પરાધીનજ છે. સ્ત્રીને પુરૂષોના સુખનું સાધન માત્ર માનવામાં આવે છે અને તેથીજ તેને પશુ સમાન પરાધીન રાખી પુરૂષો પોતાની મનોકામના પૂર્ણ કરે છે. જો એમ ન હોય તો માબાપો કન્યાઓનું વેચાણ કરી શકે ખરા ? અને વિષય લંપટો પૈસા આપીને નારી દેહ ખરીદી શકે ખરા ? પરંતુ લાખો બાળાઓ છડેચોક વેચાય છે. સૌ કોઈ તે જાણે છે અને છતાં સૌ, તે તરફ આંખ આડા કાન કરે છે. કોને પડી છે ? કોણ બોલે ? અને બોલે તોપણ તેનું સાંભળે છે કોણ ? હાય ! હાય ! જે દેશના સમાજમાં આવો ઘોર અત્યાચાર ચાલી રહ્યો તે દેશની પ્રજા સુખી કેમ થાય ? એ દેશની પ્રજા સ્વતંત્ર ક્યાંથી બને ? એમ બને તો હું તો એમજ સમજું કે કુદરતને ત્યાં પણ ઇન્સાફ નથી રહ્યો, પછી તો "બળીયાના બે ભાગ"ની કહેવતજ સાચી ઠરવાની.

રાતના બારના ટકોરા થયા, કેશરની વિચારમાળા જરા થંભી. તેણે પડખું ફેરવ્યું. તેની નજર પડખે સુતેલા પતિપર પડી. મનમાં થયું કે તેમને જગાડું. વિચાર આવ્યો કે તેમને એક મીઠું ચુંબન આપું. તેના હાથો સહજ લંબાયા. પતિને પ્રેમથી આલિંગન આપવાનું તેનું દિલ થઈ આવ્યું. પરંતુ તરતજ તેને ભાન આવ્યું. "મીયાં ક્યા જાને મજીદકા ભાવ." બાળ પતિ ચુંબન અને આલિંગનમાં સમજે પણ શું ? કુંભારને હીરો જડે તો તે ગધેડાને ગળે બાંધે. એ સિવાય તેનો બીજો ઉપયોગ તેને શું આવડે ? હીરાની કિંમત તો ઝવેરીજ જાણે.

કેશરે પોતાનો લંબાવેલો કોમળ હાથ પાછો ખેંચી લઈ કપાળે મૂક્યો. જાણે વિધાતાને ઠપકો દેતી હોય તેમ કપાળમાં જરાક કરચલીઓ પડી. વળી પાછી તેની વિચારમાળા ચાલુ થઈ:—

" હિંદુ સંસારના યજ્ઞમાં—અરે હોળીમાં મારા જેવી કેટલીએ નિર્દોષ બાળાઓ હોમાની હશે ? શું હજુએ એ યજ્ઞના દેવતા પ્રસન્ન

થયા નહિ હોય? બાર વર્ષનો પતિ અને સત્તર વર્ષની પત્નિ—એનો સંસાર સુખમય શી રીતે નિવડે? પણ એ વાતની ચિંતાયે કોને છે? પુરૂષો વહેવારમાં પાઈ પાઇનો વિચાર કરે છે ત્યારે આ વિચાર તેમને કેમ નહિં આવતો હોય? અરે પણ એ વિચાર તેમને શી રીતે આવી શકે? કારણ સ્વાર્થી મનુષ્ય તો આંધળો હોય છે. સ્વાર્થાંધ બનેલાને અન્યનો વિચાર કાંઇ ન સુઝે એ સ્વાભાવિક છે. સ્ત્રીઓમાં રૂષોનો સ્વાર્થ રહ્યો. એટલે અબળાઓના દુઃખો વિષે—પુરૂષોના મગજમાં કલ્પના પણ કયાંથી આવે? તેમને મન તો "આપ સુખી તો જગ સુખી" એ સ્થિતિ છે."

કેશરની આંખ સામી ભીંત પરની રામ સીતાની છબી ઉપર પડી. તેણે જરાક ઝીણી આંખે જોયું, તેની કલ્પના સતેજ બની.

" રામ સમાન ન્યાયી પ્રભુએ પણ સીતાજીને દુઃખ દેવામાં બાકી ન રાખી. એક ધોબીની વાત સાંભળીને સીતાજી જેવાં સતી સાધ્વીને તેમણે વનમાં મોકલી દીધા. અરેરે? કઠોર પુરૂષ જાતી તારૂં અંતઃકરણ પથ્થર કરતાંયે કઠણ નિર્માણ થયું લાગે છે. હજારો સતિઓ પતિ સાથે બળી મુઆનું સાંભળ્યું છે પરંતુ એક પણ દાખલો એવો નથી સાંભળ્યો કે પતિ પત્નિ સાથે બળી મુઓ હોય. બધા પુરૂષો પોતાને માટે સીતા જેવી સતી સ્ત્રીઓ માગે છે પણ કોઇ પોતે રામ જેવા એક પત્નિ વ્રતધારી બનવા માગતા નથી. તેમને રાવણ જેવા પરસ્ત્રી લંપટ રહેવું છે. શું પુરૂષોની ન્યાયદૃષ્ટિ બહેર મારી ગઇ છે? શાસ્ત્રમાં પણ જ્યાં જુઓ ત્યાં સતી ધર્મની વાતો, સીયળનો પ્રભાવ, પત્નિને શીખામણો વગેરે ઠામ ઠામ દેખાય છે. કારણ કે શાસ્ત્રો લખનારાઓ પુરૂષોજ ને! એટલે એમને પુરૂષોની ખામીઓ દેખાયજ શાની!

જો સ્ત્રીઓ શાસ્ત્રો લખે તો સાસુની ફરજ, જેઠાણીનું કર્તવ્ય નણંદનો ધર્મ, પતિની જવાબદારી વગેરે વિસ્તારથી સમજાવે. પરંતુ

" એ દિન કહાંસે કે મીઆંકે પાઊંમે જુતીયાં " એ કહેવત પ્રમાણે સ્ત્રીઓને એટલું જ્ઞાનજ આપવામાં શાનું આવે ? કદાચ કોઇ અબ-ળા ભણે તો તેને લખવાની પુરસદ ભાગ્યેજ મળે. કોઇને કદાચ થોડી પુરસદ હોય તો પણ તેને લખવાનું સુજેજ નહિં. પણ એક પૈડે ગાડું કદી ચાલ્યું છે ? સંસારનો રથ સ્ત્રીચક્ર વિના એકલો કેમ આગળ વધશે ? સ્ત્રીઓના ઉદ્ધાર વિના પુરૂષોનો ઉદ્ધાર પણ અસંભવિત છે—અરે આકાશ કુસુમવત્ છે. "

આવી આવી કલ્પનાના તરંગોમાં કેશરે રાત્રી પુરી કરી. આખું જગત જ્યારે તેના એ દુઃખો પ્રત્યે આંખો મીંચીને ઊંઘતું હતું ત્યારે માત્ર એક દિપક તેના પ્રત્યે સહાનુભૂતિ દેખાડી રહ્યો હતો અને કેશરનું દુઃખ જોઇને તે બળી રહ્યો હતો.



# પ્રકરણ ૩ જું.

## કલંક.

તાસ ગામમાં વલ્લભને સૌ કોઇ વિલાસી અને મોજીલા તરીકે ઓળખતું. સંગીતમાં તે પ્રવીણ હતો. તાંસ ગામની આખી પાટીદાર કોમમાં તેના જેવો ગાનાર કોઇ નહોતો. વળી તેના કંઠમાં પણ મધુરતા હતી. તેની ઉંમર ૨૫–૨૬ વર્ષની હતી, તેનો ધંધો ખેતીનો હતો, પરંતુ સ્વભાવે મોજીલો હોવાથી જાતે ખેડ કરતો નહિં પણ માણસોથી કામ લેતો. તે પરણ્યો હતો. પરંતુ તેની સ્ત્રી થોડા સમય પહેલાં મરણ પામી હતી, તેના ઘરમાં હવે માત્ર એક વૃદ્ધ ડોસી માજ રહ્યાં હતાં. તેનો બાપ તો તેને નાનો મૂકીનેજ મરણ પામ્યા હતા એટલે બાળપણથીજ તે રમતીયાળ હતો. તેને ભવાઇઓ અને નાટકો જોવાનો શોખ હતો અને તેમાંથી તેને સંગીતનો રસ પ્રિય લાગ્યો હતો શૃંગારનાં ગાયનો તો તેને મોંઢે હતાં તે ગમે ત્યાં જતો હોય પણ કંઇક ગાયન તો લલકારતો જતોજ હોય.

તે કેશરના પડોસમાં રહેતો. કેશરના ઘરના આંગણામાં જ તેના ઘરની બારી પડતી. કેશર સાસરે આવી અને વલ્લભે તેને જોઈ ત્યારથીજ તે તેના રૂપ ઉપર આશક પડયો હતો. કેશરને જોવા માટે તે પોતાના મકાનની બારીમાંજ બેસી રહેતો. કેશરના આંગણામાં જે કાંઇ બનતું તે વલ્લભ જોઈ શકતો તેમજ કેશરની હીલચાલ ઉપર પણ તેની નજર રહેતી. કેશરને આખો દિવસ જોઈ રહેવામાંજ તે પોતાને કૃત્ય કૃત્ય માનતો. કેશરની પાછળ તે ભાન ભૂલ્યો હતો. કેશર ઘરના કાંઇ કામે બહાર જતી તો તે તેની પાછળ ભમતો. તે ગમે તે ઉપાયે કેશરના પરિચયમાં આવવા અને તેની આગળ પોતાની મનોવાંછના દર્શાવવાનો લાગ શોધ્યા કરતો હતો.

એક વખત કેશર ખેતરમાંથી કડબનો ભારો લઇને આવતી હતી. વલ્લભ તેના નિયમ પ્રમાણે તેની પાછળ હતો. રસ્તામાં થાક લાગતાં કેશરે ભારો નીચે ઉતાર્યો. થોડી વાર પછી ભારો પાછો માથે ચડાવવામાં વલ્લભે તેને સહાય કરી. બીજે એક પ્રસંગે કેશર કપડાં ધોવા ગઈ હતી, ત્યારે તેનો સાડલો દૂર ઉડી ગયો તે વલ્લભે લાવી આપ્યો. એક વખત કેશર પાણી ભરીને આવતી હતી તે વખતે એક આખલો પાછળ દોડયો આવતો હતો. વલ્લભે કેશરને આખલાની અડફેટમાં આવી જતી બચાવી લીધી અને ગભરાટમાં કેશરને માથેથી પડી ગયેલી ગાગર ઉપાડી આપી.

આવા આવા ઉપકારો તરફ કેશર આભારની નજરે જોતી. તેથી વલ્લભ પોતાના મનમાં એમ સમજતો કે કેશર તેને ચહાય છે. એ કલ્પનાને કેશરનો પતિ દેવો હજુ બાળક છે અને તેનામાં કેશરની મનોકામના પુરી કરવાની યોગ્યતા નથી એ વિચારે ઉત્તેજન મળતું. તેને એમ પણ લાગતું કે બ્રહ્માએ ઘણીએ ભૂલો કરી છે તેમાં કેશરનો દેવા સાથે સંબંધ જોડવામાં તો બ્રહ્માએ સૌથી વધારે ભયંકર ભુલજ કરી છે. કેશરનો પાટીદાર કોમમાં જન્મ થાય એજ વલ્લભને મન તો આશ્ચર્યની વાત હતી.

આમ તે કેશરની પાછળ ઘેલો બન્યો હતો, કેશરને તે માનવી ધારતોજ નહોતો. તેને મન તો તે સ્વર્ગની પરીજ હતી. કેશર પોતાના ઘરમાં કોઇની સાથે વાતચીત કરે તો વલ્લભ તે એક ચિત્તે સાંભળતો કેમકે તેના સુરમાં વલ્લભને કોકિલના કંઠનું ભાન થતું.

આમ તેણે પાંચ પાંચ વર્ષો સુધી કેશરનું એક ચિત્તે ધ્યાન ધર્યું હતું અનેક વખત તે પોતાનું દિલ કેશર પાસે ખોલવાનો મનસુબો કરતો, પરંતુ કેશરને જોતાંજ તેના હોઠ બીડાઇ જતા. અનેક રાતો તેણે પોતે જાણે કેશર સાથે ક્રિડા કરતો હોય એવા સ્વપ્નાઓમાં વિતાવી હતી. અનેક દિવસો તેણે કેશરને કારણે પોતાનાં અગત્યનાં કામો પડતાં મૂક્યાં હતાં.

આખરે તેને કેશર પાસે પોતાનું દિલ ખોલવાનો એકજ માર્ગ સૂઝયો એ ઉપાય અજમાવવાનો તેણે નિશ્ચય કર્યો. તે જાણતો હતો કે કેશર ભણેલી છે. તેણે એક ચીઠ્ઠી લખી, પોતાની બારીમાંથી એ ચીઠ્ઠી તેણે કેશરની નજરે પડે તેમ તેના ચોકમાં નાંખી. તેને ભાન કે કલ્પના સુદ્ધાં ન આવી કે આ ચીઠ્ઠી બીજાના હાથમાં જશે તો કાળો કેર થશે ! કેશરની શી ગતી થશે ? પોતાની કેટલી બદનામી થશે ? ખરૂં છે કે "કામાતુરાણાં ન ભયં ન લજ્જા." બન્યું પણ એમજ, એ ચીઠ્ઠી પર પહેલી નજર કમુનીજ પડી. તેણે એ ઉપાડી લીધી અને દેવો ઘેર આવ્યો ત્યારે તેની પાસે એ ચીઠ્ઠી વંચાવી તેમાં લખ્યું હતું કેઃ—

વ્હાલી કેશર !

તારા રૂપથી હું ઘેલો બન્યો છું. તારા વિના મને આ જગત્ સુનું સુનું લાગે છે. તારા વિના મારૂં જીવન મને નિરસ લાગે છે. આજે રાત્રે દરવાજે જવાને બહાને તું તારા ઘરની પાછળ મને મળજે. હું તારી વાટ જોતો ત્યાં ઉભો રહીશ. જરૂર આવજે હો.

લી. તારોજ

વલ્લભ.

આ ચીઠ્ઠીના શબ્દે શબ્દે કમુને રોમ રોમ ક્રોધ વ્યાપી રહ્યો. ગુસ્સાના આવેશમાં તે સાક્ષાત્ ચંડીકા સ્વરૂપ બની ગઇ. ત્રાડ નાંખી તેણે કેશરને બોલાવી, સાસુના ગુસ્સાથી કેશર અજાણી નહોતી છતાં આજનો તેનો બોલાવવાનો અવાજ અને સ્વરૂપ જોઇને કોઈ મહા અમંગળની આગાહી થવા લાગી. કંપતે શરીરે અને ધડકતે હૃદયે તે આવી. એક શબ્દ પૂછ્યા કે બોલ્યા વિના કમુ તેના ઉપર તુટી પડી. બે ચાર લાતોથી પોતાના ગુસ્સાની વરાળ કાઢીને તેણે કેશરને હુકમ સંભળાવી દીધો કે "રાંડ ! કાળમુખી ! નીકળ મારા ઘરમાંથી, અમને તારો ખપ નથી."

" પણ......... "

" પણ બણ કાંઇ નહિં. અમને તારૂં કાળું મોઢું દેખાડીશ નહિં. "

" પણ મારો કાંઇ વાંકકહેશો ને ? "

" હજુયે સતી થાય છે ! લે વાંચ આ શું લખ્યું છે " એમ કહીને તેણે પેલી ચીઠ્ઠી દેવાના હાથમાંથી ઝડપી કેશર ઉપર ફેંકી. કેશર ચીઠ્ઠી જોતાંજ બધો મામલો પામી ગઇ. તેની મુંઝવણનો પાર રહ્યો નહિં વલ્લભની નરાધમતા પર તેના દિલમાં આગ સળગી ઉઠી. પરંતુ અત્યારે તેનું સાંભળે કોણ ? તેનો ખુલાસો માને કોણ ? આમ છતાં તેણે હિંમત એકઠી કરી ખુલાસો કર્યો કે " આંમાં મારો કશો વાંક નથી. હું કશુંયે જાણુતી નથી."

કેશરના આટલા શબ્દો પણ કમુની ક્રોધાગ્નિમાં ઘી હોમવા જેવા હતા. તે ત્રાડી ઉઠી, " જોઇ એ તો પાછી સતી થવા નીકળી છે ને ! તારૂં કાળું મોઢું લઇને નીકળ અહીંથી. " એટલા શબ્દપ્રહારોની સાથે વધુ એક લતાપ્રહારથી તેણે કેશરને કેવળ પહેરે કપડે ઘરમાંથી હાંકી કાઢી.

બોર બોર આંસુએ રડતી કેશર બહાર નીકળી. તેના હૃદયને એટલો આઘાત થયો હતો કે એ વખતે તેને મૃત્યુ આવ્યું હોત તો પણ તેને વ્હાલથી ભેટત પરંતુ દુઃખીયાંને મોત હોતાં નથી મનમાં ને મનમાં તે પુરૂષોની પાશવતાને શાપ આપવા લાગી. સાથે સાથે તે પ્રભુને પણ ઠપકો આપવા લાગી, "ઓ પ્રભુ ! તને જરા પણ દયા ન આવી ? મેં તારૂં સ્મરણ કદિ વિસાર્યું નથી. એનું ને મેં તારૂં શું બગાડયું છે કે તેં મારા પર આવી આફત મોકલી ? તું ભક્તોની ભીડ ભાગનારો, સતીઓનાં ચીર પુરનારો, મારા ઉપર આટલો કાં રૂઠયો ?"

મનમાં ને મનમાં બબડતી, રડતી તેણે પોતાના પિયરનો

માર્ગ લીધો. પરંતુ માણસનું નસીબ બે ડગલાં આગળ જાય છે, કમુએ પોતાનો ભાવ પુરો ભજવ્યો, તેણે કેશરના પિતા ભગવાન ભગતને મીઠું મરચું ચડાવીને બધી હકીકતનો સદેશો મોકલ્યો

કેશર પિતાને ત્યાં તેને પહોંચી. ત્યાં કોઇએ આવકાર સુદ્ધાં ન આપ્યો. કેશરને પણ બધાં જાણે બદલાઇ ગયાં હોય તેવાં દેખાયાં. સૌ તેની તરફ તિરસ્કારની નજરે જોવા લાગ્યું. કેશરના હૃદય પર આઘાત થયો. "ધરતી માર્ગ આપે તો સમાઈ જાઊં" એવું એને લાગ્યું પરંતુ અત્યારે તેને બીજો કોઇ આશરો નહોતો.

કેશરના પિતા ભગવાન ભગતે બે વર્ષથી બીજું ઘર કર્યું હતું. કેશરની નવી માનું નામ રૂડી હતું. તેની ઉંમર ૧૫–૧૬ વર્ષની હતી. તેનો સ્વભાવ અત્યંત ક્રોધી અને ઇર્ષાળુ હતો. એક તો ઓરમાન મા અને તેમાં કેશરને માથે કલંકનું આળ. પછી પૂછવુંજ શું? તે વાત વાતમાં કેસરને મહેણાં મારતી અને હડધૂત કરતી. પરંતુ કેશર બિચારી કયાં જાય? તેને સાસરે તો ઉભા રહેવાનું સ્થાન નહોતું અને પિયરમાં પણ તેના માટે હોળી સળગી રહીહતી.

જ્યારે એક બાજુ કેશરની આ હાલત હતી ત્યારે બીજી બાજુ વલ્લભ આનંદ પામતો હતો. તેણે માન્યું કે કેશરને માટે તેના સાસરાનું ઘર બંધ થયું છે અને પતિથી તે કાયમની દૂર થઇ છે, એટલે તે હવે સહેજે તેની માગણી સ્વીકારશે.આવી કલ્પનાથી ભગવાન ભગતના પાડોસમાંજ ઘર ભાડે લઇને રહ્યો. વલ્લભને આમ પોતાની પાછળ પડેલો જોઇ કેશરને ભારે દુઃખ થયું, તે સમજતી હતી કે તેને માથે કલંક આવ્યું અને તેને સાસરૂં છોડવું પડ્યું, તેનું કારણ વલ્લભજ હતો. પિયરમાં પણ વલ્લભને પાછળ પડેલો જોઇ તે ખુબ ગભરાઇ. વલ્લભના પરિચયમાં જરાયે ન અવાય તેની તે ખુબ સંભાળ રાખતી, પરંતુ તેની પાછળ દિવાનો બનેલો વલ્લભ તેને કેમ છોડે?

અષાઢ મહીનો હતો. પૃથ્વીએ નવા વાઘા સજ્યા હતા. લીલું હરિયાળું ઘાસ આંખને ઠંડક આપી રહ્યું હતું. કુવાઓ, સરોવરો અને નદીઓ પાણીથી ઉભરાતાં હતાં. ખેડુતો વાવણીના કામમાં મશગુલ હતા. આવા એક દિવસે કેશર ગાય માટે ઘાસ કાપવા ગઈ હતી. આ તકનો લાભ લઇ વલ્લભ તેની પાછળ ચાલ્યો. તે વખતે આસપાસ કોઇ માનવી દેખાતું ન હતું. કેશર નીચી નમી ઘાસ કાપી રહી હતી. વલ્લભે આ એકાંત મળેલી જોઈ ગુપચુપ કેશરની પાસે જઇ તેની પીઠ ઉપર હાથ મૂક્યો. કેશર ચમકી, તેણે પાછળ જોયું. તે કાંઇ બોલે તે પહેલાં વલ્લભે પોતાનું દિલ ખોલ્યું.

" વ્હાલી ! ગભરાઇશ નહિ. શું તું મને ભૂલી ગઇ ? "

" કેમ ભૂલું ? તારા પ્રતાપેજ મારી આ દશા થઇ છે. "

" એમાં ખોટું શું થયું છે "

" આથી વધારે ખોટું શું થવાનું હોય ? મારા હાલહવાલનો તને શો ખ્યાલ આવે ? નર્કના કીડાને સ્વર્ગના સુખનું શું-ભાન હોય ? "

" કેશર ! કેશર ! તું શા માટે મારા દુઃખી દિલ ઉપર ઘા કરે છે ? તું જાણે છે કે તારા વિના કેવો દુઃખી છું ? તું સમજી શકે છે કે હું તને કેટલો ચાહું છું ? "

" પરાઇ વસ્તુ પોતાની કરવાની ઇચ્છા કરનાર જેવો જગતમાં મૂર્ખ કોણ હોય ? એવા મૂર્ખાઓ તો પોતાને હાથેજ દુઃખી થાય છે. "

" કેશર ! તારી ભૂલ છે. પરમાત્માએ તો તને મારા માટેજ સર્જી છે. એ તો વિધાતાની ભૂલથી તું પરાઈ થઈ છે. "

" વિધાતાની એ ભૂલ મારે મંજુર છે. "

" પણ મારે એ ભૂલ સુધારવી છે. "

" એજ તારી ભ્રાંતી છે. લલાટે લખેલું કોઈ મીથ્યા કરી શકે તેમ નથી. "

" જો તારી કૃપા થાય તો પ્રારબ્ધને પણ હું ફેરવી શકું. "

" એ તારી પાશવતાનો ખ્યાલ છે. "

" તું મારી મનોવાંચ્છના પુરી નહિ કરે તો હું આત્મહત્યા કરીશ. "

" એમાં હું તારી અજ્ઞાનતા સમજીશ. "

" તને નથી લાગતું કે તારા જેવી હંસલી કાગડાને ન શોભે એ તો મારા જેવા હંસ માટેજ નિર્માણ થઇ છે. "

" સતી પોતાના પતિને પરમેશ્વર સમાન લેખે છે."

" પણ તને ક્યાં તારી પસંદગીનો પતિ સાંપડયો છે?"

" આર્ય નારીના લલાટે જેની સાથે લેખ લખાયા હોય તેજ તેનો પતિ અને તેજ તેનો આરાધ્ય દેવ. "

" ત્યારે તું શું મને નારાજ કરીશ? શું તું મારી મનોકામના પુર્ણ નહિ કરે? શું તું મને જરાયે ચાહતી નથી?

" હું તને ચાહું છું સારી રીતે ચાહુ છું પણ તે એક ભાઇ તરીકે. મારા દિલમાં તારે માટે બંધુ તરીકેનું સ્થાન જરૂર છે, જો તારે તારી વૃત્તિઓ બદલવી હોય તો."

" એ કેમ ફરે?

એ તો તારા હાથની વાત છે. જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ."

" એટલે ? "

" એટલે તું પુરૂષ છે. પુરૂષ પુરૂષાર્થ કરે તો તો ધારે તે કરી શકે. તું જો અંતઃકરણથી તારી ભાવના બદલવા પ્રયત્ન કરે તો જરૂર તું મારો ભાઇ બની શકે. નહિ તો તું પુરૂષજ નહિ."

સ્વમાની પુરૂષને આટલી ટકોર બસ છે. વલભ કેશર પાછળ દિવાનો બન્યો હતો. તે તેને ચાહતો હતો. તેના પ્રેમમાં વાસનાનો

કાંઇ જરૂર હતો, પરંતુ વાસના તૃપ્તિ માટે પ્રેમનો ભોગ આપવા તે તૈયાર નહોતો. તેનું પુરૂષત્વ હજુ એટલું બધું હણાયું નહોતું.

" જો હું મારી ભાવના બદલું તો અત્યાર સુધીની મારી ભૂલ તું માફ કરીશ? "

" જરૂર. "

" તો હું વચન આપું છું કે આજથી હું તને મારી બ્હેન સમજીશ. તું મને સગા ભાઇ જેવો સમજજે અને જ્યારે તને ભાઇ ખપે ત્યારે આ ભાઇને સંભારજે. "

" પ્રભુ તમારૂં કલ્યાણ કરો."

તે દિવસથી વલ્લભના જીવનમાં પલટો થયો. સતીના શબ્દોએ તેને જ્ઞાનચક્ષુઓ આપ્યાં. તે કેશરને પોતાની સગી બ્હેન ગણવા લાગ્યો અને પોતાના આજ દિવસ સુધીના પાપી વિચારોનું પ્રાયશ્ચિત કરવા તેણે બ્રહ્મચારી રહીને પ્રભુ ચરણે બાકીનું જીવન ગાળવાનો દઢ સંકલ્પ કર્યો.

પરંતુ જગત્ તો હજુ બધું જુની આંખે જોઇ રહ્યું હતું. તેને તો વલ્લભ અને કેશરના વર્તનમાં પાપજ દેખાતું હતુ. નિરૂદ્યમીઓને તો એક નવો વિષય હાથ આવ્યો હતો. તેઓ રસપૂર્વક અને કલ્પનિક પ્રસંગો ઉમેરીને કેશર અને વલ્લભની વચ્ચે આડો સંબંધ હોવા વિષે વાતો ઉડાવતા. કર્ણોપકર્ણે એ વાત રાવજીના કાને પણ પહોંચી. રાવજીએ કેશરને એ વાત કહી. કેશરે પોતાની નિર્દોષતા જાહેર કરી. રાવજીને કેશરમાં વિશ્વાસ હતો પરંતુ તેણે તેને સલાહ આપી કે, " બ્હેન! ગામને મોઢે ગરણું બંધાતું નથી. જગતને કોઇ જીતી શકયું નથી. તારી ઓરમાન મા કર્પાળુ છે. તે તને સુખે રોટલો ખાવા પણ નહિં આપે. તારો બાપ પણ નવી વહુ ઘેલો થયો છે. એટલે એ પણ તને કાયમ નહિ નિભાવે. માટે તારે કાંઇ વિચાર કરવો જોઇએ."

કેશરની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. તે ખુલ્લા દિલથી રડી પડી. ગળગળે અવાજે કહ્યું " કાકા! હું શું કરૂં? તમે જેમ કહો તેમ કરવા હું તૈયાર છું."

રાવજી પટેલને તે કાકા કહેતી. નાનપણમાં કેશરને વાંચતાં લખતાં તેણેજ શીખવ્યું હતું. કેશરના રૂદનથી તેનું હૈયું પણ ભરાઈ આવ્યું તેણે કહ્યું, " બ્હેન! તું સાધારણ તો લખી વાંચી જાણે છે હજુ થોડો વધારે અભ્યાસ કર અને જરૂર પડે તો કન્યાશાળામાં ભણાવી શકે એટલી શક્તિ મેળવી લે." કેશરને આ સલાહ યોગ્ય જણાઇ, તેજ દિવસથી તેણે દરરોજ રાત્રે થોડો સમય રાવજી પાસે નિયમિત અભ્યાસ કરવા માંડયો,



# પ્રકરણ ૪ થુ.



## મહેતીજી.



" રાંડ ! રોજ રાતે ક્યાં જાય છે ?

" માજી ! હું તો રાવજીકાકાને ત્યાં દરરોજ રાત્રે ભણવા જાઉં છું."

" હજી ભણવાનું બાકી હશે ? ત્રણ ત્રણ વરસથી હું ધીરજ રાખીને જોયા કરૂં છું પણ તને ક્યાં શરમ છે ? નાહક ભણતરને શું કામ વગોવે છે ?"

"નિશાળમાં સાત વર્ષમાં જેટલું ભણી શકાય તેટલું રાવજી કાકાના પ્રતાપે હું ત્રણ વર્ષમાં ભણી શકી છું."

" કપાળ તારૂં ! ગામમાં તો સહુ વાતો કરે છે કે સાસરાનું કુળ લજાવ્યું અને અહિં રાવજી કાકા જેવડા ડોસાને કલંકિત કરી રહી છે."

" ગામ ગમે તે કહે પણ મારા તો રાવજી કાકા માવતર છે એ તો સાધુ પુરૂષ છે."

" મા વખાણે એટલે દિકરો કાંઈ સારો ન ગણાય. એ તો જગ વખાણે ત્યારે ડાહ્યો લેખાય."

" જીવતાને જગત્ ક્યારે વખાણે છે. લોકો તો ઘોરપૂજક છે. જીવતાને જોડા મારે અને મુવાને પુજે એ જગતનો સદાનો ધારો છે."

" ભણી એટલે જીભડી લાંબી થઈ છે. મારે આ ભવાડો નથી

જોઇતો. તું તારૂં ફોડી લે. મારે તારો ખપ નથી. મારે ત્યાં આ ફજેતા ન પાલવે સમજી !"

" માજી હું કયાં જાઉં ? મને તમારા સિવાય બીજા કોનો આશરો છે ?"

" તે અમે તારી શી ગુન્હેગારી કરી છે ? તારે જવું હોય ત્યાં જા. અહિં એક ઘડીયે તારૂં કામ નથી."

કેશરની નવી મા રૂડીએ આખરે પોતાનું પોત પ્રકાશ્યું. તે દરરોજ કેશરને મ્હેણાં મારતી, ગાળો ભાંડતી, કડવાં વચનો કહેતી અને વખતે વખતે હાથ પણ ચલાવતી. પણ કેશર એ બધું મુંગે મોઢે સહન કરી લેતી. એટલે રૂડીએ તેને કાઢવા માટે છેવટે છેલ્લો રસ્તો લીધો અને તેને ઘરમાંથી ચાલ્યા જવાનો ખુલ્લેખુલ્લો હુકમ ફરમાવી દીધો.

પોતાને માથે લોકોએ ચડાવેલા આળનો ઘા કેશર ધીમે ધીમે ભૂલવા આવી હતી ત્યાં તેના ઉપર આ નવો ઘા થયો. રાવજી પટેલને તે પોતાના વિદ્યાગુરૂ અને પિતાતુલ્ય ગણતી. છતાં પણ લોકોએ તો સાઠ વર્ષના સાધુ પુરૂષ પર પણ કલંક ચડાવતાં વિચાર ન કર્યો. પોતાની ગમે તેવી નિરર્થક કલ્પનાઓ અને વાતોથી કેટ-કેટલાંના જીવન પર કેવી ભયંકર આફતો ઉતરે છે અને કેટલાંયે એવાં જીવન ધૂળમાં મળે છે તેનો લોકોએ કયારે વિચાર કર્યો છે ?

આવીજ દશા કેશરની થઇ. શ્વસુર ગૃહની માફક પિતૃગૃહનો પણ તેને સદાને માટે ત્યાગ કરવાનો અવસર આવ્યો તે પિતા પાસે ગઈ અને અથથી ઇતિ સુધી પોતાની વિતક વાત સંભળાવી, પરંતુ નવી સ્ત્રીમાં મૂઢ બનેલા પિતાથી એક વખતની પ્રાણથી પણ વ્હાલી પુત્રીને આશ્વાસનનો એક શબ્દ પણ ન કહી શકાયો ત્યાં તેને ઘરમાં રાખવાની તો વાતજ કયાં રહી !

છેવટ કેશર રાવજી કાકાને ત્યાં ગઈ અને તેમને પોતાના સંકટની વાત કરી. રાવજી કાકા આ પરિણામ વહેલું મોડું આવશેજ એમ માનતાજ હતા. તેમણે કેશરને આશ્વાસન આપતાં કહ્યું કે, “ બ્હેન તું મુંઝાઇશ નહિં. કસોટી તો સોનાનીજ થાય છે, કાંઇ લોખંડની નથી થતી. જે પ્રભુ સતીયોની કસોટી કરે છે તેજ પ્રભુ તેની વ્હારે ધાય છે. વસંતપુરમાં કન્યાશાળા છે, તેની મૂખ્ય મહેતીજી મારી ઓળખીતી છે. તેના ઉપર હું તને ભલામણની ચીઠી લખી આપીશ બનતા સુધી તે તને રાખશે.”

બીજે દિવસે સવારે રાવજી કાકાએ કેશરને ભલામણપત્ર લખી આપી, ગાડું કરી આપી, ખર્ચી માટે પાંચ રૂપીયા આપી, કેશરને વિદાય કરતાં હિંમત આપી કે, “ બ્હેન ! તું મુંઝાઇશ નહિં. તને હું મારી દીકરી જેવી ગણું છું.વસંતપુરની કન્યાશાળામાં તારી ગોઠવણ થઇ જશે, પણ નહિં થાય તો હું તારે માટે બીજે તજવીજ કરીશ. જરૂર પડે તો મને બોલાવજે. સંભાળીને રહેજે અને કુશળ સમાચાર આપજે.”

કેશર વસંતપુર ગઇ. ત્યાંની કન્યાશાળાની મૂખ્ય શીક્ષિકાને રાવજી કાકાની ચીઠી આપી. શીક્ષિકાએ ચીઠી વાંચી; કેશરને આવકાર આપતાં કહ્યું, “ બ્હેન ! મારે ત્યાં ચાલો. તમે નાહીધોઇને જમી લ્યો. પછી આપણે બધી વાતો કરીશું.” તે કેશરને પોતાને ત્યાં લઇ ગઇ. જમી પરવારી તેણે કેશરને કહ્યું, “ બ્હેન જુઓ હમણાં ૨૮ રૂપીયાના પગારની જગ્યા ખાલી છે. પછી તમારૂં કામ જોઈને તમારો પગાર વધારવાની ગોઠવણ કરીશ.” કેશરે તેનો ઉપકાર માનતાં કહ્યું, ‘ તમે તો અત્યારે મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે. તમારો ઉપકાર હું કદી નહિં ભૂલું.”

બીજે દિવસે કેસર મુખ્ય મહેતીજીની નજીકમાં નાનું સરખુ ઘર ભાડે રાખી તેમાં રહેવા ગઈ અને કન્યાશાળામાં નોકરી પર લાગી ગઇ. થોડાજ વખતમાં તે પોતાની મીઠી વાણી, શાંત સ્વભાવ,ભણા-

ચવાની આવડત, કામ કરવાના ઉત્સાહ વિગેરેથી કન્યાશાળાઓની છોકરીઓમાં,બીજી શીક્ષિકાઓ તેમજ મુખ્ય શીક્ષિકાને પ્રિય થઇ પડી.

કેશરને ગુજરાતી ત્રીજા ધોરણના શિક્ષણનું કામ સોંપવામાં આવ્યું. તેના વર્ગમાં **લક્ષ્મી** નામની એક વણિક શ્રીમંતની કન્યાએ પોતાના પિતા **લક્ષ્મીચંદ**ને કહીને કેશરને પોતાને ખાનગી શિક્ષણ આપવા માસીક સાત રૂપીયાના પગારે રખાવી.

લક્ષ્મીચંદ શેઠ રૂના મોટા વેપારી હતા. દુકાનમાં પાંચ દશ નોકરો હતા. ગામમાં તેમની પ્રતિષ્ઠા સારી હતી. તેમની વય ૪૫ વર્ષની હતી પરંતુ જોનારને ૩૫ લાગે એવો તેમના શરીરનો બાંધો હતો. તેમની પત્ની બે વર્ષથી મરણ પામી હતી. ફરી વેવિશાળ કર્યું હતું પરંતુ લગ્નને થોડો સમય હતો.

લક્ષ્મીચંદ શેઠના ઘરમાં બાપ દિકરી ઉપરાંત એક રસોયો અને એક કામ કરનાર નોકર હતો. શેઠ પોતે ઘણો ભાગ દુકાનેજ રહેતા. ઘરે બહું થોડુંજ બેસતા.

કેશર પાસે બે મહીના અભ્યાસ કર્યા પછી લક્ષ્મીએ પોતાનો અભ્યાસ તપાસવા લક્ષ્મીચંદ શેઠને આગ્રહ કરીને ઘેર રોકયા. તેજ દિવસે લક્ષ્મીચંદ શેઠે પહેલીજ વખત કેશરને જોઈ અને તેનું સૌંદર્ય જોઇ તેના પર મુગ્ધ બન્યા. પોતે પ્રતિષ્ઠિત હોવાથી તરતજ તો કાંઇ અડપલું કરવાની તેમની હિંમત ચાલી નહિં પણ કંઇક યુક્તિ પ્રયુક્તિથી કેશરને વશ કરવાનો તેમણે મનમાં સંકલ્પ કર્યો. શેઠે મનમાં વિચાર્યું કે "જર ચાહે સો કર" પૈસા એવી ચીજ છે કે તેની પાસે કશી વસ્તુ અશકય નથી. "માયા દેખી મુનીવર ચળે," તો પછી કેશર જેવી ગરીબ શીક્ષિકાની શી બીસાત છે? આવા વિચારે શેઠે પ્રથમ તો કેશરનો પગાર વધારીને દશ કર્યો. શિક્ષણથી પ્રસન્ન થઇને શેઠે કદર કરી છે એમ સમજીને કેશરે શેઠનો આભાર માન્યો, પરંતુ એ આભારદર્શનથી શેઠ કેશરને પોતાની જાળમાં ફસાયેલી સમજવા લાગ્યા.

---

# પ્રકરણ ૫ મું.

## શીલ પ્રભાવ.

કેશર સાથેના છેલ્લા પરિચય પછી લક્ષ્મીચંદ શેઠ પોતાનું ભાન ભૂલ્યા. ખાનપાન તેને રૂચતું નહિં. ધંધા–રોજગારમાં તેનું ચિત્ત ચોટતું નહિં. હાલતા, ચાલતાં, બેસતાં, ઉઠતાં, ખાતાં પીતાં તેને કેશરનાજ વિચારો આવતા. સ્વપ્નમાં પણ તે કેશરનેજ નિહાળતા. તેની સાથે પરિચય કેમ વધારવો ? તેનું દિલ કેમ મેળવવું ? તેનો પ્રેમ કેવી રીતે જીતવો ? એજ વાટાઘાટ શેઠના દિલમાં થયા કરતી. ઘણી વખત કેશર લક્ષ્મીને ભણાવતી હોય ત્યારે તે પાસે બેસતા અને પ્રસંગ શોધીને વાતે ચડતા. નિર્દોષ કેશર પોતાની શિક્ષણની આવડતથી શેઠની મમતા વધી છે એમજ સમજતી. જગતના પ્રપંચની તેને કલ્પના પણ નહોતી.

વાતોમાં અને વાતોમાં શેઠે કેશરના જીવનનો ઇતિહાસ જાણી લીધો. ભોળી કેશરે પિતા પાસે પુત્રી જેવા ભાવથી હૈયું ખોલે તે ભાવથી પોતાના વિતકોની વાત કહી. શેઠે તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેના દિલમાં પોતાને માટે વિશ્વાસ બેસાડયો. હવે તો તે કેશરને પ્રસંગોપાત પોતાને ત્યાં જમવાનો આગ્રહ કરતો અને વાર તહેવારને બહાને સુંદર વસ્ત્રો વગેરે પણ આપતો.

આમ બીજા ત્રણ ચાર મહીના નીકળી ગયા. એક દિવસ રાત્રે લક્ષ્મીને ભણાવ્યા પછી કેશરને શેઠે વાતે ચડાવી અને બહુ મોડું થવાથી આટલા મોડા ઘરે જવાને બદલે પોતાને ત્યાંજ સુઈ રહેવાનો આગ્રહ કર્યો, કેશરે પહેલાં સહેજ આનાકાની કરી, પરંતુ શેઠનો આગ્રહ જોઇને અને શેઠને પોતાના પિતા જેવાજ સમજીને તેણે ત્યાં સુઈ રહેવાની હા પાડી.

શેઠનું મકાન બે માળનું હતું. નીચે રસોયો અને નોકર સુતા. વચલા માળ પર પોતે અને લક્ષ્મી સૂઈ રહ્યા અને કેશરને માટે ઉપરના માળ પર ગોઠવણ કરી. ભોળી કેશરને એમાં કશો ભેદ ન ભાસ્યો.

રાતના બારના ટકોરા થયા. સર્વત્ર અંધકાર અને શાંતિ પથરાઈ ગઈ હતી. નભોમંડળમાં માત્ર ઝીણા તારા ચમકતા હતા. શેઠને ઊંઘ આવીજ નહિં. તેને આજે પોતાની મનોવાંચ્છના પુરી પાડવાનો પ્રસંગ મળેલો લાગતો હતો. તે ધીમેથી ઉઠયા. ધીમે પગલે માળ પર ચડયા. પરંતુ કેશરના પલંગ પાસે પહોંચતા તેના પગ ભારે થવા માંડયા. જીભ તાળવે ચોંટતી લાગી, આંખે અંધારા આવવા માંડયા. પડછાયામાં તેને મનુષ્ય આકૃતિઓ દેખાવા લાગી. ઓરડામાં ધીમે બળતા દિવાનો મંદ પ્રકાશ કેશરના ચહેરા પર પડતો હતો, તે તરફ શેઠ એકીટશે જોઈ રહ્યા. કેશરનું અંગેઅંગ તેણે ધારી ધારીને નીરખ્યું કામે શેઠ ઉપર કાબુ જમાવ્યો. શેઠ શુદ્ધિબુદ્ધિ ખોઈ બેઠા. તેમનો સારાસાર વિવેક દિપક બુઝાઇ ગયો. પરાધિન દશામાં મંત્રવત કેશરના પલંગ પાસે જઇ તેના કપાળે હાથ મૂકયો. કેશર ચમકીને જાગી ઉઠી. "કોણ?" એટલીજ ઝીણી ચીશ તેનાથી પડાઇ ગઇ.

"ગભરાશો નહિં, હું છું" શેઠે ગભરાયેલા અવાજે ઉત્તર આપ્યો.

"આટલી મોડી રાત્રે શા માટે? પરસ્ત્રીના અંગનો સ્પર્શ કરવાની તમે હિંમત કેમ કરી?"

"કારણ કે હું તારા ઉપર મુગ્ધ છું. તું મારી મનોકામના પૂર્ણ કરે તો તું કહે તેમ કરવા હું તૈયાર છું."

"તમે મને તમારા જેટલી હલકી માનો છો?"

"એમાં હલકું શું છે? પ્રેમ, વાસના, એ તો કુદરતી છે."

"કુદરતને પણ મર્યાદા હોય છે."

"શા માટે?"

"ધર્મ અને ચારિત્રના પાલન અર્થે."

"એટલે?"

"તમે કદિ શાસ્ત્રો સાંભળ્યા છે? શીલનું મહાત્મ્ય સમજ્યા છો? સતીઓની કથાઓ વાંચી છે?"

"ઘણું સાંભળ્યું છે, ઘણું વાંચ્યું છે, ઘણું જાણ્યું છે, પરંતુ તેનો અહિં શો ઉપયોગ છે?"

"લક્ષ્મીને તમે શું ગણો છો?"

"તે મારી પુત્રી છે. હું તેનો પિતા છું."

"હું પણ તમારી લક્ષ્મી જેવી છું. લક્ષ્મી તમને જે નજરે જુએ છે તેજ નજરે હું તમને જોઉં છું.,'

"એ તો કલ્પના છે."

"એ કલ્પનાજ સાચી છે કેમકે સૂર્ય પશ્ચિમે ઉગે, મહાસાગર મર્યાદા મૂકે, હિમાલય ચળે તોપણ હું મારૂ શીલ ભંગ થવા દેનાર નથી."

કેશરને આટલી મક્કમ જોઇને શેઠે હવે ભયનો ઉપાય અજમાવ્યો:—

"એ મિથ્યા બકવાદ છે—વૃથા લવારો છે. હું મારૂં ધાર્યું પાર ઉતાર્યા વિના રહેનાર નથી."

"બળ જબરીથી પવિત્ર સ્ત્રી ઉપર અત્યાચાર કરવાની કોઇની તાકાત નથી."

"તું અહિં એકલી છે—નિરાધાર છે. તું શું કરી શકવાની છે?"

"હું એકલી નથી—નિરાધાર નથી. સતીઓને સહાય કરનાર પ્રભુ મારી મદદે છે."

"ક્યાં છે તારો પ્રભુ?"

"સર્વત્ર."

"હું તો જોતો નથી."

"તમારી આંખો વિષયાંધ બની ગઇ છે એટલે શી રીતે જોઈ શકે?"

"જવા દે એ બધી નકામી વાતો."

"નીતિ, અનીતિ, સદાચાર, દુરાચાર, પાપ, પુન્ય, કર્તવ્ય, અકર્તવ્ય, ધર્મ, અધર્મ એનો તમને જરાયે વિવેક છે કે નહિં?"

"એ બધી મનુષ્યોએ બાંધેલી દિવાલો છે. મારી મનોવાંચ્છના તૃપ્ત કરવાની ઈચ્છા આગળ એ દિવાલો નકામી છે."

કેશરને પણ લાગ્યું કે હવે આ નરાધમને રૂદ્ર સ્વરૂપ દેખાડયા વિના તે માને એમ નથી. એટલે તેણે ગર્જના કરીને કહ્યું, "રાક્ષસ! ખબરદાર હવે એક શબ્દ પણ વધુ ઉચ્ચાર્યો છે કે એક પગલું પણ આગળ વધ્યો છે તો!"

આ છેલ્લી સિંહ ગર્જનાથી શેઠને પોતાની સ્થિતિનું ભાન આવ્યું. નાહક ફજેતી થવાનો ભય તેના દિલમાં સોંસરો પેસી ગયો. તેનું શરીર કંપી ઉઠયું. કેશરના પગમાં પડી તે માફી માગવા લાગ્યો. કેશરે તેને ઉઠાડીને શાંત્વન આપ્યું અને આ બનાવ ભૂલી જવા સમજાવ્યા. શેઠે તેને પગે પડીને ઉપકાર માન્યો કે, "દેવી! તેં મને આજે નર્કમાં પડતો બચાવ્યો છે. તું મારી ધર્મની પુત્રી છે. તારો ઉપકાર હું જીંદગીમાં કદિ નહિં ભૂલું."

# પ્રકરણ ૬ ઠું.

## પશ્ચાતાપ.

કેશરની માફી માગી લક્ષ્મીચંદ શેઠ પોતાના ઓરડામાં આવી પલંગ ઉપર પડયા, પરંતુ તેમને ઉંઘ આવીજ નહી. પોતાના પાપી વિચાર માટે તેમને પશ્ચાતાપ થવા લાગ્યો. પોતાનું ઉચ્ચ કુળ ઉત્તમ જ્ઞાતિ, સમાજમાંની પ્રતિષ્ટા, વેપારી વર્ગમાં આબરૂ એ બધાનો વિચાર આવ્યો. તેને વિચાર થયો કે.

" મને આ શું સુઝયું ? હું કેવો નરાધમ અને કેશર કેવી સાધ્વી ? અરે રે ! મારી બુદ્ધિજ બહેર મારી ગઇ. મારી પુત્રી જેવી કેશર ઉપર કુદૃષ્ટિ કરવાનું મને મન થયું ! એ દેવીએ મને આજે બચાવ્યો ન હોત તો હું લોકોને મારૂં શ્યામ મુખ શી રીતે બતાવી શકત ? ધન્ય છે એ શીલવતી સાધ્વી ને ધિક્કાર છે મારા જેવા અધમ વિષયના કીડાને ખરેખર કેશર મારી ગુરૂ છે. તે આજે મારી માર્ગ દર્શક બની. તે મારી ધર્મની પુત્રી છે. બહેન છે. જનેતા જેવી છે. એનો ઉપકાર મરતાં સુધી પણ મારાથી કેમ ભુલી શકાય ! ખરેખર બહુ રત્ના વસુંધરા એ કહેવત સાચીજ છે. કલી કાળમાં પણ આવા રત્નો પાકે છે.

" એ ખરેખર મહા સાધ્વી છે. સંસારી કપડામાં એ સંન્યાસી છે. કેવી પવિત્ર મૂર્તિ ! કેટલી એની નિર્વિકારી દૃષ્ટિ ! કેટલી એની નિર્દોષિતા ! કેવી એની મીઠી વાણી ! શું એનાં મધુર વચનો ! શી એની ધર્મપરાયણતા ! પ્રભુ પરની કેટલી અચળ શ્રદ્ધા ! ખરેખર જો સૂર્ય પ્રકાશતો હોય, મહાસાગર મર્યાદા પાળતો હોય

તો આવી સતીઓના પ્રતાપેજ, મારા જેવા પામરોથી તો પૃથ્વી માતા ભારે મરે છે.

" હું માનતો હતો કે મારા જેવો નીતિમાન આ ગામમાં કોઇ નહિં હોય. મને લાગતું કે ખરો વૈષ્ણવજ હું છું. પરંતુ આજે મને સ્પષ્ટ સમજાય છે કે એ મારો ભ્રમ હતો. ધર્મ કુળમાં, નાત જાતમાં, પંથમાં કે સંપ્રદાયમાં નથી. પરંતુ આત્મામાં છે. સંપ્રદાયિક ક્રિયાકાંડમાં ધર્મ નથી પરંતુ મનુષ્યના આચારમાં ધર્મ છે. પાળે તેનો ધર્મ છે. મારે તેની તલવાર છે. કબીરજી, નાનક, જ્ઞાનદેવ, નામદેવ વગેરે કયાં કહેવાતી ઉચ્ચ કોમમાં જન્મ્યા હતા? કયાં તેમણે ભગવાં પહેર્યાં હતાં? છતાં ખરા ભક્તો તેઓજ હતા. જગતમાં આજે તેમની પૂજા થાય છે.

આવા આવા વિચારો કરતાં ભવિષ્યમાં આવી ભૂલો નહિં કરવાનો નિશ્ચય કરતાં લક્ષ્મીચંદ શેઠે બાકીની રાત્રિ ગાળી.



# પ્રકરણ ૭ મું.

## શોભે સુગુણી નાર

આ બાજુ કેશરની પણ એજ સ્થિતિ હતી. લક્ષ્મીચંદ શેઠના જવા પછી તેને બીલકુલ ઉંઘ આવી નહિં. તેનો–તેના શીલનો વિજય થયો હતો તોપણ ભયથી તેનું શરીર કંપતું હતું; હૃદય ધડકતું હતું, ઓરડો આખો ફરતો જણાતો હતો, પલંગ પર કાંટા બીછાવ્યા હોય તેવી તેને વેદના થતી હતી.

આ મહા આફતમાંથી બચવા માટે તેણે પ્રભુનો પાડ માન્યો વલ્લભ અને લક્ષ્મીચંદ શેઠની બુદ્ધિ બગડી તેનું તેને પોતાનું રૂપજ કારણ જણાયું અને તેથી તેને પોતાના રૂપ ઉપર તિરસ્કાર આવ્યો તેને વિચાર આવ્યો કે, " જો હું સ્વરૂપવાન ન હોત તો એ બન્ને સજ્જનોની બુદ્ધિ કદિ ન બગડત. એ રૂપ શા કામનું કે જે પુરૂષોનું ભાન ભૂલાવે ! કવિઓને મન સ્ત્રીનું કપાળ ભલે ચંદ્રમા સમાન પ્રકાશિત, નયનો મૃગ સમાન તેજસ્વી, નાક પોપટના જેવું અણીદાર, ગાલો ગુલાબ જેવા, હોઠ પરવાળા સમાન, દાંત દાડમની કળીઓ જેવા, કેશ નાગણ સમાન અને હાથની આંગળીઓ ચોળાની ફળી જેવી હો, પરંતુ મારે માટે તો એ સૌંદર્ય દુશ્મનની ગરજ સારે છે. મારા દેહનો વર્ણ શ્વેતને બદલે શ્યામ હોત તો કેવું સારૂં થાત ? તો કોઇ માનવી મને નીરખીને લોભાત નહિ. મને હવે સમજાય છે કે હવે મારે બહુજ સાવધાનીથી વર્તવાનું છે, અજાણ્યા પુરૂષ સાથે સંભાળપૂર્વક પરિચય રાખવાનો છે, પારકા ઘરમાં વિચારીને પગ મૂકવાનો છે. શું જગતમાં બધે વલ્લભો અને લક્ષ્મીચંદજ વસે છે? શું પુરૂષોના અંતઃકરણનો વિવેક દિપક બુઝાઇ

ગયો છે હા ! હજુ તો મને પુરા બાવીસ વર્ષ પણ થયા નથી ત્યાં તો આટઆટલી આફતો આવી ગઈ તો બાકીનું જીવન કેમ પુરૂં થશે! હું એકલી–નિરાધાર સંસાર સામે શી રીતે ઝુઝી શકીશ ?

આવા ભયના વિચારો તેના દિલને મુંઝવી રહ્યા છે એટલામાં તેની નજર સીતા અને દમયંતીની છબીઓ પર પડે છે. છબીઓ જોઇને તેને આશ્વાસન મળે છે કે " આવી દેવીઓને માથે પણ કયાં ઓછું વીત્યું છે મહા સતી સીતાજીને પણ રાવણ જેવો રાક્ષસ હરી ગયો હતો. દમયંતી જેવી પતિપરાયણનો પણ નળરાજાએ ત્યાગ કર્યો હતો. જગતમાં એતો બનતુંજ આવ્યું છે. કસોટી સુવર્ણનીજ થાય છે પણ તે કસોટીમાંથી પાર ઉતરે છે માટે તેને મુગટ મહારાજાઓના પણ માથે બેસે છે. અગરબત્તીને બાળે તોયે તે સુગંધ આપે છે. ચંદનને ઘસે તોયે ઠંડક આપે છે. શેરડીને પીલો તોયે તે મીઠાશ કયાં છોડે છે. ગુણી આત્માના ગુણો તેના પર કષ્ટો પડે ત્યારેજ પ્રકાશમાં આવે છે. જે પરમાત્માએ મને આ બે પ્રસંગે બચાવી તેજ પરમાત્મા મને હજુ બચાવી લેશે મારે શા માટે ચિંતાં કરવી જોઈએ ! "

વળી કેશરની દ્રષ્ટિ શૃંગાર સજેલી લલનાની છબી પર પડે છે. તેને નવોજ વિચાર સ્ફુરે છે, " શું નારીની શોભા હિરા, મોતી, સોનાના દાગીના કે સુંદર વસ્રોથી છે ? ના, ના. એના શણગાર તો શીલ, વિનય, સેવા, દયા, પ્રેમ, નીતિ, સદાચાર, સુજનતા વગેરે છે. નારી વસ્રાભુષણોથી નહિં પણ સદ્‌ગુણ અને સદાચારથીજ શોભે છે. સોનાના શણગાર નાશવંત છે, સદ્‌ગુણના શૃંગાર તો અવિનાશી છે. માટેજ

( રાગ ધનાશ્રી )

શોભે સુગુણી નાર, જગમાં શોભે સુગુણી નાર.

મધુર વચન મુખમાં છે જેના, જગ જન મન હરનાર. જગમાં

સુખ દુઃખમાં સમવૃત્તિ જેને, હારીને ઠરનાર. જગમાં

દીન દુઃખી પર દયા અંતરમાં, કષ્ટમાં સહાય દેનાર. જગમાં

કલહ કંકાસ કરે નવ કોઈદિ, સંતોષે રહેનાર. જગમાં

શીયળથી શોભાવે તનને, સજે સદ્‌ગુણ શૃંગાર. જગમાં

કેશરના મુખમાંથી આજે સહેજે કવિતા સરી પડી. કાવ્ય પ્રવાહ સહેજે તેનાં અંતરમાંથી વહેવા લાગ્યો.

તેણે બાકીની રાત્રિ પોતાની આ નવી રચેલી કવિતા ફરી ફરીને ગાવામાંજ પુરી કરી.

# પ્રકરણ ૮ મું.

## જીવનપલટો.

વાંચક, હવે આપણે વલ્લભનો કેવો જીવનપલટો થયો છે તે તરફ નજર કરીએ. તે જેટલો મોજીલો શોખીલો હતો તેટલોજ સાદો અને સરળ બન્યો છે. તેને પોતાની અધમ વાસનાનું ભાન થયું. પોતાની હલકી મનોદસાને લીધે કેશરને કેટલું સંકટ વેઠવું પડયું તેનો તેને પુરેપુરો ખ્યાલ આવ્યો. સ્વસુર તેમજ પિતૃ કુટુંબમાં કેશરની નામોશી થઇ અને તેને પોતાનાં એ બન્ને કુટુંબો છોડવાં પડયાં તેનું કારણ પોતેજ છે તેનો વલ્લભને પુરેપુરો પશ્ચાતાપ થવા લાગ્યો. પોતાના જીવનનો અધ:પાત થતો કેશરેજ બચાવ્યો તે માટે કેશર પ્રત્યે આભાર નીચે તેનું હૃદય દબાવા લાગ્યું. તેને પોતાના શૃંગારી જીવન પ્રત્યે તિરસ્કાર આવ્યો. ફરી પરણવાનો વિચાર માંડી વાળ્યો. પ્રભુ ભકિતમા હવે તેને રસ પડવા માંડયો. શૃંગારના ગાયનોનું સ્થાન ભકિતના ગીતોએ લીધું. તાસગામ આવ્યા પછી જુના મિત્રોનો તેણે ત્યાગ કર્યો. સત્સંગમાં તેને આનંદ આવવા લાગ્યો. સંગીતનું જ્ઞાન અને મધુર કંઠનો ઉપયોગ તેણે પ્રભુના ભજનો લલકારવામાં કરવા માંડયો. મીરાંબાઇ, નરસિંહ મહેતા, કબીરજી, સુરદાસ વગેરેના ભજનો તેણે મુખપાઠ કર્યાં અને ભજનમંડળીમાં લલકારવા માંડયા. પહેલવહેલાં તો લોકો તેને ઢોંગી માનતા. પણ જેમ જેમ સમય પસાર થતો ગયો અને લોકો તેના સહવાસમાં આવવા લાગ્યા તેમ તેમ લોકોને તેના સાદા જીવન, પ્રભુભકિત, નિરાભિમાનતા, સૌ પ્રત્યેનો સમભાવ વગેરેનો અનુભવ થવા માંડયો અને તેથી તેના

વિષેની લોકલાગણી બદલાતી ગઇ. નોકર ચાકરોને બદલે હવે તે જાતે મહેનત કરતો. પોતાના ખેતરો પોતેજ ખેડતો હળ હાંકતા બે ભજનો લલકારતો અને ઢોરાં ચારતાં પણ તેના મુખમાં પ્રભુના ગુણગાન થયાજ કરતા.

પ્રાતઃકાળમાં ઉઠી પ્રભુભજન કરી, પોતાના જીવનમાં આવો દૈવી પલટો લાવનાર કેશરનું સ્મરણ કરી તેનો સહૃદય આભાર માની પછી તે નિત્ય કર્મમાં લાગતો. કેશરને તે પોતાની ગુરૂ માને છે. રાતના સુતી વખતે પણ તે કેશરનું સ્મરણ કરીને સુવે છે, તેણે પોતાનું જીવનજ કેશરને ચરણે અર્પણ કર્યું છે. અન્ય કોઇ આ વાત જાણતું નથી. પોતે કોઇને એ વાત કહેતો નથી. કેશરની કોઇ નિંદા કરે તો તેનું કલેજું કપાઇ જાય છે. કેશરની નિંદાનું કારણ પોતેજ હોવાથી તેને પોતાને માટે પુરેપુરો તિરસ્કાર આવે છે.

તેને ઘણી વખત મનમાં એમ થઇ આવે છે કે એ સતી તારા ગામમાં આવે અને પોતાના પતિની સાથે રહે તો કેવું સારૂં! પોતાને તેના પવિત્ર દર્શનનો નિત્ય લાભ મળે. પણ તેને એ વાત અસંભવિત લાગી કેમકે દેવાએ બીજાં લગ્ન કર્યા છે અને કમુ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી કેસર એ ઘરમાં પગ પણ શી રીતે મુકી શકે ? આમ છતાં વલ્લભ તદ્દન નિરાશ થતો નથી. વલ્લભ ભક્ત બન્યા પછી ઘણા તેનો સત્સંગ સેવે છે. તેમાં દેવો પણ છે. દેવો વખતો વખત વલ્લભ પાસે આવે છે. આ પ્રસંગનો લાભ લઇ વલ્લભ તેની પાસે કેશરના ગુણ ગાય છે. દેવો પણ ઉમરલાયક થયો છે. તેને હવે થોડી ઘણી સમજ આવવા લાગી છે. તે સારૂં નરસું, ખરૂં ખોટું, સત્ય અસત્ય ઓળખી શકે છે. વલ્લભના શબ્દો પર તેને વિશ્વાસ છે. પરંતુ માતા પાસે લાચાર હોવાથી તે કાંઇ બોલી શકતો નથી. પરંતુ તેનું દિલ કેસર તરફ વળ્યું છે એ તેની આંખમાંથી જોઇ શકાય છે.

વલ્લભને હવે ગામના તેમજ પરગામના લોકો ભગત તરીકેજ ઓળખે છે અને એ નામેજ એને બોલાવે છે. તેના ભજનો સાંભળવાને ઘણા માણસો એકઠા થાય છે. તે સંગીતનો શોખીન હતો અને હારમોનીયમ અને મૃદંગ સારસા બજાવી જાણતો હતો, પરંતુ ભગત થયા પછી તો તંબુરા ઉપરજ તે પોતાના ભજનોની ધૂન મચાવતો. રોજ રાતના આઠથી દશ સુધી તો તેને ત્યાં ભજનમંડળી જામતી. તેની કીર્તિ દૂરદૂરના ગામોમાં ફેલાઇ હતી અને તેથી ઘણા ભક્તજનો દૂરદૂરથી તેને ત્યાં આવતા અને પ્રભુકીર્તન કરી આનંદ અનુભવતા.

વલ્લભનો આ જીવનપલટો શાથી થયો ? તેનો ગુરૂ કોણ? તેનો માર્ગદર્શક કોણ? તેની જીવનનૌકાનો નાવીક કોણ? એની કોઇને ખબર નથી. એતો માત્ર વલ્લભ એકલોજ જાણે છે. તેને પોતાના દિલમાં પુરેપુરી ઉમેદ છે કે એક વખત જરૂર એવો આવશે કે જ્યારે તે પોતાની પરમ ઉપકારી દેવીની જગતમાં પૂજા કરાવશે અને જગત પણ જોશે કે કળીકાળમાં પણ મહાસતીઓ ભારતમાં પાકે છે. એવી સતીઓના પરમ પ્રભાવથીજ સંસાર સાગરમાં કંઇક મીઠાશ રહી છે. પરંતુ એ દિવસો વલ્લભને દૂર દૂર દેખાય છે. પરંતુ એ દિવસો જલદી આવો એવી તે અહોનિશ પ્રભુ પાસે પ્રાર્થના કરે છે.

પ્રભુ તેની પ્રાર્થના કેમ સાંભળે છે? અસંભવિત દેખાતી વાત સંભવિત કેમ બને છે? અશકય જણાતી વાત શકય કેમ થાય છે? અને દૂર દૂર દેખાતી વાત કેમ નજીક આવી ઉભો છે? એ વાંચક આપણે આગળ જોઇશું.



# પ્રકરણ ૯ મું.

## પુનઃ પતિગૃહે.

"જીવલી, એ જીવલી! ક્યાં મૂઈ?"

"કેમ? શું કામ છે?"

"પણ આટલી વાર ક્યાં ગઈ હતી?"

"તે બહાર જઈએ તો, વાર ન લાગે?"

"ચબાવલી? પાછું સામે બોલે છે કે?

"ખબરદાર જો વધુ બોલ્યા તો!"

"એમાં તે તને શી ગાળ આપી?"

"ચબાવલી કોને કહો છો? એક કહેશો તો સાત સાંભળશો સમજ્યા!"

"વધુ લવારો કરીશ તો માર ખાઇશ"

"એ દિવસો ગયા. હવે તો એક કહેશો તો સાત સાંભળશો અને એક ધોલ મારશો તો સાત ખાશો."

"તું તો હવે ભારે ફાટી ગઈ છે."

"તે હું ક્યાં તમારૂં ઘર ગોતવા આવી'તી? તમને ગરજ હતી એટલે મને લાવ્યા છો."

"એટલે તું ન હોત તો મારો દિકરો કુંવારો રહેત એમ કે?"

"ત્યારે શું મને બીજો ધણી ન મળત કે?"

"તારા કરતાં તો કેશર સો ગણી સારી બા."

"તેમાંજ તો એ બિચારીને ઘરમાંથી કહાડી ને!"

"એ તો એના પાપે ગઈ."

"પાપ પુન્ય તો કોણ જોવા ગયું છે?"

"ત્યારે શું મેં ખોટું આળ ચડાવ્યું?"

"એ તો હું શું જાણું? પણ લોકો તો કહે છે કે એ બિચારી ગાય જેવી ગરીબ હતી."

"એની તો હુંએ કયાં ના પાડું છું એણે મારૂં જે માન રાખ્યું છે તે તો મારાથી કેમ ભૂલાય?"

"તેનો બદલો તમે કયાં ઓછો આપ્યો છે?"

"તું તો મને ડામ દે છે."

"તમે એનેજ લાયક છો."

"જીવલી! હવે જો વધાર ઓછું બોલી તો માર ખાઈશ હો!"

"મેં કહ્યું નહિં કે એ દિવસો તો હવે ગયા. હવે તો માનમાં રહેવામાં માલ છે. નહિં તો તમે કેશરના જેવા હાલ કર્યા છે તેવા તમારા થશે."

વાંચક, આ વાર્તાલાપ ઉપરથી તું સમજી ગયો હોઇશ કે કમુ અને તેના દિકરા દેવાની નવી વહુ જીવી વચ્ચેનું આ વાકયુદ્ધ છે. કેશરે સ્વસુર ગૃહ છોડયા પછી થોડાજ સમયમાં કમુએ પોતાના દિકરાને બીજી પરણાવી હતી. જીવીની ઉંમર તે વખતે બાર વર્ષની હતી. શરીરે તે સાધારણ ઘઉંવર્ણી હતી. તે અભણ પણ સ્વભાવે ભોળી હતી. તે એના મા બાપની એકની એક દિકરી હતી તેથી મોઢે ચડાવેલી હતી. તેથી તેની જીભ ઉપર જરાયે અંકુશ નહોતો. પિયરમાં તેને કોઇએ કદિ હુંકારો કહ્યો નહોતો તેથી તે કોઇનો એક

શબ્દ પણ સાંખી શકતી નહોતી. તેણે સાંભળ્યું હતું કે કમુ કજીયાળી છે અને સાસરે આવ્યા પછી તેણે જાતે એ અનુભવ્યું. એટલે તેણે નિશ્ચય કર્યો કે સાસુ એક કહે તો સાત સંભળાવવી એટલે એ બોલતાંજ ભૂલી જાય.

પ્રથમ તો કમુએ માન્યું કે તે બાળક છે તેથી જેમ તેમ બોલી નાખે છે પણ પછી તેને સમજ પડી કે જીવી પોતાથી હારે તેમ નથી. આખરે કમુનેજ કંટાળીને મુંગા થઈ જવું પડતું. ઘરમાં દરરોજ એક બે વખત વો હોળા ખરી ને ખરી. જે દિવસે હોળી ન સળગે તે દિવસે પાડોશીઓને આશ્ચર્ય થાય. ઉપર જણાવેલું વાક્‌યુદ્ધ લગભગ રોજનું હતું. પણ જીવી કમુને માથાની મળી હતી.

કેશર ગઈ તેને આજે પાંચ વર્ષ વીતી ગયાં છે. એટલા સમયમાં કેશવનું ઘર ફનાફના થઈ ગયું છે. એ વર્ષોમાં તેને પેદાશ કશી આવી નહિં. અણધાર્યા ખર્ચો તેને માથે આવી પડયા. બળદો, ગાયો, ભેંસો રોગ ફાટી નીકળવાથી તેમાં મરી ગયા. બીજા લેવામાં પૈસા ખૂબ ખર્ચાઈ ગયા. કેશવ માંદો પડયો અને ચાર વર્ષ સુધી પથારીએ રહ્યો. દવા દારૂ પાછળ પુષ્કળ નાણાં વેરવા પડયા અને છેવટે કેશવ પંચત્વ પામ્યો. નાતમાં આબરૂદાર કુટુંબ એટલે નાત જમણમાં પણ ખર્ચ કરવું પડયું. આજે કેશવની લગભગ બધી જમીન તેમજ ઘરબાર ધર્મચંદ શેઠને ત્યાં ગીરવી મૂકાઈ ગયાં છે. ગામમાં પહેલાના જેવી પ્રતિષ્ઠા રહી નથી. દેવો ખેતરમાં જતો પણ પહેલેથીજ તેની છાપ પડી નહોતી એટલે સાથીઓ તેનું કાંઈ સાંભળતા નહિં. તેઓ બધા મોજીલા બની ગયા હતા. ચાર ચાર વર્ષથી તેમણે કશું કામજ કર્યું નહોતું, ઉલટું જેને જેમ ફાવ્યું તેમ ઉડાવ્યું હતું. આમ જોતજોતામાં કેશવના ઘરની સ્થિતિ ઉલટપાલટ થઈ ગઈ. લોકો કહેતા કે કેશર એમના ઘરની લક્ષ્મી હતી. તેને માથે આળ ચડાવી ઘરમાંથી કાઢી ત્યારથી કેશવની પડતી આવી હતી.

પડતી આવે છે ત્યારે ચારે તરફથી આવે છે. કમુ પણ એકા-એક માંદી પડી અને ત્રણ દિવસમાં તો તે સ્વધામ પહોંચી. તેનું કારજ કરવા જેવી ઘરની સ્થિતિ નહોતી, પરંતુ પ્રતિષ્ઠાનો હાઉ દેવાને છોડે તેમ નહોતું. તેણે ધર્મચંદ શેઠને હાથે પગે લાગી થોડાં નાણાં મેળવ્યા અને નાત જમણ કર્યું. હજુ આ વાત વિસારે પડી નહોતી એટલામાં જીવી પણ બિમાર પડી અને સાત દિવસના વાવમાં તેણે પણ માર્ગ લીધો

દેવો ઘરમાં હવે એકલો પડયો. તેને જરાયે ચેન પડતું નહિં. સગાં સંબંધીઓએ તેને ત્રીજું ઘર કરવા સલાહ આપવા માંડી. તેની મુંઝવણનો પાર રહ્યો નહિં. આખરે તેણે વલ્લભની સલાહ લીધી વલ્લભે તેને કહ્યું કે, "ભાઈ કેશર તો તારા ઘરની લક્ષ્મી હતી. એ તો સાધ્વી સ્ત્રી છે. તું તેને તેડવા જઈશ તો જરૂર એ તારી સાથે આવશે."

દેવાને પણ વલ્લભની એ સલાહ ગળે ઉતરી. તેણે ગાડું જોડયું અને પિરોડ ગયો. ત્યાંથી તેને ખબર મળ્યા કે કેશર તો વસંતપુર ગઈ છે અને કન્યાશાળામાં નોકરી કરે છે. દેવાએ ગાડું ત્યાં હંકાર્યું કેશર કન્યાશાળામાંથી ઘેર આવતી હતી. પોતાના ઘર પાસે ગાડું ઉભેલું જોઈ તે વિચારમા પડી. પણ એટલામાં તો તેની નજર દેવા ઉપર પડી. તે તરત તેના ચરણમાં પડી. કેવી પતિભક્તિ ! પતિના ઘરમાંથી દુઃખી થઇને નીકળવું પડયું હતું, છતાં પતિ પ્રત્યે કેટલો પૂજ્ય ભાવ ! દેવાની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. કેશરે ઘર ઉઘાડયું. બન્ને જણાં અંદર ગયા. દેવાએ ટુંકમાં પોતાની અત્યાર સુધીની વિતક વાર્તા કહી સંભળાવી. કેશરને તેથી બહુ દુઃખ લાગ્યું છેલ્લે છેલ્લે પણ સાસુની માફી માગવાનો અવસર નહિં આવ્યો તેનો તેના દિલમાં ખટકો રહી ગયો. આર્ય સ્વભાવની કેટલી ઉદા-રતા! દેવાએ તેને પોતાને ત્યાં પાછા આવવા આગ્રહ કર્યો. કેશરે

કહ્યું, "તમે એકલા દુઃખી થાવ એ મને જરાએ ગમતું નથી પણ મારે માથે કલંક છે. હું ગામમાં શું મોઢું બતાવું?" દેવાએ કહ્યું "લોકો તારા પરના કલંકની વાત માનતાજ નથી. સૌ તને સંભારે છે અને તારા વખાણ કરે છે. માજી પણ છેલ્લે છેલ્લે તને બહુ સંભારતા હતા."

અંતે કેસરે પતિની સાથે જવાનો નિશ્ચય કર્યો. તેણે મુખ્ય શિક્ષિકાની રજા માગી. બહુ આનાકાની પછી મૂખ્ય મહેતીજીએ રજા આપી. પછી કેશર લક્ષ્મીચંદ શેઠને ઘેર ગઈ. શેઠે જ્યારે સાંભળ્યું કે કેશર પોતાના પતિને ઘેર જાય છે ત્યારે તેમની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. તેમણે કેશરને પોતાની દીકરી ગણીને પાંચ-સોનો માલ આપ્યો અને કહ્યુ કે, "દિકરી! જ્યારે કામ પડે ત્યારે આ ઘર તારૂંજ છે હો! તારા ગુણો હું જીવનભરમાં ભૂલીશ નહિ." શેઠે દેવાને પણ કહ્યું કે, "ભાઇ! તમારા ઘરમા તો આ રત્ન છે. તેને કદિ દુભવશો નહિં."

કેસરે લક્ષ્મીને પોતાના ખોળામાં લીધી અને ખુબ ચુમીઓ લીધી. પોતાની નાની બ્હેનથી વિખુટી પડતી હોય એવું કેશરને દુઃખ થયું. લક્ષ્મી પણ પોતાની મોટી બ્હેનથી જુદી પડતી હોય તેમ રડી પડી. લક્ષ્મીચંદ શેઠની આંખમાં પણ આંસુ હતાં. કેશર કન્યાશાળામાં છોકરીઓની વિદાય લેવા ગઈ. બધી છોકરીઓ તેના જવાના ખબરથી રડવા જેવા થઇ ગયા. આડોસીપાડોસીઓને પણ કેશરના જવાના સમાચારથી બહુ વસમું લાગ્યું.

દેવો કેશર પ્રત્યેની સૌની આટલી મમતા જોઇને દિગ્મૂઢ બની ગયો કેસરના મીઠા સ્વભાવની અને તેના ગુણોની તેને બહુ પ્રતીતિ થઈ.

અંતે સૌની રજા લઈ કેશર ગાડે બેઠી. લક્ષ્મી, શેઠ, કન્યા-શાળાની શીક્ષિકાઓ અને કન્યાઓ કેશરને પાદર સુધી વળાવવા

આવ્યાં. સૌએ ગળગળે કંઠે કેશરને "પ્રભુ તને દીર્ઘાયુષ્ય અને સુખ આપો." એવા આશિર્વાદ આપ્યા. દેવાએ ગાડું તાસ ગામ ભણી હંકાર્યું.

તેજ દિવસે સાંજે તેઓ તાસ ગામ પહોંચ્યા. કેશરના આવ્યાના સમાચાર સાંભળી સૌ આડોસી પાડોસીઓ મળવા આવ્યા અને પ્રેમથી તેને ભેટયા વલ્લભે પણ પોતાની બારીમાંથી દેવીના દર્શન કર્યા; છેવટે પ્રભુએ પોતાની પ્રાર્થના સાંભળી ખરી એ વિચા-રથી વલ્લભના હર્ષનો પાર ન રહ્યો દેવો પણ આજે પોતાના ઘરમાં નવુંજ વાતાવરણ અનુભવવા લાગ્યો; તેને પોતાના ઘરમાં નવો પ્રકાશ પડતો દેખાયો, પતિ પત્નિના સાચા સ્નેહનો, પવિત્ર પ્રેમનો જીવનમાં આજે તેને પહેલી વાર અનુભવ થયો.



# પ્રકરણ ૧૦ મું.

## દુઃખના વાદળમાં સુખનો તારો.

કેશરને પતિગૃહે પાછા આવ્યાને બે વર્ષ થયા હતા અને તેટલામાં તે એક બાળકની માતા થઈ હતી બાળક દેખાવમાં કેશરનો બીજો નમુનોજ જોઇ લ્યો રૂપ રૂપનો એ ભંડાર હતો આડોસીઓ પાડોસીઓ તો એને હાથમાંથી મૂકતા નહિં. સૌને તેને રમાડવાનું દિલ થતું વલ્લભ તો જ્યારે નવરો પડે ત્યારે એ બાળકને રમાડતોજ હોય; કેશરને ત્યાં દિવસમાં બે ત્રણ વાર તો એનાં પગલાં ખરાંજ કેશર પણ તેને પોતાના સગા ભાઇથી પણ અધિક ગણતી વલ્લભ ભક્તિ અને વૈરાગ્યનાં ભજનો મધુર કંઠે ગાતો એ કેશરને બહુ ગમતું કોઇ કોઇ વખત કેશર તેના આ સાધુ જીવનનાં વખાણ કરતી ત્યારે વલ્લભ કહેતો કે, " બ્હેન ! એ ઉપકાર તો તમારો છે, હું તો અધમ પાપી હતો આપની કૃપાથીજ મારૂં જીવન પલટાયું છે આમ વલ્લભ જ્યારે કેશરના ગુણ ગાતો ત્યારે કેશર તેને બીજી વાતે ચડાવતી.

તાસગામમાં ધર્મચંદ શેઠ સારા આબરૂદાર અને શ્રીમંત વેપારી ગણાતા. ખેડુતો મોટે ભાગે તેમની દુકાનેથીજ માલ ખરીદ કરતા. કેશવ પટેલ સાથે ધર્મચંદ શેઠને સારો સંબંધ હતો અને તેના ગયા પછી પણ શેઠ એ કુટુંબને મદદ કરતા. દેવાને પણ શેઠ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો અને તેમને ત્યાં દિવસમાં એકાદ વખત જઇ આવે નહિં ત્યાં સુધી તેને ચેન પડતું નહિં. દેવો ધર્મચંદ

શેઠને કાકા કહી બોલાવતો. તેમની પત્નિનું નામ કમળા હતું. કમળાએ પણ જ્યારથી કેશરને જોઇ ત્યારથી તેને પોતાની દિકરી પ્રમાણે તેને ચાહતી. કમળા કાકી પાસે કેશરને પણ આનંદ પડતો. કમળાને કાંઇ સંતાન નહોતું એટલે તે ઘણો વખત ધર્મધ્યાનમાં ગાળતી અને કેશરને તેમની ધાર્મિક વૃત્તિ માટે માન હતું.

ધર્મચંદ શેઠ જૈનધર્મી હતા. તેઓ દરરોજ દેરે દર્શન કરવા જતા અને સેવા પૂજા કરતા. નિત્ય તેઓ સામાયિક કરતા, માળા ફેરવતા અને કોઇ [illegible] રાજ પધાર્યા હોય તો વ્યાખ્યાન સાંભળવા પણ જતા.

કમળા તો દિવસનાં બે ત્રણ સામાયિકો કરતી અને દરરોજ સાંજે પ્રતિક્રમણ પણ ચુકતી નહિં. રાત્રે હમેશાં તે ચહુવિહાર કરતી અને સવારમાં પોરસી કરતી. પાંચમ, આઠમ અને ચૌદશ પાખીએ તે એકાશન કે ઉપવાસ પણ કરતી. ઘરમાં અવકાશે જૈન રામાયણ, પાંડવ ચરિત્ર વિગેરે જૈન ધાર્મિક ગ્રંથો વાંચતી. કેશર તેમને ત્યાં આવતી થઈ ત્યાર પછી તો તેમણે ઉંડા તત્વજ્ઞાનનાં પુસ્તકો પણ તેની પાસે વંચાવવા માંડયાં હતાં. જો બે ત્રણ દિવસ સુધી કેશરનું મોં જોતી નહિં તો પોતે તેને ત્યાં જઈ આવતી.

આમ દેવા અને ધર્મચંદ શેઠના કુટુંબ વચ્ચે ઘર જેવો સંબંધ બંધાઇ ગયો હતો. ઘરમાં કાંઇ સારૂં ખાવાનું કર્યું હોય તો પણ કેશરને મોકલ્યા વિના કમળા ખાયજ નહિં કમળાને ત્યાં સગાં સ્નેહીઓ જમવાના હોય ત્યારે તો કેશરને નિમંત્રણ ગયુંજ હોય કોઇને એમ ન લાગતું કે કેશર પાટીદાર છે સૌને એમ લાગતું કે એ તો કમળાની દિકરી છે અને તે પોતાની મા પાસે આવે છે.

કેશર દેખાવે સુંદર અને વળી ભણેલી. તેનો વિનય વિવેક જોનારા તેના ઉપર બહુજ પ્રસન્ન થતા. તેનો દિકરો પાંચ મહિનાનો થયો છે તેનું નામ રામું પાડયું છે. બાળકની માતા થયા પછી

કેશરથી વધારે વખત બહાર નીકળાતું નથી. તેથી બીજે ત્રીજે દિવસે કમળા કાકીજ તેની ખબર કાઢી જતા.

એક દિવસ રામુની આંખો દુઃખવા આવી હતી તેથી તે રડયાજ કરતો હતો. વલ્લભે તેને ખુબ રમાડયો પરંતુ કેમે કરતાં તે રડતો રહે નહિં. આખરે કેશરે તેને પારણામાં સુવાડયો અને હાથમાં દોરી લઇ હિંચકા નાખતા નાખતા તે ગાવા લાગી:—

**( કાળી કાળી વાદળીમાં વીજળી ઝબુકે એ ચાલ )**

બોલ મારા બાલુડા બોલ મીઠું મીઠું
જનની બોલાવે તું બોલ
માડી સામે હૈડું તું ખોલ—બોલ
મધુર નાદથી પ્રભાતે કોકિલા જગાડે
પંખીડાના ગાન સુણી ડોલ—માડી૦ ૧
તણખલાને ખાઈ ગાય દુધલડાં આપે
પશુઓનું કરી લે તું તોલ—માડી૦ ૨
મીઠી મીઠી કેરી આપે આંબો પાણી પીને
કર તું વૃક્ષોનો મોલ—માડી૦ ૩
પૃથ્વી કણ એકના સહસ્ત્ર કણ આપે
એમાં ન ગણજે તું પોલ—માડી૦ ૪
માનવીના ધર્મને હું આચરીશ સ્નેહે
એવો માગે સહુ કોલ—માડી૦ ૫
"મારો દેશ, દેશનો હું" એવી દૈવી ભાવનાને
પ્રીતે અંતરમાં તું ચોલ—માડી૦ ૬
કર્મ ધર્મ મર્મ પશુ પંખીડા બતાવે
દિલના વગાડીને ઢોલ—માડી૦ ૬

કેશરે રચેલું આ ગીત સાંભળતાં રામુને ઉંઘ આવવા લાગી અને થોડીજવારમાં તે સુખમાં સુઇ ગયો.



# પ્રકરણ ૧૧ મું.



## મનુષ્યત્વ.

જીવાત્મા આ અપાર સંસારમાં અનાદિ કાળથી જન્મ, જરા અને મરણના દુઃખો ભોગવે છે. ચોર્યાશી લક્ષ જીવાયોનીમાં તે અનંત કાળથી આથડયા કરે છે. એવી એક પણ યોની નથી કે જેમાં જીવાત્માએ અસંખ્ય વાર જન્મ ન લીધો હોય. એવું એક પણ દુઃખ કે સુખ નથી કે જે તેણે અનંતી વાર ભોગવ્યું ન હોય. એવો એક પણ સંબંધ કે સ્થિતિ નથી કે જે જીવે અનંતી વાર પ્રાપ્ત કરી ન હોય. નર્ક, તિર્યંચ, મનુષ્ય કે દેવ ગતિનો પણ તેણે અનેક વાર અનુભવ લીધો છે. પુન્યની પ્રબળતાથી તે મનુષ્યાવતાર પામી શકે છે. ઉત્તમ ક્ષેત્ર, ઉત્તમ કુળ અને સારા અનુકુળ સંયોગો પુન્ય યોગેજ પ્રાપ્ત થાય છે. મનુષ્ય એટલે અનંત કાળનો સરવાળો અર્થાત્ ચારે ગતિના સંસ્કારોનો સમુચ્ચય પશુ કે પક્ષીની યોનીમાં તેને તે તે ગતિને યોગ્યજ સંસ્કારો મૂખ્ય હોય છે પણ મનુષ્ય યોનીમાં તો નર્ક, તિર્યંચ, મનુષ્ય અને દેવના સંસ્કારો રહેલા હોય છે. મુક્તિ માટેની યોગ્યતા પણ મનુષ્ય યોનીમાંજ રહેલી છે. જે સંસ્કારોને જેવા જેવા નિમિત્તો મળે છે તે તે સંસ્કારો નિમિત્તોના પ્રમાણમાં વિકાસ પામે છે. મનુષ્યમાં રહેલા શુભાશુભ સંસ્કારોની ઉત્પત્તિ, વૃદ્ધિ કે લય નિમિત્તો ઉપર આધાર રાખે છે. તેને જો સારી સોબત મળે તો તે દેવોથી ચઢી જાય તેવો ઉત્તમ બને છે અને જો નઠારી સોબત મળે તો રાક્ષસને પણ લજાવે તેવો અધમ બને છે. એટલા માટેજ શાસ્ત્રોમાં સત્સંગનું મહાત્મ્ય વર્ણવ્યું છે. " સોબતે અસર અને તુખમે તાસીર " ની કહેવત એથીજ પ્રચાર પામી છે.

સદ્‌ભાવનાથી મનુષ્ય સદાચારી, ધર્મી અને પરમાર્થી બને છે જ્યારે અસદ્‌ભાવનાથી તે દુરાચારી, અધર્મી અને સ્વાર્થી બને છે.

સદ્‌ભાવના સારી સોબતથી ઉદ્‌ભવે છે અને અસદ્‌ભાવના નઠારી સોબતથી પ્રગટે છે.

ધર્મ તથા શુક્લ ધ્યાનમાં સદ્‌ભાવનાનાં બીજ રહેલાં છે અને આર્ત તથા રૌદ્ર ધ્યાનમાં અસદ્‌ભાવનાનાં બીજ રહેલાં છે.

ધર્મ ધ્યાનથી મનુષ્ય દેવ અને મનુષ્ય ગતિને યોગ્ય બને છે અને શુક્લ ધ્યાનથી તે મુક્તિપદનો અધિકારી બને છે. આર્ત ધ્યાનથી મનુષ્ય પશુ ગતિને પામે છે અને રૌદ્ર ધ્યાનથી નર્ક ગતિમાં પડે છે.

મનુષ્યમાં ચારે ગતિના સંસ્કારો રહેલા હોવાથી શુભાશુભ નિમિત્તોની તેને અસર થઇ શકે છે. જે સ્વ તેમજ પરનું ભલું કરે છે તે મનુષ્ય ગતિને યોગ્ય બને છે. જે પોતાના સુખને ભોગે પરને સુખી બનાવે છે તે દેવગતિનો અધિકારી બને છે. જે પોતાનુંજ સુખ વાંચ્છે છે તે પશુગતિ ભણી પ્રયાણ કરે છે અને જે પરના સુખને ભોગે પોતાનું સુખ સાધવા ઇચ્છે છે તે નર્કગતિને યોગ્ય બને છે. અર્થાત્ જે સ્વ તેમજ પરનું કલ્યાણ કરે છે તે મનુષ્ય, કેવળ પરમાર્થ કરે છે તે દેવ, પોતાનુંજ સુખ સંભાળે છે તે પશુ અને પરને પીડે છે તે રાક્ષસ ( નારકી ) સમજવો.

માત્ર મનુષ્ય ગતિમાં જન્મ પામવાથી મનુષ્ય બનાતું નથી પરંતુ સ્વ તેમજ પરનું ( પોતાનું તેમજ બીજાનું ) કલ્યાણ કરે તોજ તે મનુષ્ય ગણાય છે. માટેજ શાસ્ત્રકાર કહે છે કેઃ—

આહાર નિદ્રા ભય મૈથુનં ચ,<br>
સામાન્ય મેતત્પશુ ભિર્નરાણામ્;<br>
ધર્મો હિ તેષાં અધિકો વિશેષો,<br>
ધર્મેણ હિના પશુભિઃ સમાનાઃ.

અર્થાત્ ખાવું પીવું, સુવું, બેસવું, ડરવું અને વિષય ભોગવવા એટલું તો મનુષ્યોની માફક પશુઓ પણ કરે છે. માત્ર ધર્મ એજ મનુષ્યોનું વિશેષ લક્ષણ છે. ધર્મ વિનાનો મનુષ્ય પશુ સમાનજ છે. એટલે કે જેનામાં સારાસારની, સત્યાસત્યની વિવેકબુદ્ધિ હોય તેજ મનુષ્ય ગણાય. વિવેક વિનાનો મનુષ્ય પશુ તુલ્ય સમજવો. શાસ્ત્રકારનું આ કથન યોગ્યજ છે. જેનામાં વિવેકબુદ્ધિ છે, જેનામાં સમજ શક્તિ છે, જેનામાં કર્તવ્યાકર્તવ્યનું ભાન છે, જે પોતાની ફરજ બરાબર સમજે છે અને બજાવે છે તેજ ખરેખર મનુષ્ય છે અર્થાત્ તેનામાંજ મનુષ્યત્વ સંભવે છે અને મનુષ્યત્વ વિનાનો મનુષ્ય કહેવાયજ નહિં.

મનુષ્યત્વ બીજ રૂપે તો પ્રત્યેક માનવીમાં રહેલુંજ છે, માત્ર તેનો વિકાસ થાય તેવા તેને નિમિત્તો મળવા જોઇએ.

મનુષ્યત્વની ઓળખાણ સત્સંગથીજ થઇ શકે તેથી સત્સંગ સદા કર્તવ્ય છે. સત્સંગતિ વિના સત્યાસત્ય, કર્તવ્યા કર્તવ્યનું ભાન થાયજ નહિં.

એક ગામમાં કપુરચંદ નામે એક વણિક રહેતો હતો. તેને કસ્તુરી નામે પત્ની હતી. તેઓને ત્યાં એક વખત એક સમર્થ સન્યાસી પધાર્યા. પતિપત્નીએ સન્યાસીનું યથાયોગ્ય સ્વાગત કરી, આઠ દિવસ પોતાને ત્યાં રોકી યથાશક્તિ સેવા કરી. સન્યાસી જવા નીકળ્યા તે વખતે દંપતિ તેમને પગે પડયા ત્યારે સન્યાસીએ તેમને આશીર્વાદ આપતાં કહ્યું "**મનુષ્ય બનો**" કપુરચંદ તો ભોળો હતો તેથી તેને એ આશીર્વાદનો મર્મ ન સમજાયો પરંતુ કસ્તુરી વિચક્ષણ હતી. તેને વિચાર થયો કે ગુરૂ મહારાજે "આયુષ્યવાન ભવ–લક્ષ્મીવાન ભવ–પુત્રવાન ભવ" એવા કાંઇ આશીર્વાદ ન આપતાં "**મનુષ્ય બનો**" એમ કહ્યું એમાં જરૂર કાંઇ ભેદ હોવો જોઇએ. તેણે પોતાના પતિનું એ વિષે લક્ષ ખેંચ્યું. કપુરચંદને એવું કાંઇ ન

આસ્યું છતાં તેણે કહ્યું કે "હવે જ્યારે ગુરૂ મહારાજ પધારશે અને એજ શબ્દો ઉચ્ચારશે તો હું તેનો મર્મ પૂછીશ."

બે ત્રણ વર્ષ પછી એજ ગુરૂ મહારાજ તેમને ત્યાં ફરી પધાર્યા અને પ્રથમ પ્રમાણે ચાર દિવસ રોકાયા અને જતી વખતે તેમણે ફરી એજ શબ્દો ઉચ્ચાર્યા કે "**મનુષ્ય બનો**" એટલે કસ્તુરીએ પોતાના પતિનું તે તરફ લક્ષ ખેંચ્યું. કપૂરચંદે કરકમળ જોડી ગુરૂજીને એ શબ્દોનો મર્મ પૂછયો. ગુરૂજીએ પોતાની સાથે પોતાના આશ્રમમાં આવવા સૂચવ્યું. કપૂરચંદ પણ જીજ્ઞાસાથી સાથે ગયો. ગુરૂજીએ તેને એક કમંડલ આપ્યું. કમંડલમાં એક ઝીણું છિદ્ર હતું. ગુરૂજીએ કહ્યું કે "આશ્રમની પાછળ આજે મેળો ભરાયો છે. તેમાં લાખો નરનારીઓ ભેગા થયા છે. આ કમંડલના છિદ્રમાંથી તું તેમને નિરખજે એટલે તને મારા કથનનું રહસ્ય સમજાશે."

કપૂરચંદ કમંડલ લઇને આશ્રમની પછવાડે ગયો તો ત્યાં તેને મનુષ્યોનો સમુદ્ર ઉછળતો દેખાયો. લાખો નરનારીઓ અનેક પ્રકારના વિલાસમાં મગ્ન દેખાયા. તેણે કમંડલના છિદ્રમાથી જોયું તો તેને નરનારીઓને બદલે કાગડા, કુતરા, ગધેડા, વાઘ, સિંહ, સાપ, વીંછી વગેર નજરે પડયા. બહુજ થોડા નરનારીઓ તેમાંથી તેને દેખાયા. આ દશ્ય જોઇને તે આશ્ચર્ય ચકિત બની ગયો. તેણે ગુરૂજી પાસે જઇને પોતાની મુઝવણ જણાવી. ગુરૂજીએ એ દશ્યનું રહસ્ય સમજાવતાં કહ્યું કેઃ—

"ભાઈ! આ કમંડળમાં મંત્ર યોગથી એવી સિદ્ધિ મૂકી છે કે જેથી મનુષ્યના અંતઃકરણનું દર્શન કરી શકાય છે. ચર્મચક્ષુથી તો મનુષ્યના હાથ, પગ, માથું, ધડ વગેરે બહારની વસ્તુઓ દેખાય છે, પરંતુ આંતર્ચક્ષુથી મનુષ્યમાં રહેલું અંતઃકરણ દેખી શકાય છે. એટલે જેનામાં જે જે સંસ્કારો વર્તતા હોય તે તે સંસ્કારોને યોગ્ય તેનું સ્વરૂપ દેખાય છે. જે માનવી વાણીથી કોઇને ડંખ મારે છે,

તે વીંછી જેવો છે, જે ફુંફાડા મારે છે તે સાપ સમાન છે, જે લવારો કરે છે તે કુતરા જેવો છે, જેને માત્ર ભાર ઉપાડતાંજ આવડે છે તે ગધેડા જેવો છે, પણ જેનામાં ભલાઇની ભાવના છે, મૈત્રી, કરૂણા, પ્રમોદમ ધ્યસ્થ વૃત્તિઓ છે, જેનામાં શાંતિ, સમતા, સંતોષ, નમ્રતા, ક્ષમા, વિનય, વિવેક વિગેરે છે તેજ માનવી છે. જેમાં કૃતજ્ઞતા અર્થાત્ ઉપકારનો બદલો વાળવાની ભાવના છે તેનામાં મનુષ્યત્વ છે પણ જે કૃતધ્ની છે અર્થાત્ ઉપકારને બદલે અપકાર કરે છે તે નર્કનો કીડો છે.

મનુષ્ય જન્મમાં મુક્તિ મેળવી શકાય છે તેમ નર્ક પણ સાંપડી શકે છે. મેં તમને " **મનુષ્ય બનો** " એમ કહ્યું હતું તેનું રહસ્ય હવે તમે સમજ્યા હશો. આયુષ્ય, લક્ષ્મી કે પુત્રની પ્રાપ્તિના આશીર્વાદ કરતાં મેં જે આશીર્વાદ આપ્યો હતો તે કેટલો કિંમતી છે તે હવે તમે સમજ્યા હશો. સંતાનો તો કાગડા કુતરાને પણ અવતરે છે તેથી શું વળ્યું ? મોતી તો સમુદ્રમાં ઘણાં પાકે છે એટલે માછલાઓ શ્રીમંત ગણાવા જોઇએ. સોનું, રૂપું ને હિરા જમીનમાં ઘણા પડયા છે તો માટીમાં રહેતા જીવો ભાગ્યશાળી ગણાવા જોઇએ. ગાયણ વડલા ઘણું જીવે છે તો તેઓ કૃતકૃત્ય થવા જોઇએ થવું જોઇએ પણ તેમાંનું કશું નથી અર્થાત્ પુત્ર, લક્ષ્મી કે આયુષ્યમાં મહત્વ નથી. ભલે ગરીબી હોય, ભલે પુત્ર પરિવાર ન હોય, ભલે આયુષ્ય અલ્પ હોય, પણ મનુષ્યત્વ સંપાદન કરવું એજ મહત્ત્વનું છે માટે હું તમને એક પદ શીખવું તે યાદ રાખી તેનો મર્મ વિચારી વર્તન કરજો. "

( રાગ ભૈરવી તાલ ત્રિતાલ )

માનો માનવ દેહ સમાન<br>
દેવને દુર્લભ માનવ ભવ આ<br>
પ્રાપ્ત કરે પુન્યવાન—માનો૦ ૧

માનવ રામ, કાન ને શંકર
બુદ્ધ વીર રહીમાન—માનો૦ ૨
માનવ જ્ઞાની ધ્યાની માનવ
માનવ મુનિ ગુણવાન—માનો૦ ૩
ચિંતામણી સમ માનવ તન આ
એ વિણ મુક્તિ ન માન—માનો૦ ૪
માનવ સંતાનોની રક્ષા
જે કરે તે ભગવાન—માનો૦ ૫

કપૂરચંદે એ પદ લખી લીધું અને સંશયમુકત થઈ પુનઃ પુનઃ ગુરૂજીના ચરણમાં વંદન કર્યું અને કર જોડીને કહ્યું કે, "પ્રભુ! આજે આપની કૃપાથી કૃતકૃત્ય થયો છું આજે હું માનવ જન્મનું મહાત્મ્ય સમજ્યો. કૃપા કરીને એ કમંડળ એક દિવસ મને આપો હું મારી પત્નિને તે દેખાડી કાલે આપને પાછું આપીશ."

ગુરૂજીએ તેને કમંડળ આપ્યું તે લઈ કપૂરચંદ ઘર તરફ આવતો હતો ત્યાં તેણે પોતાની પત્નિ કોઇની સાથે બોલાચાલી કરતી જોઈ તેણે તરતજ કમંડળના છિદ્રમાંથી જોયું તો તેને કસ્તુરી કુતરી દેખાઇ, આથી તે ખુબ હસ્યો કસ્તુરી તેથી ક્રોધે ભરાઇ કપૂરચંદે ફરી કમંડળમાંથી જોયું તો તેનું સ્વરૂપ વાઘણ જેવું દેખાયું ;પછી તેણે કમંડળ પોતાની સ્ત્રીને આપ્યું કસ્તુરીએ તેમાંથી પોતાના પતિને જોયો તો તે તેને ગધેડો દેખાયો આથી તેણીને ખુબ હસવું આવ્યું અને પોતાના પતિને તેનું કારણ પૂછ્યું કપૂરચંદે ગુરૂએ સમજાવેલું રહસ્ય પોતાની પત્નિને સમજાવ્યું અને ગુરૂએ "મનુષ્ય બનો" એમ શા માટે કહ્યું હતું તેનો પણ મમ સમજાવ્યું પછી તેણે ગુરૂજીએ પદ સંભળાવ્યું હતું તે પણ સંભળાવ્યું પતિ પત્નિએ નિશ્ચય કર્યો કે ગુરૂજીનો ઉપદેશ ગ્રહણ કરીને પાશવ સંસ્કારોનો નાશ કરી મનુષ્યત્વ પ્રગટે એવો માર્ગ લેવો.

પ્રિય પાઠક! આ કથા અહિં શા માટે આપી છે તે વિશે તારા દિલમાં પ્રશ્ન ઉઠશે ઉપરની કથા ઉપરથી તને સમજાયું હશે કે મનુષ્યત્વ પ્રગટયા વિના મનુષ્ય ભવની કશી કિંમત નથી અને મનુષ્યત્વ તો ત્યારેજ પ્રગટે કે જ્યારે સત્સંગ દ્વારા કર્તવ્યનું ભાન થાય એટલા માટે સત્સંગની જરૂર છે કૃતજ્ઞતા અર્થાત્ ઉપકારનો બદલો વાળવાની ભાવના વિના મનુષ્યત્વનો વિકાસ થઈ શકતો નથી. એટલે મનુષ્યત્વના વિકાસ માટે એ કૃતજ્ઞતાનો અભ્યાસ કરી તે આચારમાં ઉતારવાની જરૂર છે.

આપણી આ વાર્તાની નાયિકા કેશરના જીવનની કથા—એ કૃતજ્ઞતાની ભાવનાનું સર્વોત્તમ દૃષ્ટાંત છે એની પ્રતીતિ કરવા, વાંચક! તું પણ મારી સાથે આગળ ચાલ!



# પ્રકરણ ૧૨ મું.



## પશુ પાલન.



" ધર્મચંદ કાકા ! ગયા વર્ષનું દુષ્કાલ તો મારૂં લોહી પી ગયું. ત્રણ ભેંસો, પાંચ ગાયો, ચાર બળદીઆ અને ત્રણ ચાર નાની પાડીઓ અને વાછરડીઓનો નિભાવ કરતાં કરતાં મારો નાકમાં દમ આવી ગયો. હવે તો બે વર્ષ સારાં આવે તો ઠેકાણે પડાય, નહિં તો ચિંતાનો પાર નથી." હુક્કો ગગડાવતો દેવો બોલ્યો.

" ભાઈ ! તમારૂં કહેવું સાચું છે. ગઈ સાલનું વર્ષ આખા દેશને શાપ સમાન હતું. પણ ખરૂં પૂછો તો પ્રજાના પાપ પણ એટલાં વધી ગયાં છે કે દુકાળ પડે તેમાં શી નવાઇ ! જુઓ છો-ને અનીતિનો કાંઇ પાર છે ! માબાપો પ્રાણ સમી પુત્રીઓ વેચીને નિર્વાહ કરે છે. ઘરોઘર બાલ વિધવાઓ નિશાસા નાખે છે. જુઠ, પાપ, પ્રપંચ વિશ્વાસઘાત, વ્યસનો અને દંભનો પણ કાંઇ પાર છે ! લોકો જ્યાં આવા હોય ત્યાં વર્ષાદ કયાંથી પડે ?" ધર્મચંદ કાકાએ કલમ કાને ચડાવતા જવાબ આપ્યો.

" ખરૂં કહોછો કાકા ! એમજ છે, મનુષ્યોનાં કૃત્યો તો એવા છે કે વર્ષાદ પડવોજ ન જોઇએ પણ પશુ પંખીઓના પ્રારબ્ધને લીધે વળી આટલો વર્ષાદ પણ થાય છે," દેવો નિરાશા દેખાડતો બોલ્યો.

" તમને લાગે છે કે હિંદુસ્થાનમાં ઢોરો રહેશે ખરા ! અરે ! મુંબઇમાં વાંદરાના કસાઇખાનામાં ઘેટાં, બકરાં, ગાયો, ભેંસો, બળદીઆ વગેરે હજારોની સંખ્યામાં કપાય છે. જ્યાં સુધી એ કતલખાનાં

બંધ નહિં થાય ત્યાં સુધી આર્ય દેશનો ઉદય સંભવતોજ નથી.” ધર્મ કાકા પણ ઉંડો નિ;શ્વાસ નાખતા બોલ્યા.

“પણ કાકા! ખરૂં પૂછો તો એમાં તમારા શ્રાવકોનો દોષ છે. તેઓએ ધર્મને નામે અધર્મનેજ ઉત્તેજન આપ્યું છે. વાંદરામાં કે બીજે જેઓ ગાયો, ભેંસો કે ઘેટાંઓ નાણાં આપીને છોડાવે છે તેઓ ખરૂં જોતાં રક્ષણને બદલે હિંસાનેજ મદદ કરે છે. કસાઇઓ એક ગાય આપે છે અને તેના જે પૈસા લે છે તેમાંથી ત્રણ ગાયો ખરીદે છે. આ રીતે તો ધર્મને બહાને અધર્મજ થાય છે. શું પાંજ-જરાપોળોમાં પાંગળા ઢોરો રાખવામાં આવે છે? એ તો ધરોઘર ગાયોનું પાલન કરવામાં આવે તોજ પશુઓનું રક્ષણ થાય તેમ છે. એ સિવાય બીજો માર્ગજ નથી,” દેવો કટાક્ષ કરતો બોલ્યો.

“અને વૈષ્ણવો-એ શું કરે છે? જેઓ શ્રી કૃષ્ણ ભગવાનને પ્રભુ તુલ્ય માને છે તેઓ કયે દિવસે શ્રી કૃષ્ણને પગલે ચાલે છે? શ્રી કૃષ્ણ તો ગાયો ચરાવતા અને તેથીજ તેઓને **ગોપાળ** કહે-વાય છે. આજના વૈષ્ણવો તો હવેલીઓમાં હડીઓ કાઢવામાંજ શ્રી કૃષ્ણની ભક્તિ સમજે છે. મને તો લાગે છે કે જો તેઓ ખરા ગોપાળના ભકત હોય તો તેમણે પોતાને ઘેર ગાયોનું પાલન કરવું જોઇએ,” બધી જવાબદારી વૈષ્ણવોને માથે ઢોળી નાખવાથી કેમ જાણે જૈનોનો બચાવ કરતા હોય એમ ધર્મચંદ કાકાએ સામો બચાવ કર્યો.

“એ તો ખરૂં છે વૈષ્ણવો અને જૈનો બધા સરખા છે. પણ જૈનો અને ખાસ કરીને જૈન મુનિઓ અહિંસાનો જે અનર્થ કરે છે તેથી તો હદજ વળે છે. તમારા ઘણાએ મુનિઓ ખેતી અને પશુપાલનની પણ વિરૂદ્ધ છે. તેઓ તો કુવા કે તળાવો ગળાવવામાં પાપ માને છે અને મનાવે છે. કેમ જાણે જૈનોને પાણી પીવુંજ પડતું ન હોય અને ખાવુંજ પડતું ન હોય, એ તે કાંઇ ધર્મ છે

કે જેમાં પગલે પગલે પાપજ બતાવવામાં આવે છે એ હિસાબે તો જૈનોએ જગત્માં જીવવુંજ ન જોઇએ, તેમનાથી કંદમૂળ ખવાય નહિં, લીલેતરીને અડાય નહિં, પાણી ઢોળાય નહિ, માંકડ ચાંચડ પણ અજાણ્યે મરી જાય તો પ્રાયશ્ચિત કરવું પડે. પણ કોઇનાં ગળાં રહેંસવાં હોય તો તેમાં પાપ નહિં, જુઠી સાક્ષી પુરવી હોય, કોઇનો વીશ્વાસઘાત કરવો હોય કે ગરીબોને રંજાડવા હોય તો તૈયાર પણ ખેતીવાડી કરો કે ઘર આગળ ઢોરો રાખો તો પાપ પડે, અરે! કેટલાંકને રેંટીઓ ફેરવવામાં પણ પાપ દેખાય છે, જો કે મીલનાં ચરબીવાળા કપડાં કે લાખો જીવડાંને મારીને બનાવેલા રેશમ પહેરવામાં તેમને પાપ નથી નડતું આવો ધર્મ તે કોણે ચલાવ્યો હશે અને તે કેમ ચાલ્યો હશે?" દેવાએ પોતાનું દિલ ખાલી કર્યું.

"તારી સમજ ફેર છે, ભાઈ! જૈન ધર્મના મર્મ સમજવા સહેલ નથી જૈન તત્વો સમજવા મહા વિકટ છે આતો હમણાના કાળ દોષથી અમારામાં ગીતારથ જ્ઞાની ગુરૂઓ રહ્યા નથી તેથી તેથી મુનિઓના ધર્મનો ઉપદેશ ગૃહસ્થાશ્રમી શ્રાવકોને અપાય છે તેનું આ વિપરિત પરિણામ આવ્યું છે પ્રભુ મહાવીરના સમયમાં તો આનંદ અને કામદેવ જેવા શ્રાવકોને ત્યાં દશ હજાર ગાયો, હજાર બળદીયા, પાંચસો હળ અને એના પ્રમાણમાં ખેડવાને જમીન હતી આજ કાલ તો શ્રાવકો ગાયો, બળદીયા અને જમીનને બદલે જીન, પ્રેસ કે મીલોમાં પૈસા નાખે છે કે હિરા મોતીમાં નાણાં રોકે છે. ટુંકામાં શ્રાવકો શ્રાવકોનો ધર્મ ભૂલ્યા છે અને મુનિઓ મુનિઓનો ધર્મ ચૂકયા છે." ધર્મચંદ કાકા જૈન ધર્મનો બચાવ કરતાં બોલ્યા

પ્રિય વાંચનાર આ ચર્ચા કરનાર વ્યકિતઓની તને નવી ઓળખાણ કરાવવાની જરૂર નથી. તાસગામમાં ધર્મચંદ શેઠની કાકા તરીકે પ્રતિષ્ઠા અને કમળાને સૌ કાકી કહે છે તેમને કાંઈ સંતાન નથી તેઓ પોતાનો ઘણોખરો સમય ધર્મધ્યાનમાં ગાળે છે. ધર્મ-

ચંદ શેઠ ધીરધાર ઉપરાંત અનાજ, ઘીનો પણ વેપાર કરે છે, તેમના ઘરનો દેવાના કુટુંબ સાથેનો સંબંધ તેમના વડીલોના સમયથી છે. દેવાને બે પૈસા જોઇતા હોય કે મૂકવા હોય તો ધર્મચંદ કાકા સિવાય બીજું સ્થાન નથી. બન્ને કુટુંબ વચ્ચેનો સંબંધ એટલો ગાઢ છે કે દેવો ખેતરથી પરવારે ત્યારે બે ઘડી ધર્મચંદ કાકાને ત્યાં ગાળ્યા વિના રહે નહિ. આજે પણ તેઓ એ પ્રમાણે વાતે ચઢ્યા હતા.

દુષ્કાળ મહા કષ્ટે પસાર થયો છે, ખેડુતો દુઃખી થઇ ગયા છે, દેશમાંથી લાખો પશુઓ ઘાસ અને પાણી વિના મરણ શરણ થયાં છે. તે ઉપરાંત વાંદરાના કતલખાનામાં વર્ષોવર્ષ હજારો પશુઓ વધ થયાજ કરે છે. જીવદયાને નામે હિંસાને મદદ થઈ રહી છે. અજ્ઞાનતાથી લોકો નાણાનો સદુપયોગ કરવાનો માર્ગ જાણતા નથી ધર્મ કરવા જતાં અધર્મના ભાગીદાર બને છે. એ આજે ધર્મચંદ કાકા અને દેવા વચ્ચેની ચર્ચાનો વિષય હતો તેઓ જ્યારે જ્યારે વાતો કરતા ત્યારે ઘણે ભાગે આવી દેશની, ધર્મની કે નાતિની વાતો કરતા.

ધર્મચંદ કાકાએ જૈન ધર્મનો બચાવ કર્યા પછી જૈનો અને જૈન મંડળો જીવદયાનું જે કામ કરી રહ્યા છે તેનો દેવાને પરિચય આપતાં બોલ્યા, "મને લાગે છે કે જીવો પ્રત્યેની આપણી ફરજ શી છે? પશુઓથી પ્રજાને કઇ કઇ જાતના ફાયદા છે? પશુઓનું રક્ષણ કેવી રીતે થઇ શકે? વગેરે લોકોને સમજાવનારા ઉપદેશકો જીવદયા જેવી મંડળી દ્વારા ગામો ગામ ફરવા જોઇએ અને એ વિષેની નાની નાની પત્રિકાઓ પણ લોકોમાં ખુબ વહેંચાવી જોઇએ દાખલા તરીકે થોડાં વર્ષો થયાં હૈદ્રાબાદમાં શેઠ લાલજી મેઘજી જીવદયાનું કામ સારી રીતે કરી રહ્યા છે જ્યાં જ્યાં ધર્મ નિમિત્તે બકરા, ઘેટાં કે પાડાઓ મારવામાં આવે છે ત્યાં ત્યાં તેમના તરફથી ઉપદેશકો જાય છે અને ઉપદેશ દ્વારા હિંસા અટકાવવા પ્રયત્નો કરવામાં આવે છે. તેજ પ્રમાણે મુંબઈમાં શેઠ લલ્લુભાઇ દીપચંદ પણ

જીવદયા મંડળી મારફત જીવો બચાવવાના અનેક પ્રકારના ઉપા
કરી રહ્યા છે. કાઠીયાવાડમાં ભાઈ ગોકળદાસ નાનજી ગાંધી પ્રાણ
રક્ષક પરિષદ ભરીને પ્રજામત કેળવી રહ્યા છે એ ત્રણેને પ્રજા તરફ
મદદ મળે છે પણ હજુ મોટા પ્રમાણમાં તેમને મદદ મળ
જોઇએ. ગામોગામ તેમની સંસ્થાઓની શાખાઓ સ્થપાવી જોઇએ
અને મીશનરીઓની પેઠે તેમના કચ્છ, કાઠીઆવાડ, ગુજરાત, મહ
રાષ્ટ્ર, મદ્રાસ, બંગાળ, પંજાબ વગેરે પ્રાંતોમાં આશ્રમો સ્થપા
જોઇએ. લાખો નહિં પણ કરોડોનાં ફંડો તેમની પાસે હોવાં જોઇ
અને સારાં ઢોરો કેમ ઉછેરવાં તેનો સક્રિય ઉપદેશ તેમની મારફ
પ્રજાને મળવો જોઇએ જૈન મુનિઆની એ ત્રણે સંસ્થાઓને સહાય
મળે છે છતાં હજુ જેવી જોઇએ તેવી લગની મુનિઓના દિલ
લાગેલી જણાતી નથી. તેઓ સ્વયંસેવક થઇને એ મંડળીઓ મારફ
ઘણું કરી શકે તેમ છે પંજાબી મુનિ તિલકવિજયજીએ કર્ણાટક અ
દક્ષિણમાં એ સંબંધી કેટલુંક કામ કરીને બીજા મુનિઓને દાખ
બેસાડ્યો છે. જૈન મુનિઓ અને શ્રીમંતો ધારે તો દયાનાં કા
કરીને આખા ભારત દેશમાં જૈન ધર્મનો ડંકો વગાડી શકે તેમ
પરસ્પરના ધાર્મિક ઝઘડા ગચ્છ અને સંપ્રદાયના ક્રિયાકાંડના કજી
દૂર કરીને હળીમળીને કામ કરવામાં આવે તો જૈનો માટે જૈ
ધધર્મના પ્રચારની આજે ઉત્તમ તક છે એ તકનો સદુપયોગ કરી
મન અને ધનનું સાર્થક કરી લેવાનું જૈનોનું કર્તવ્ય છે.

---

# પ્રકરણ ૧૩ મું.

## બે સખીઓ.

" આવો બ્હેન ! કાલે કેમ દેખાયા નહિં ? એક પ્રૌઢ વયની બ્હેને પ્રશ્ન કર્યો.

" ગઇ કાલે મારે ત્યાં મહેમાનો હતા તેથી હું આવી શકી નહિં." આવનારી યુવતિએ નમ્રતા પૂર્વક ઉત્તર આપ્યો.

" હું તો સમજી કે તમને હવે ધર્મ ચર્ચાથી કંટાળો આવે છે " પ્રથમની બાઇએ કટાક્ષ કર્યો.

" અરેરે, એ શું બોલો છો ? મને તો ધર્મ ચર્ચામાં બહુજ રસ પડે છે. હું તો ખેતરે જતાં આવતાં, ઘરમાં કે ખેતરમાં કામ કરતાં અને ફરતાં હરતાં પણ ભજનો જ ગાયા કરૂં છું " બીજી બ્હેને દયામણે ચ્હેરે જવાબ આપ્યો.

પ્રૌઢ વયની બાઈ તે ધર્મચંદ કાકાની પત્ની કમલા છે અને યુવતિ તે દેવાની પત્ની કેશર છે. જેમ ધર્મચંદ શેઠને મળ્યા વિના દેવાને ચેન પડતું નહિં તેમ કમળા કાકીને પણ કેશર ન આવી હોય તો ચેન પડતું નહિં. કેશરને પણ કમળા કાકીને મળ્યા વિના ચેન પડતું નહિં. તેમની બન્નેની વચ્ચે એવી ગાઢ પ્રીતિ બંધાઈ ગઈ છે કે જાણે તેઓ બન્ને એકજ માતાને પેટે જન્મેલી સગી બ્હેનો હોય તેમની વાતચીતનો વિષય નીતિની, ધર્મની અને કર્તવ્યની વાતોજ હોય, આમ બન્ને સખીઓ માનવજીવન સાર્થક કરવાની વાતોમાં સમય પસાર કરતી.

સામાન્ય રીતે કેશર કોઇને ત્યાં જતી નહિં. તેને ગમે તેનો પરિચય ગમતો નહિં. તેને નકામી કુથલી સામે તો તિરસ્કારજ હતો

એટલે સામાન્ય સ્ત્રીઓ સાથે બેસવું કે ભળવું તેને જરાયે પસંદજ નહોતું. તે જાતેજ ઘરના બધા કામો કરતી. પાણી, દળણું, વલોણું, રસોઈ વગેરે ઘરકામથી પરવારી ખેતરમાં પોતાના પતિને ખાવાનું આપવા જતી અને ત્યાં પણ પતિના કામમાં મદદ કરતી. ખેતરથી પાછી આવીને રસોઈ કરી પતિને જમાડતી. આમ સવારથી સાંજ સુધી તે કામમાં પરોવાયેલી રહેતી. એટલે તેને નકામી વાતો કરવાની ફુરસદજ નહોતી. સાંજે આઠ વાગે બધા કામથી પરવાંરે ત્યારે બે ઘડી ધર્મ અને નીતિની વાતો કરવા તે કમળા કાકી પાસે નિયમિત જતી. ત્યાંથી પાછી આવી પતિ તેમજ પુત્ર સાથે સ્નેહવાર્તા કરી તે પોતાની દિનચર્ચા પુરી કરતી.

કેશરનો પુત્ર રામુ હવે મોટો થયો હતો અને નિશાળે ભણવા જતો હતો. તે દેખાવે સુંદર તેમજ તંદુરસ્ત હતો અને બુદ્ધિમાં પણ તેટલોજ તેજસ્વી હતો. એક વખત શીખેલો પાઠ તે કદી ભૂલતો નહિં અને વર્ગમાં પહેલો નંબર રાખતો. શિક્ષકોનો પણ તે માનીતો થઇ પડયો હતો.

માબાપની આજ્ઞા પાળવામાં પણ તે તત્પર રહેતો તેને કોઇ વાત બીજી વખત કહેવી પડતી નહિં. આંખના ઇશારામાં તે સમજી જતો. કેશરે પણ તેને પહેલેથીજ સુંદર તાલીમ આપી હતી. તે કદિ બાળકને ગાળ આપતી નહિં કે મારતી પણ નહિં. તે સારી પેઠે સમજી હતી કે મારવાથી બાળક સુધરતું નથી પણ બગડે છે, બાળકને પ્રેમથીજ કેળવી શકાય છે. બાળકને કેમ ઉછેરવું? તેનામાં સારા સંસ્કારો કેમ પાડવા? તેનું શરીર નિરોગી અને સુદૃઢ કેમ બનાવવું? તેની કેશરને પુરી સમજ હતી. તેની એ કુશળતાનો રામુને સારો લાભ મળ્યો હતો.

કમળા અને કેશર બન્ને સખીઓ ધર્મચર્ચામાં પોતાના સમયની સાર્થકતા કરતી હતી.



# પ્રકરણ ૧૪ મું.

—卐卐—

## દૃષ્ટિ.

---

"કેમ ધર્મચંદ કાકા ] સવારના પહોરમાં આટલા ઉતાવળા ક્યાં ચાલ્યા ?" એક જૈન યુવકે ઇંતેજારીથી પ્રશ્ન કર્યો,

"ભાઇ ! તને ખબર નથી ? ગઇ કાલ બપોરના એક જૈન મુનિ મહારાજ અત્રે પધાર્યા છે. તેમનું વ્યાખાન સાંભળવા હું જાઉં છું. ધર્મચંદ કાકાએ સરળતાથી ઉત્તર આપ્યો.

"કયા સંપ્રદાયના મહારાજ છે ?" યુવકે સાંપ્રદાયિક મમત્વનું પ્રદર્શન કરતાં પુછ્યું.

" તેઓ કહે છે કે 'હું શ્રી મહાવીરના સંપ્રદાયનો છું" ધર્મચંદ કાકા મુનિ મહારાજ સાથેનો પોતાનો પરિચય વ્યક્ત કરતા બોલ્યા.

"વીર સંપ્રદાય તો મેં ક્યાં નથી સાંભળ્યો ? પણ તેઓ શ્વેતાંબર, દિગંબર કે સ્થાનકવાસી એ બધામાંથી કયા સંપ્રદાયના છે ?" યુવક ભિન્ન ભિન્ન જૈન સંપ્રદાયોનો ઉલ્લેખ કરતાં બોલ્યો.

"ભાઇ ! ભાઇ એ મુનિ તો કહે છે કે 'હું શ્રી મહાવીર સંપ્રદાયનો છું. મારા ગચ્છનું નામ મહાવીર અને મારા સંઘાડાનું નામ પણ મહાવીર સંપ્રદાય, ગચ્છ કે સંઘાડાના ઝઘડા જેને કરવા હોય તેણે મારી પાસે આવવું નહિં. હું પૂર્વાશ્રમમાં કોણ હતો ? ક્યાં હતો ? મારા સંબંધીઓ કોણ છે ? વગેરે પ્રશ્નો કરીને મને કોઇએ કંટાળો આપવો નહિં. હું કોઈ ગામમાં ત્રણ દિવસથી વધારે રહેતો નથી. હું જ્યાં જાઉંછું ત્યાં ત્રણજ વ્યાખાન આપુંછું મારા

ત્રણ વ્યાખ્યાનથી જેને લાભ ન થાય તેને માટે હુ યોગ્યજ નથી એમ મારૂં માનવું છે. મને સૌ ચિદાનંદ તરીકે ઓળખે છે, હું કોઈ પણ ઉપાશ્રયમાં ઉતરતો નથી અને કોઈના મકાનમાં ઉપદેશ આપતો નથી. ગામના ચોકમાં કે ગામની બહાર ખુલ્લા મેદાનમાં વ્યાખ્યાન આપવા મને ગમે છે. હું શ્રી વીરને મારા પ્રભુ માનું છું. દયામાં ધર્મ ગણું છું અને કર્મમાં આસ્થા રાખું છું. મારૂં વ્યાખ્યાન માત્ર જૈનોજ સાંભળે એવી સંકુચિત મારી માન્યતા નથી. હું તો જગતનો સેવક છું. જગતના અનેક જીવોના પરિશ્રમનો હું લાભ લઉં છું અને તેથી મારે પણ તે બધાનો બદલો આપવોજ રહ્યો. હું તો ભીક્ષુછું સાધુ નથી પણ સાધક છું, મુનિ નથી પણ મુનિપદનો અભિલાષી છું, ગુણી નથી પણ ગુણનો ગ્રાહક છું, ગુરૂ નથી પણ ગુરૂપદનો પૂજક છું,જ્ઞાની નથી પણ જ્ઞાન પાછળ ઘેલો છું,ધર્મી નથી પણ ધર્મને ચાહું છું, સેવ્ય નથી પણ સેવક છું, સિદ્ધ નથી પણ સાધક છું, કોઈ પણ ગચ્છ, મત, પંથ, સંપ્રદાય કે વાડાના હું બંધનમાં નથી પણ સંપ્રદાયોના પ્રવર્તક મહા પુરૂષોના પગની રજ છું. વાણીયા કે બ્રાહ્મણ, પાટીદાર કે ક્ષત્રિ, ભીલો કે ભંગીઓ. કોળી કે માળી, સુથારો કે લુહારો, કુંભારો કે સોનારા, ગરીબ કે શ્રીમંત, રાજા કે રંક, સાક્ષર કે નિરક્ષર. નાના કે મોટા, સ્ત્રી કે પુરૂષ સૌની સમાન ભાવે હું સેવા કરવા ચાહું છું, મારી કોઈ નિંદા કરે તેની મને દરકાર નથી. મારી કોઇ સ્તુતિ કરે તેની પણ મને પરવા નથી મને તો દરરોજ બપોરના માત્ર એકજ વખત એક રોટલાનો ખપ છે અને શરીર ઢાંકવા એક જીર્ણ વસ્ત્ર મને બસ છે. મારે નામના મેળવવી નથી, કીર્તી કમાવી નથી, પદવીઓ લેવી નથી, પગલે પગલે પૂજાવું નથી, માનની ભૂખ નથી કે પ્રસિદ્ધિની ફીકર નથી, મારે તો આપીને લેવું છે. પ્રભુ કૃપાથી પ્રભુનો સંદેશો પ્રભુના સંતાનોને હું પહોંચાડી શકું તો હું મને કૃતકૃત્ય સમજીશ ’ આમ તેઓ

કહે છે " ધર્મચંદ કાકા મુનિ મહારાજનો પુરેપુરો પરિચય કરાવતા બોલ્યા.

"જો એ મુનિ મહારાજના આવા વિચારો છે તો મારે જરૂર તેમના દર્શન કરવા છે અને તેમની અમૃતમય વાણીનું પાન કરવું છે" યુવકે ઉમંગથી ઉત્તર આપ્યો.

આ યુવકનું નામ નવલચંદ છે, તે પણ તાસ ગામમાં રહે છે તેના પિતાનું નામ કર્મચંદ છે. તેઓ તો અતિ વૃદ્ધ હોવાથી બિછાનાવશ છે. નવલચંદની ઉંમર ૨૫ વર્ષની છે. તે થોડું અંગ્રેજી અને ગુજરાતી સાત ચોપડીઓ ભણ્યો છે, ધીરધારનો ધંધો કરે છે સ્થાનકવાસી સંપ્રદાયમાં તેની અચલ શ્રદ્ધા છે, પરંતુ ધર્મચંદ કાકાના સહવાસથી તેનો મતાગ્રહ કંઇક મોળો પડયો છે. ધર્મચંદ કાકા મૂર્તિપૂજક છે, છતાં તેઓ મતાગ્રહી નથી. તેઓ તો ભ્રમરની માફક જ્યાં ગુણ દેખાય ત્યાંથી ગ્રહણ કરે છે.

આગલે દિવસે ધર્મચંદ શેઠને જ્યારે ખબર મળ્યા કે કોઇ મુનિ મહારાજ પધાર્યા છે અને ગામ બહાર એક ઝાડ નીચે કાયોત્સર્ગમાં બેઠા છે ત્યારે તેઓ ત્યાં ગયા અને મુનિ મહારાજને વંદના કરી તેમની હકીકત જાણી લીધી જે તેમણે નવલચંદને સવિસ્તર જણાવી.

આજે ગામ બહાર તળાવ પાસે મુનિ મહારાજનું વ્યાખ્યાન હોવાની તેમણે ગામના લોકોને જાણ કરી હતી. તેથી સેંકડો સ્ત્રી પુરૂષો મુનિના દર્શન કરવા અને તેમના વચનામૃતનું પાન કરવા એકઠા મળ્યા હતા.

સવારના આઠ વાગ્યા છે. જોતજોતામાં ૭૫૦-૮૦૦ સ્ત્રી પુરૂષો ભેગા થઈ ગયા. મુનિ મહારાજને વંદન કરીને સૌ તેમના મુખારવિંદ તરફ જોઇ રહ્યા છે. સૌના ચ્હેરા પર ઉત્સાહ છે. સૌની આંખમાં

ભક્તિ છે. સૌના દિલમાં સદ્‌બોધ સાંભળવાની અભિલાષા છે. હાજર રહેલા સ્ત્રી પુરૂષો કેવળ જૈનો નથી કે માત્ર વાણીયા નથી પણ અઢારે વર્ણના લોકો આવ્યા છે.

મુનિ મહારાજે પંચ પરમેષ્ટીનું સ્મરણ કરી નીચે પ્રમાણે એક પદ ગાયું:—

## (દાસ પરે દયા લાવો રે–એ દેશી)

ઘટ મંદિરમાં આવો રે, નાથ કૃપાળુ ઘટ મંદિરમાં આવો
મિથ્યા વ્યવહાર લાગે, મલિન વાસના ભાગે,
એવી વૃત્તિ અંતરમાં ઉપજાવો રે. નાથ૦ ૧

ગુણ દૃષ્ટિ ઝટ જેથી પ્રગટે, દોષ દૃષ્ટિની ટેવ વિઘટે,
મનો ભૂમિમાં એવાં બીજો વાવો રે. નાથ૦ ૨

ઈર્ષા, મત્સર નિકટ ન આવે, પ્રમોદ ભાવ અંતરમાં ભાવે.
એવી સ્થિતિમાં અમને ઝુલાવો રે. નાથ૦ ૩

આશા તૃષ્ણા અળગી કરવા, મમતા માયાને પરિહરવા,
શક્તિ એવી સત્વર પ્રભુ પ્રગટાવો રે. નાથ૦ ૪

પુદ્‌ગલ ભાવ ગમે નવ ચિત્તમાં, લુબ્ધ વૃત્તિ નવ થાયે વિત્તમાં
એવી સ્થિતિમાં સુદૃઢ પ્રીતિ જમાવો રે. નાથ૦ ૫

તુમ ગુણ વિણ શાંતિ નવ થાયે, વિકાર વૃત્તિ દૂરજ જાયે
એવી દશામાં સત્વર અમને લાવો રે, નાથ૦ ૬

ભક્તિ સુધારસ પાને પ્રીતે, મોહ જાળમાં લાગે ભીતિ
એવી શિવકર ભાવનામાં રમાવો રે. નાથ૦ ૭

આ પદ મુનિ મહારાજે સૌ સાંભળી શકે અને સમજી શકે એવી રીતે ગાયું. પછી તેમણે ભણેલા બંધુઓને અને ભણેલી બ્હેનોને એ પદ ઉતારી લેવાં કહ્યું. તે પછી તેમણે એ પદનો રાગ સૌને

બેસાડીને તેમની પાસે ગવરાવ્યું. દશ પંદર મીનીટમાં સૌને એ પદની ઢબ આવડી જતાં મુનિ મહારાજ પહેલાં એક ચરણ ગાય અને સૌ શ્રોતાજનો સાથે મળીને એ ઝીલે એ રીતે આખું પદ પુનઃ ગાયું. એ વખતનો દેખાવ એવો ભવ્ય લાગતો કે એ અનુભવ વિના સમજી શકાય તેમ નથી.

સૌને એ પદ બરાબર આવડી ગયું છે એવી ખાત્રી થતાં સુધી મુનિ મહારાજે એ પદ ગવરાવ્યું અને પછી કહ્યું કે, " હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં એજ રીતે શ્રોતાજનો પાસે એ પદ ગવરાવુંછું. પછીજ તેનો અર્થ કરી સમજાવું છું અને તેના ઉપર વિવેચન કરૂં છું. ત્રણ દિવસથી વધારે હું ક્યાંઇ રોકાતો નથી. એ ત્રણ વ્યાખ્યાનોમાંજ મારે જે કાંઈ કહેવાનું હોય છે તે કહી નાખું છું. મારી એ શરત છે કે હું જે પદ લખાવું અને ગોખાવું તે પદ સૌએ કંઠે કરવું અને પછી બને તેટલું તેને જીવનમાં ઉતારવા પ્રયત્ન કરવો. મહીનાના મહીનાઓ સુધી અને વર્ષોના વર્ષો સુધી શાસ્ત્રો સાંભળવાની તમને ટેવ પડી ગઈ છે તેથી મારી આ પદ્ધતિ તમને કદાચ ગમશે નહિં. તમને માત્ર સાંભળવાનીજ ટેવ પડેલી હોવાથી સાંભળેલાનું મનન કરવું અને તે ક્રિયામાં ઉતારવું તમને વસમું પણ લાગશે અને તેથી તમે કદાચ નારાજ પણ થશો પરંતુ તે બાબતમાં હું લાચારછું.

" પૂર્વકાળમાં મહીનાના મહીનાઓ સુધી વ્યાખ્યાનો વાંચવાની કે સાંભળાની પ્રથા હતીજ નહિં. હમણાં જેમ ચાતુર્માસનાં ચારે મહીના મુનિ મહારાજો સુત્રો વાંચી સંભળાવે છે તેવું પૂર્વકાળમાં નહોતું. તે સમયે ચાતુર્માસના ચાર મહીના તો મુનિઓ જ્ઞાન, ધ્યાન અને તપના યોગે પોતાની શકિતઓ વધારતા અને બાકીના આઠ મહીના ગામોગામ વિચરીને કોઈ પણ જાતનો જાતિભેદ કે પંથભેદ રાખ્યા વિના માનવ આત્માઓને પોતાના બંધુઓ સમજી ઉપદેશ

આપના એમની માત્ર એકજ "દેશના" જે સાંભળતા તે ભવસાગર તરી જતા. શ્રોતાજનો ઉપદેશ સાંભળીને પોતાની શક્તિ પ્રમાણે વ્રત પચ્ચખાણ લેતા અને લીધેલી પ્રતિજ્ઞાઓ પાળવામાં અને ગુરૂ મહારાજના વચનામૃતોનું સ્મરણ કરી તે પ્રમાણે વર્તવામાં સમયની સાર્થકતા કરતા. આજે તો મુનિઓ ચાતુર્માસમાંજ ખરેખરી પ્રવૃત્તિ આદરે છે અને તેઓ ચારે મહીના ધમાલમાં પડ્યા રહે છે. તેથી પોતાને જે કરવાનું છે તે કરવાનો તો તેઓ અવકાશ પણ મેળવી શકતા નથી. યોગ અને ધ્યાનની વાતો શાસ્ત્રોમાંજ રહી ગઇ છે. તપ અને કાયોત્સર્ગ, ઉપસર્ગો અને પરિસહોના વર્ણનો આગમમાંજ રહ્યા છે. પરિણામ એ આવ્યું છે કે સિદ્ધિઓ પણ શાસ્ત્રમાંજ રહી ગઇ છે એ તો "માથું વાઢે તે માલ કહે" પુર્વકાળમાં મુનિઓ નિસ્પૃહી, તપસ્વી, ત્યાગી, નિષ્પક્ષપાતી, સમભાવી, જ્ઞાની અને ધ્યાની હતા તો સિદ્ધિઓ પણ તેઓ મેળવી શકતા હતા અને પ્રસંગ આવ્યે જગતના ઉદ્ધાર માટે તેનો ઉપયોગ પણ કરતા. આજે એ સાધના નથી, એ શક્તિ નથી તો એ સિદ્ધિ પણ નથી.

"પરંતુ મને તો એ પૂર્વની પદ્ધતિજ પસંદ છે અને તેથી હું ચાતુર્માસ એવે સ્થળે કરૂં છું કે જ્યાં કશી ઉપાધિ ન હોય. અર્થાત્ શહેરને બદલે એક નાનકડું ગામડું હું પસંદ કરૂં છું અને શ્રીમંતોને બદલે ગરીબો શોધું છું. એ ચાર મહીનાઓમાં હું જે સંપાદન કરૂં છું તે આઠ મહીના સુધી જગતને ચરણે ધરૂં છું. તમને પણ કહું છું કે આ પદ તમે કંઠે કરજો, સવાર સાંજ તેનું સ્મરણ કરજો અને તેમાં જે મર્મ છે તેનો વિચાર કરજો."

આટલી પ્રસ્તાવના કર્યાં પછી મુનિ મહારાજ વ્યાખ્યાનના વિષય ઉપર આવ્યા. "સજ્જનો અને સન્નારીઓ! જેમ દેહના દર્દીઓ ડોકટરો કે વૈદ્યો પાસે જાય છે અને તેમના કહ્યા પ્રમાણે દવા પીએ છે અને પથ્ય પાળે છે તેજ પ્રમાણે તમે આત્માના દર્દી છો અને

એ દર્દની તમારે દવા પીવાની અને પથ્ય પાળવાની જરૂર છે. દેહના દર્દ કરતાં આત્માનું દર્દ તો વધારે ભયંકર છે, અત્યંત પીડા કરનારૂં છે. દેહનો દર્દી તો અમુક સમય પીડાય છે પણ આત્માનો રોગી તો જન્મો જન્મ અંતરના દર્દોથી દુઃખી થાય છે. જે રોગી પોતે રોગી છે એમ સમજતો નથી અને વૈદ્યના કહ્યા પ્રમાણે દવા પીતો નથી કે પથ્ય પાળતો નથી તેના રોગ મટતા નથી. વૈદ્ય રોગનો પારખનારો હોવો જોઇએ અને તેની દવા પણ રોગ મટાડે એવી હોવી જોઇએ. પરંતુ એ દવાનું સેવન કરવું એ કામ તો રોગીનું છે જે રોગીને વૈદ્ય અજ્ઞાન મળે તેના રોગ જેમ ન મટે તેમ જે રોગીને ડાહ્યો વૈદ્ય મળે પણ દર્દી દવા ન ખાય તેનો પણ રોગ ન મટે. માટે પહેલાં તમે રોગી છો કે નહિં તે તમારે સમજવું જોઇએ. પછી વૈદ્ય ચિકિત્સા કરવામાં કુશળ છે કે નહિં એ જાણવું જોઇએ અને છેલ્લે તમારે રોગ મટાડવા છે કે નહિં એ તમારા દિલને પૂછવું જોઇએ. જો દિલ કબુલ કરે કે રોગ મટાડવોજ છે તો વૈદ્યના કહ્યા પ્રમાણે દવા પીવીજ જોઇએ અને પથ્યનું પાલન કરવુંજ જોઇએ.

" સજ્જનો અને સન્નારીઓ ! જીવ અનંત કાળનો રોગી છે. તેના રોગની ચિકિત્સા કરીને જિનરાજ મહારાજે દવાઓ દેખાડી છે એટલા માટેજ વીતરાગ ભગવાન ભાવ વૈદ્ય કહેવાય છે. જે જે ભવ્ય જીવો તેમને શરણે ગયા છે તે તે રોગ મુક્ત થયા છે, એવા હજારો દૃષ્ટાંતો આગમમાં મોજુદ છે. તેમને શરણે જનાર જગતમાં રોગી રહ્યોજ નથી અને જે રોગી રહ્યો છે તે તેમને શરણે ગયા છે એમ સમજવુંજ નહિં. ' શરણે જવું ' એનો કેટલાકો આજે અર્થ જ સમજતા નથી. ' હું તમારે શરણે છું ' એમ જીભથી કહેવું એ એક વાત છે અને દિલથી એમ માનીને વર્તવું એ જુદી વાત છે. જેઓ સમજપૂર્વક અને અંતઃકરણ પૂર્વક પ્રભુને શરણે ગયા છે તેઓ તો રોગમુકત થયાજ છે. હમણાં તો જીભના અને દિલના એમ જુદી

જુદી જાતના શરણુ થઇ ગયા છે. જીભથી કહે કે, ' અરિહંત શરણું મમ-સિદ્ધ શરણું મમ—સાધુ શરણું મમ-ધર્મ સરણું મમ ' પણ દિલથી તો ' દેહ શરણું મમ—કુટુંબ શરણું મમ—લોક શરણું મમ—દ્રવ્ય શરણું મમ ' એમ માનતા હોય. આનું પરિણામ એ આવ્યું છે કે જીવની પામરતા ગઈજ નથી. નહિં તો પ્રભુને શરણે ગયા પછી પામરતા રહેજ નહિં. પરંતુ પ્રભુને બદલે પૈસાને શરણે જાય તેની પામરતા શી રીતે જાય ? જે એમ માનતો હોય કે હું પ્રભુ વીતરાગને શરણે છું, મારે શી ફીકર છે ? હું તો સિદ્ધ, સાધુ અને ધર્મને શરણે છું, મને શી ભીતિ છે ? એવા આત્મામાં તો નિર્ભયતા, નિસ્પૃહતા, સત્યતા, સરલતા, નમ્રતા, ધૈર્ય, ગાંભીર્ય વગેરે સદ્ગુણો સહેજે આવી વસે છે. તે આત્મા તો નિર્મોહી બની સહજાનંદ પ્રાપ્ત કરે છે. પણ જે જીવ મનમાં એમ માને છે કે મારૂં શરીર સ્વસ્થ છે, મને શી ફીકર છે ? મારાં સ્ત્રી, પુત્ર, પુત્રી, માતા, પિતા, બંધુ, બ્હેન છે, મને કોનો ભય છે ? લોકોમાં મારી વાહવાહ બોલાય છે અને મારી પાસે દ્રવ્ય છે, હવે મને કોની પરવા છે ? એવા આત્મા ભલે મુખથી અરિહંત આદિના શરણુ કહે પણ ખરેખર તો તે દેહાદિને શરણે છે અને પરિણામે તેનામાં પામરતાજ રહે છે—પ્રભુતા પ્રગટતીજ નથી. આશા, તૃષ્ણા, લોભ, લાલસા, કુવાસના, કુવિચારો, કુવિકારો, કુવિકલ્પો, મોહ, મમત્વ અને મિથ્યાત્વ આદિ કુસંસ્કારોની પ્રબળતા એવા આત્મામાં વાસ કરીનેજ રહે છે. તેને લીધે તે પોતે દુઃખી થાય છે અને પરને દુઃખી કરે છે. ગટર પાસેથી નીકળતાં જેમ દુર્ગંધ આવે છે અને ગુલાબના કે મોગરાના બગીચા પાસેથી નીકળતાં જેમ સુગંધ આવે છે તેજ પ્રમાણે દેહાદિને શરણે રહેલો પામરતા ભોગવે છે અને અરિહંતાદિને શરણે જનારો પ્રભુતા પ્રાપ્ત કરે છે લીમડો વાવીને કેરીઓની આશા રાખવી જેમ વૃથા છે અને થોર વાવીને જેમ વડલાની છાયાની વાટ

જેવી મિથ્યા છે તેજ પ્રમાણે દિલમાં પામરતા રાખીને પ્રભુતા પામવાની આશા રાખવી વ્યર્થ છે. દિલમાં જે વાવીએ તેજ ઉગે. દિલમાં મોહ રાજાની પધરામણી કરીને શાંતિ, સુખ અને આનંદની અપેક્ષા રાખવી એ આકાશ કુસુમ જેવી દુરાશા છે.

"દ્રષ્ટિ બે પ્રકારની છે. એક લૌકિક અને બીજી લોકોત્તર લૌકિક દ્રષ્ટિ જ્યાં છે ત્યાં મોહનું રાજ્ય છે અને લોકોત્તર દ્રષ્ટિ હોય છે ત્યાં પ્રભુનું સામ્રાજ્ય છે. લોકો શું કહેશે? લોકો શું માનશે? એવી ભાવના જેના દિલમાં મોહ રાજા બીરાજમાન છે તેનેજ ઉત્પન્ન થાય છે, પણ અરિહંત ભગવાન શું કહેશે? સિદ્ધ શું માનશે? સાધુ સંતો શું સમજશે? ધર્મનું શું ફરમાન છે? એવી ભાવના જેના દિલમાં પ્રભુ વસે છે તેનેજ થાય છે. જેના આત્મામાં પ્રભુતા પ્રગટે છે તે હજારો જીવોના દિલમાં પણ પ્રભુતા પ્રગટાવી શકે છે. 'દ્રષ્ટિ તેવી સૃષ્ટિ' એ સિદ્ધાંત અનુસાર લૌકિક દ્રષ્ટિવાળો પામર આત્મા સર્વત્ર પામરતાજ જુએ છે અને લોકોત્તર દ્રષ્ટિવાળો ઉત્તમ આત્મા સર્વત્ર પ્રભુતા જ પેખે છે. માટેજ કહું છું કે અશરણ શરણ, દીન ઉદ્ધારક, તરણ તારણ જગન્નાથ શ્રી વીતરાગ ભગવાનની જ તમારા ઘટ મંદિરમાં પધરામણી કરજો. એ મહા સમર્થ સદ્દાનંદી, જ્ઞાની પ્રભુ પધારતાં તમારૂં જીવન બદલાઇ જશે, તમારા દિલનો પલટો થઈ જશે, નયનોમાંથી અમૃત ઝરશે, વાણીમાં સિદ્ધિ વસશે, પર્વત જેવા પ્રચંડ વિષય કષાયો કાંકરા જેવા ક્ષુલ્લક બની જશે અને ભવસાગર ખાબોચીયાની માફક સહેલાઇથી પાર ઉતરી શકાય તેવો લાગશે. માટે આજે મેં પ્રથમ તમને જે પદ ગવરાવ્યું તેનું પુનઃ પુનઃ સ્મરણ કરજો.

"હવે વીતરાગ ભગવાન ઘટમંદિરમાં પધારે ત્યારે તેમની પાસે શું માગવું એ જાણવાની પ્રથમ જરૂર છે. પરમાત્માની પધરામણી કરતાં પહેલાં પરમાત્મા કોને કહેવા તે જાણવું પણ એટલુંજ જરૂરી છે.

" આત્માના ત્રણ પ્રકાર છે. ( ૧ ) બહિરાત્મા, ( ૨ ) અંતરાત્મા અને ( ૩ ) પરમાત્મા. જેને દેહાધ્યાસ છે તે બહિરાત્મા. જે દેહમાં વસવા છતાં દેહથી પોતાને ભિન્ન માને છે તે અંતરાત્મા અને જે કર્મથી મુક્ત છે તે પરમાત્મા. જ્યાં સુધી દેહમાં મમત્વ છે, ત્યાં સુધી બહિરાત્માપણું છે અને જ્યાં સુધી બહિરાત્માપણું છે ત્યાં સુધી મિથ્યાત્વ છે અને જ્ય સુધી મિથ્યાત્વ છે ત્યાં સુધી અનંત સંસારમાં પરિભ્રમણ છે. આત્મસ્વરૂપનું ભાન થતાં, જડ ચૈતનના ધર્મ સમજાતાં અને જીવ તથા પુદ્ગલનો સંબંધ જાણવામાં આવતાં દેહ પરનું મમત્વ છુટી જાય છે. દેહદૃષ્ટિ દૂર થતાં આત્મદૃષ્ટિ પ્રગટે છે અને એનેજ સમકિત કહેવામાં આવે છે. સમકિતથી મિથ્યાત્વરૂપ અંધકારનો નાશ થાય છે, ભ્રાંતિ ટળી જાય છે અને જન્મ જરા અને મરણના રોગ મટી જાય છે. સમકિત વિના વ્રત ન હોય અને સમકિત વિના કૈવલ્ય કે મોક્ષ પણ નથી એ શાસ્ત્ર વચન યથાર્થ છે. આત્મસ્વરૂપ સમજ્યા વિના પરમાત્માની ઓળખાણ થઇ શકેજ નહિ અને પ્રભુની પીછાણ વિના પ્રભુ પ્રત્યે અંતરનો સાચો પ્રેમ જાગ્રત શી રીતે થાય ? પ્રેમ વિનાના શુષ્ક હૃદયમાં પ્રભુ પધારે પણ શી રીતે ?

" બહિરાત્મા વિભુ પાસેથી સંસારની વૃદ્ધિના સાધનો યાચે છે. તે પ્રભુને પણ પોતાના જેવોજ કલ્પે છે અને તેથી જે જે વસ્તુઓ પોતાને ઇષ્ટ છે તે તે વસ્તુઓ પ્રભુને ધરીને પ્રભુ તે વસ્તુઓ અનેક ગણી કરી આપે એવી કામના કરે છે. બહિરાત્માને સુંદર વસ્ત્રો અને આભુષણો મળે છે તેથી તે પ્રભુને પણ તે વસ્ત્રાભુષણો પહેરાવે છે. પોતાને વિવિધ પકવાનો ખાવા ગમે છે તેથી પ્રભુ પાસે પણ તેજ રજુ કરે છે. આમ બહિરાત્મા સ્ત્રી, પુત્ર, ધન, કીર્તિ વગેરે ક્ષણિક અને સંસાર વૃદ્ધિના સાધનોજ માગે છે. "

" અંતરાત્મા તો કર્મનું સ્વરૂપ સમજે છે. વિષય સુખોના પરિણામો તે જાણે છે. તે તો આ ભવ બંધનથી મુક્ત થવા ઇચ્છે છે

અને તેથી અંતરના વેરીઓને હણુવાનું બળ પ્રભુ પાસે માગે છે.

"એટલે જેને વિષયો અને કષાયો દુઃખરૂપ છે એમ સમજાયું હોય અને કુવાસના રૂપી દર્દોથી જે પોતાને દુઃખી થતો માનતો હોય તે તો પ્રભુ પાસે એવીજ યાચના કરે કે હે પ્રભુ! મારા ઘટ-મંદિરમાં આપ પધારો અને આ સંસાર વ્યવહાર મને મિથ્યા લાગે અને મલીન વાસનાઓ મારાથી દૂર ભાગે એવી વૃત્તિ મારા અંતરમાં ઉત્પન્ન કરો. હે નાથ! મને ગુણ જોવાની ટેવ પડે અને દોષ જોવાની કુટેવ દૂર થાય એવાં બીજ મારી મનોભૂમિમાં વાવો. હે વીતરાગ પ્રભુ! કોઈના પ્રત્યે પણ મને ઈર્ષા કે મત્સર થવા ન પામે અને મારા દિલમાં પ્રમોદ ભાવ રહે એવી સ્થિતિમાં મને ઝુલાવો. હે કૃપાળુ! આશા અને તૃષ્ણા દૂર કરવાની અને મમતા અને માયા પરિહરવાની મારામાં શક્તિ પ્રગટાવો. હે જગ સ્વામી! પુદ્ગલ ભાવ મને ન ગમે અને દ્રવ્યમાં મારી વૃત્તિ લુબ્ધ ન થવા પામે એવી ઉત્તમ સ્થિતિમાં મારી પ્રીતિ સુદૃઢ જમાવો. હે તાત! તમારા ગુણો વિના મને બીજું કાંઈ ગમે નહિં અને મારામાં વિકારવૃત્તિ રહે નહિ એવો ઉત્તમ દશામાં મને લાવો. હે જિનરાજ! ભક્તિ સુધારસ પાન કરવાની મારા ઉરમાં પ્રીતિ પ્રગટે અને મોહજાળ જોતાંજ મને ભય ઉપજે એવી સુખકર ભાવનામાં મને રમાવો.

"ઘટમંદિરમાં પ્રભુની પધરામણી થયાં વિના અંતરના રોગો જવાના નથી. જેણે જેણે પ્રભુને પોતાની સાનિધ્યમાં રાખ્યા છે તેનો અસાધ્ય અંતર રોગ દૂર થયો છે. સવારના ઉઠો ત્યારથી તે રાતના સુતાં સુધી જે જે બોલો, જે જે વિચારો, જે જે કરો તે બધામાં, પ્રભુ દૃષ્ટિ રાખીને કરજો તમે જે બોલો, જે વિચારો, જે કરો તે પ્રભુને ગમશે કે નહિં તેનો તમારા દિલને પહેલાં પ્રશ્ન પુછીને પછી વર્તન કરજો. એ વિના આત્માના રોગો દૂર થશે નહિં અને આત્માનો અખંડ આનંદ પ્રાપ્ત કરી શકાશે નહિં.

"ઘરધણી જાગ્રત હોય ત્યારે જેમ ચોરો ઘરમાં પ્રવેશ કરી શકતા નથી અથવા પ્રવેશ કરવા પામે તો પણ કાંઈ વસ્તુ લઈ જઈ શકતા નથી તે પ્રમાણે ઘટમંદિરમાં પ્રભુ બીરાજમાન હોય તો કામ ક્રોધાદિ ચોરો આવી શકતાજ નથી અને કદાચ આવવા પામે તો પણ આત્મ ધનને હાનિ કરી શકતા નથી.

"માટે તમારા દિલને પૂછો કે તમારા અંતરમાં કોણ વસે છે? પ્રભુ કે મોહ રાજા? જો તમારા અંતરમાં પ્રભુ વસતા હશે તો આશા, તૃષ્ણા, માયા, મમતા, કામ ક્રોધ, મદ, મત્સર આદિ રોગો ટકવા પામશે નહિં અને જો મોહ રાજા વશતો હશે તો એ રોગો બહુ જોરમાં હશે.

"લૌકિક દૃષ્ટિથી પામરતા આવે છે અને અહમતા પોષાય છે માટે લૌકિક દૃષ્ટિ દૂર કરી લોકોત્તર દૃષ્ટિજ જાગ્રત રાખો. એ દિવ્ય દૃષ્ટિથીજ જગત્ અને જગત્‌ના વ્યવહારો જુઓ. સંસારના પ્રત્યેક કામ કરતી વખતે પ્રભુને દૃષ્ટિ પથથી દૂર ન કરશો.

"માટે બોલો. ફરી એક વખત બોલો કે 'ઘટમંદિરમાં આવો રે, નાથ કૃપાળુ ઘટમંદિરમાં આવો'"

એ પદના ગાન સાથે મુનિમહારાજે વ્યાખ્યાન સમાપ્ત કર્યું અને શ્રી મહાવીર સ્વામીની જય બોલાવી. તેમના આનંદી સ્વભાવ અને શાંત મુખમુદ્રા સાથે મીઠી મનોહર વાણીથી શ્રોતાજનો મુગ્ધ બની ગયા. જતાં જતાં પણ લોકો મુનિશ્રી ચિદાનંદના ગુણગાન કરતા જતા હતા.



# પ્રકરણ ૧૫ મું.



## જૈનના લક્ષણ.

"કેમ નવલચંદ ! આટલો બધો વહેલો અને આટલો ઉતાવળો ક્યાં ચાલ્યો ?" ધર્મચંદ કાકાએ જીજ્ઞાસાથી પૂછ્યું.

"કેમ વળી મુનિમહારાજના વ્યાખ્યાનમાંજ તો ! મેં તો ગઇ કાલે એમનું વ્યાખ્યાન સાંભળ્યું ત્યારથી એના એજ વિચારો મારા મગજમાં રમ્યા કરે છે. ખરેખર ઉપદેશક તો આવાજ જોઇએ. વધારે નહિં, પણ આવા પાંચ મુનિઓ હોય તો જગતનો ઉદ્ધાર થઇ જાય અને જગત્માં જૈન ધર્મનો પ્રચાર થઇ જાય એમ હું માનું છું મને તો એમની મનહર મુદ્રાએ એટલો ઘેલો બનાવ્યો છે કે ફરી ક્યારે એમનાં દર્શન કરૂં એવી ઉત્કંઠામાં પ્રાતઃકાલની રાહ જોતાં જોતાં માંડ માંડ રાત પુરી કરી છે. કાલના વ્યાખ્યાનની વાત શેરીએ શેરીએ અને ઘેરેઘેર પહોંચી ગઇ છે અને જ્યાંને ત્યાં મુનિમહારાજની, એમની વ્યાખ્યાન શૈલીની અને એમના ઘટમંદીર વાળા પદનીજ વાતો થાય છે. કાલે જેઓ વ્યાખ્યાનમાં નહોતા આવ્યા તેઓ પણ આજે તો આવશે એટલે આજે ભારે ભીડ થશે અને બેસવાની જગ્યાએ નહિ મળે. મેં તો સૌથી આગળ જગ્યા મેળવવા માટે અત્યારથીજ ત્યાં પહોંચવાનો વિચાર રાખ્યો છે." નવલચંદે ઉત્સાહપૂર્વક ઉત્તર આપતાં જણાવ્યું.

"અરે, પણ હજુ તો સવારના ૭ વાગ્યા છે અને બે કલાકની વાર છે. આટલો બધો વખત ત્યાં બેસી રહીને શું કરશો ?" ધર્મચંદ કાકા જાણે સલાહ આપતા હોય તેમ બોલ્યા.

"કાકા આપતો બે કલાક કહો છો. પણ હું તો કહું છું કે બાર કલાક બેસવું પડે તોયે શું ? આવા મુનિમહારાજના વચનામૃત માટે એટલી તપશ્ચર્યા શું હિસાબમાં છે ! એમનું પેલું પદ તો હિરા માણેક કરતાંએ અમોલું છે." ઝવેરીઓના મિત્ર નવલચંદે હિરા માણેકની તુલનામાં જવાબ વાળ્યો.

"જો તું અડધો કલાક ખોટી થાય તો હું પણ સાથે આવું." દીન ભાવે ધર્મચંદ કાકાએ કહ્યું.

"કાકા ! માફ કરજો. બીજા કામમાં હું આપનો બોલ ન ઉથાપું. ધંધાના કામમાં આપની સલાહ લઉં, વહેવારમાં આપનું કહ્યું માનું, પણ ધર્મના કામમાં ઢીલ ન હોય. અને જુઓને ! આ લોકોનાં ટોળેટોળાં ચાલ્યાં. આપની ફરીથી માફી માગુ છું કેમકે હું તો જઇશ." એમ કહેતો નવલચંદ ઝડપથી ચાલતો થયો.

હજુ વ્યાખ્યાનને એક કલાકની વાર હતી. પરંતુ તેટલામાં તો ૧૫૦૦–૧૭૦૦ સ્ત્રી પુરૂષો વ્યાખાન સાંભળવા હાજર થઈ ગયાં હતાં. શ્રોતા જનોમાં આજે કાલ કરતાં વિશેષ ઉત્સુક્તા, ઉત્સાહ અને ઉમંગ જણાતા હતા.

આઠ વાગ્યાનો સમય થતાં મુનિમહારાજ પધાર્યા અને શ્રોતા જનોએ ઉભા થઇ ત્રણ વખત મુનિમહારાજની જય બોલાવી, વંદન કરી જગ્યા લીધી. મુનિમહારાજે પંચપરમેષ્ટિનું સ્મરણ કરી શ્રોતા જનોને સંબોધીને કહ્યું:—

"સજ્જનો અને સન્નારીઓ ! અઇ કાલે મેં તમને કહ્યું હતું જીવ અનંત કાળનો રોગી છે અને તેને પરમાત્મા રૂપી વૈદ્યની જરૂર છે. પ્રભુનાં વચનો એ ઔષધો છે રોગી જો વિધિપૂર્વક ઔષધોનું સેવન કરે તો અવસ્ય રોગમુક્ત થાય. એટલા માટે સદા પ્રભુના સાનિધ્યમાં રહેવું અને પ્રભુને પૂછીને પગલું ભરવું એમ

ગઈ કાલે સમજાવ્યું હતું, તે સાથે મેં તમને **ઘટ મંદિરમાં આવોરે** એ પદ વિસ્તારપૂર્વક સમજાવીને, તેનો નિત્ય પાઠ કરવા અને જીવનમાં તે ઉતારવા કહ્યું હતું. જે શ્રોતા જનો ગઇ કાલે ન આવ્યા હોય તેમને તે પદ જેમને આવડતું હોય તેમની પાસેથી શીખી લેવા મારો આગ્રહ છે. આજે હું ફરી તમને એ પદ ગવરાવી જાઉં કે જેથી તમને એ કંઠસ્થ થાય અને તેમને તે તાલ સુર સહિત ગાવાનું રૂચે."

ઉપર પ્રમાણે પ્રસ્તાવના કરી મુનિમહારાજે **ઘટ મંદિરમાં આવો રે** એ પદ ફરીથી ગાયું અને શ્રોતા જનોએ તે ઉમંગથી ઝીલ્યું. એ પદ ગવાઇ રહ્યા પછી મુનિમહારાજે આજે નવું પદ કહ્યું.

(રાગ ઝંઝોટી—તાલ ત્રિતાલ.)

સાચો જૈની તેજ ગણાયે, કર્મ સ્વરૂપ જે જાણેરે;
આવે ઉદય શુભાશુભ જ્યારે, હર્ષ શોક તવ નાંહરે સાચો.
જીવનમાં જિન વચન ઉતારે, રાગ દ્વેષને વેરી ગણે;
સમભાવે ભવસાગર તરતો, ક્ષમા ખડ્ગથી કર્મ હણે—સાચો. ૨
વિષય કષાય ગણે ભવ કારણ, દયા દાનમાં પ્રેમ ધરે;
પરના સુખમાં નિજ સુખ સમજે, કુવાસનાપર વિજય કરે—સાચો.
બોલે સ્યાદ્વાદ શૈલીથી, નય નિક્ષેપનું જ્ઞાન લહે;
પ્રભુ આજ્ઞાને પ્રીતે પાળે, નિજ દોષોપર ગુણને કહે-—સાચો.
સેવામાં સદ્ધર્મને સમજી, અર્પે પ્રાણો પર કાજે;
જળકમળ સમ રહે નિત જગમાં, દૃષ્ટિ રાખી જિનરાજે—સાચો. ૫
દેવ ગુરૂ ને ધર્મ પીછાણે, દ્રવ્ય ગુણપર્યાય સ્મરે;
'શિવ'કર સમકિત દિપ પ્રકાશે, અવિદ્યારૂપી તિમિર હરે—સાચો. ૬

ગુરૂમહારાજે એ પદ સૌને લખાવ્યું અને પછી ગવરાવ્યું તેમની શૈલી સૌ શ્રોતા જનો જાણતા હતા એટલે સૌએ ઉત્સાહથી મુનિ મહારાજનું પદ ઝીલ્યું. કોઇને કંટાળો નહોતો કે આ લપ ક્યારે

બંધ થાય. ઉલટું ગુરૂમહારાજ ગાયા કરે અને આપણે ઝીલ્યાજ કરીએ એવોજ સૌનો ઉત્સાહ હતો પદ પુરૂં થયા પછી મુનિમહારાજે વ્યાખ્યાન શરૂ કર્યું.

" સજ્જનો અને સન્નારીઓ !

ગઇ કાલે મેં કહ્યું હતું કે જીવ રોગી છે અને તેને વૈદ્ય તેમજ ઔષધની જરૂર છે. આજે આપણે જીવના નવા સ્વરૂપની ઓળખાણ કરીએ. જીવ એક પથિક છે. ને પોતાનો ખરો માર્ગ ભૂલ્યો છે. તેથી તેને માર્ગદર્શક ભોમીઆની જરૂર છે. જો તેને સાચો માર્ગદર્શક સદ્‌ગુરૂ મળે અને તે જે માર્ગ દેખાડે ને માર્ગે જીજ્ઞાસુ પથિક શ્રદ્ધા રાખીને ચાલે તો અલ્પ પ્રયાસે અલ્પ કાળમાં ઇષ્ટ સ્થાને પહોંચે.

" જીવ અજ્ઞાનતાને લીધે માર્ગ ભૂલ્યો છે. તેને જવું છે પૂર્વમાં અને તેણે માર્ગ પકડયો છે પશ્ચિમનો. આમ છતાં મનથી તો એમજ માને છે કે હું પૂર્વમાં જઈ રહ્યો છું અને મારા ઇચ્છિત સ્થાનેજ હું પહોંચીશ. તે કર્મો કરે છે દુઃખ પ્રાપ્તિનાં અને અભિલાષા રાખે છે સુખની. જે સાધનોથી બંધન થાય તેવાંજ સાધનો સેવે છે અને છતાં પોતાને મુકત થતો તે માને છે."

" આવી રીતે ભ્રમણામાં પડેલો જીવ આ ભવસાગર તરવાનો દેવ, ગુરૂ અને ધર્મ જેવા સાધનોનો અજ્ઞાનતાથી અવળો ઉપયોગ કરી તરવાને બદલે ડુબવાનો પ્રયત્ન કરે છે."

" જે કષાયો ઉપશમાવવાના સાધનો છે તેજ અજ્ઞાની જીવને કષાય વૃદ્ધિનાં નિમિત્તો બને છે, તેથીજ આગમમાં કહ્યું છે કે, 'આશ્રવા તે સંવરા અને સંવરા તે આશ્રવા' અર્થાત જ્ઞાનીને કર્મબંધનના કારણો કર્મથી મુકત થવાનાં સાધનો બને છે, જ્યારે અજ્ઞાનીને મુક્તિના નિમિત્તો ભવવૃદ્ધિનાં હથિયારો બને છે. એટલે જ્ઞાનીને આશ્રવો અર્થાત્ કર્મબંધનના માર્ગો તે સંવરા અર્થાત્ કર્મરોધનાં નિમિત્તો બને છે અને અજ્ઞાનીને કર્મરોધના નિમિત્તો કર્મબંધનના હેતુઓ બને છે.

" જગત્માં પદાર્થોનાં બે સ્વરૂપ છે. જડ અને ચેતન. એ બેનોજ બધો વિસ્તાર છે. એ બે ભેગા મળેતાજ આ લીલા સંભવે છે અને જો એ બે ભિન્ન થઇ જાય તો એ લીલાનો અંત આવી જાય એમ છે. જડ અને ચેનનના ધર્મ જાણ્યા વિના એ બે જુદા પાડી શકાયજ નહિં તેટલા માટેજ તેમનું સ્વરૂપ પ્રત્યેક મુમુક્ષુએ સમજવું જોઇએ.

" ગઇ કાલે મેં તમને કહ્યું હતું કે જેને દેહમાં મમત્વ છે તે બહિરાત્મા છે અને જે પોતાના સ્વરૂપમાં રમે છે તે અંતરાત્મા છે. બહિરાત્મા મિથ્યાત્વી અને અંતરાત્મા સમકીતી છે.મિથ્યાત્વથી જીવ આ અપાર સંસાર સાગરમાં ભટકયા કરે છે અને સમકીત રૂપી નાવથી એ ભવસાગર તરી જવાય છે. હવે એ દેહાધ્યાસનું કારણ સમજાવું. જ્યાં સુધી જડ અને ચેતનના ધર્મ સમજાય નહિં ત્યાં સુધી દેહાધ્યાસ મટેજ નહિ. પોતાનું અને પરનું એ જયાં સુધી સમજાય નહિ ત્યાં સુધી પોતાનું લેવાય શી રીતે ? અને પરનું મૂકાય પણ શી રીતે ?

દૃષ્ટાંત તરીકે જેમ બકરાના ટોળામાં રહેલો કેસરી સિંહ પણ પોતાને બકરો માને છે, તેજ પ્રમાણે અજ્ઞાની આત્મા અજ્ઞાનતાને લીધે પોતાને દેહ સમજે છે અને તેની હાનિવૃદ્ધિમાં પોતાની હાનિવૃદ્ધિ સમજે છે. એ ભ્રમણા દેહની ઉત્પત્તિનાં કારણો અને તેનું પરિણામ જાણ્યા વિના ટળી શકેજ નહિ.

" સજ્જનો અને સન્નારીઓ ! તમે સૌ સારી પેઠે સમજો છો કે આ દેહ એક દિવસ બળીને ખાખ થઇ જશે અને તેની અંદર રહેલો જીવાત્મા પોતાની કરણી પ્રમાણે નવો જન્મ ધારણ કરશે. જો દેહ તેજ આત્મા હોત તો તો દેહના નાશ સાથે આત્માનો નાશ થાત. અને પુનર્જન્મ જેવું રહેતજ નહિં. તેમજ પાપ પુણ્ય કે સુખ દુઃખ પણ પછી રહેત નહિં. પરંતુ આપણે નજરે જોઇએ છીએ કે

જગતમાં એક રાજા છે એક રંક છે. એકને ઇચ્છિત વસ્તુ સહેજે મળે છે, ત્યારે બીજાને આકાશ પાતાળ એક કરતાં પણ ખાવાના ફાંકા પડે છે. એક પલંગે પોઢે છે, ત્યારે બીજાને બીછાવવા સાદડી પણ મળતી નથી. આ ભેદનું કારણ કર્મ છે અને કર્મજ સંસારની વિવિધતાનું નિમિત્ત છે. માટે કર્મબંધન કરતાં સૌએ ચેતવાનું છે. મન, વચન અને કાયા એ પણ કર્મનુંજ પરિણામ છે અને કર્મ-બંધનના કે મુક્તિના સાધનો પણ તેજ છે. તફાવત માત્ર એટલો છે કે તેનો ઉપયોગ કરતાં આવડવું જોઇએ. જ્ઞાની જે સાધનોથી મુક્તિ મેળવે છે એના એજ સાધનો વડે અજ્ઞાની બંધાય છે. સુખ દુઃખના, જન્મ જરા અને મરણના, સંપત્તિ કે વિપત્તિના, શુભ કે અશુભના અને માન કે અપમાનના કારણો કર્મ છે. અજ્ઞાની જીવ સુખ દુઃખ આપનારા સંયોગો માટે હર્ષ કે શોક કરે છે, પરંતુ જ્ઞાની તો સમજે છે કે સંયોગો તો નિમિત્ત માત્ર છે અને ખરાં કારણો તો મારા પોતાના કર્મ છે. પુન્યનો ઉદય થાય છે ત્યારે સૌ ખમાખમા કરે છે અને પાપનો ઉદય થાય છે ત્યારે સૌ ધુતકારે છે જ્ઞાની આત્મા માનથી નથી ફુલાતો કે અપમાનથી નથી દીન થતો,

તો સમજે છે કે આ બધી કર્મ રાજાની લીલા છે અને હું તો એ લીલાનો સાક્ષી માત્ર છું. આવી જેનામાં સમજ છે તેજ સાચો જૈની છે, તેજ સમ્યકત્વી છે, તેજ વિવેકી છે, તેજ વિદેહી છે અને તેજ મુમુક્ષુ છે.

"આજે મેં જે પદ ગાયું છે અને તમને લખાવ્યું છે તેમાં મેં '**સાચો જૈની કેવો હોય?**' તેના લક્ષણો દર્શાવ્યા છે એ પદ તમારા માટે દર્પણ સમાન છે. તમે સમકિતી છો કે નહિં? મુમુક્ષુ છો કે નહિં? વિવેકી છો કે નહિં? સાચા જૈનના લક્ષણો તમારામાં છે કે નહિં? એ જાણવા માટે તમારે નિત્ય સવારમાં આ પદનું સ્મરણ કરવું અને તેમાં સાચા જૈનના જે જે લક્ષણો

વર્ણવ્યા છે તે તે તમારામાં છે કે નહિં તે તમારા દિલને પૂછજો જો તમને એ લક્ષણો તમારા પોતાનામાં ન જણાય તો તે સંપાદન કરવા પ્રયત્ન કરજો. યાદ રાખજો કે આ મનુષ્ય જન્મ પુનઃ પુનઃ મળનાર નથી. આ ક્ષેત્ર મહા પુન્ય યોગેજ પ્રાપ્ત થયું છે. સત્સંગનો યોગ સર્વત્ર અને સર્વ કાળે સંભવતોજ નથી માટે આવા અપૂર્વ અવસર અને સાધનોને સાર્થક કરવા પ્રયત્ન કરજો અને દુર્લભ દેહની દુર્લભતા સમજી તેને લેખે લગાડજો.

"હવે હું સંક્ષેપમાં આ પદનો અર્થ સમજાવીશ.

"જે કર્મનું સ્વરૂપ જાણે છે તેજ સાચો જૈન છે. એવી સમજવાળો આત્મા શુભના ઉદય પ્રસંગે મનમાં ફુલાતો નથી અને અશુભના ઉદય કાલે દીન બનતો નથી. તે પોતાના જીવનના પ્રત્યેક પ્રસંગમાં શ્રી જિનરાજના વચનો ઉતારે છે અથાત્ પ્રભુની આજ્ઞાનું પાલન કરે છે. માનવ આત્માઓને તે દુશ્મન માનતો નથી પરંતુ રાગ અને દ્વેષનેજ તે પોતાના વૈરીઓ ગણે છે. તે સમભાવથી આપ ભવ સાગર સહેજે તરી પાર ઉતરે છે અને ક્ષમા રૂપી તલવાર ધારણ કરીને કર્મ રૂપી વૈરીઓને તે હણે છે.

"સાચો જૈન માતા, પિતા. પુત્ર, બંધુ, ભગિની, પતિ કે પત્નીને ભવ વૃદ્ધિના કારણો માનતો નથી, પરંતુ વિષય અને કષાયોનેજ સંસારની વૃદ્ધિના કારણો સમજે છે. દયા અને દાનમાં તે પ્રીતિ ધરાવે છે. અન્યના સુખમાં તે પોતાનું સુખ સમજે છે અને કુવાસનાઓ ઉપર તે વિજય મેળવે છે.

"તે જે કાંઇ બોલે છે તે સ્યાદ્વાદ શૈલીને અનુસરીનેજ બોલે છે. સપ્ત નય અને ચાર નિક્ષેપોનું સ્વરૂપ તે સમજે છે. શ્રી વીતરાગ ભગવાનની આજ્ઞાનું તે પ્રેમથી પાલન કરે છે અને પોતાને મુખે પોતાના વખાણ કદી કરતો નથી. તેમજ તે પારકાની નિંદા પણ

કરતો નથી. તે પોતાના દોષો કબુલ કરે છે અને અન્યના ગુણજ જુએ છે અને ગાય છે.

"તે મેવામાંજ સાચો ધર્મ સમજે છે અને બીજાને માટે પોતાના પ્રાણ પાથરે છે. સંસારમાં તે જળ કમળવત્ અલિપ્ત રહે છે અને તેની દૃષ્ટિ સદા જિનરાજ તરફજ વળેલી રહે છે. કમળ જેમ કાદવમાં પેદા થાય છે, છતાં કાદવથી તે અલિપ્ત રહે છે અને ચંદ્ર તરફજ પોતાનું લક્ષ રાખે છે, તેજ પ્રમાણે સમ્યકત્વી આત્મા આ જગત્માં જન્મે છે, જગત્ના તમામ કાર્યો કરે છે, છતાં તેની દૃષ્ટિ શ્રી જિનરાજ પ્રત્યેજ રહે છે.

"તે સત્ દેવ, ગુરૂ અને ધર્મને પીછાણે છે અને દ્રવ્ય, ગુણ અને પર્યાયના સ્વરૂપને સમજે છે. સમકિત રૂપી દિપકના પ્રકાશથી તે અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરે છે.

"સજ્જનો અને સન્નારીઓ! મેં આજે જે પદ તમને ગવરાવ્યું છે તેનો આ શબ્દાર્થ મેં તમને સમજાવ્યો હવે મારે ટુંકમાં એટલુંજ કહેવાનું છે કે જેના દિલમાં કર્મ પર વિશ્વાસ નથી તે જૈનીજ નથી. કર્મનું સ્વરૂપ સમજ્યા વિના રાગ દ્વેષથી મુક્ત થઇ શકાય જ નહિં અને કર્મનું સ્વરૂપ જાણ્યા વિના સમભાવ, શાંતિ સમતા સંભવેજ નહિં. માટે કર્મનું સ્વરૂપ સમજો, જૈન ધર્મના મર્મને જાણો, કર્મ પર અટળ શ્રદ્ધા રાખો, અને સમકિતરૂપી નૌકાથી ભવસાગર તરીને પાર ઉતરો તથા ભવિજીવોને પાર ઉતારો.

"દૃષ્ટાંતથી આ વાત સમજાવું. એક ભોજક, બ્રાહ્મણ કે તરગાળો નાટક કંપનીમાં નોકરી કરે છે. તેને પેટને ખાતર અનેક પ્રકારના વેશ ભજવવા પડે છે, છતાં તે વેશ ભજવતી વખતે તે પોતાને બરોબર પીછાણે છે. પ્રેક્ષકો ભલે તેને રાજા, રાણી, દાસ કે દાસી ગણે, પરંતુ તે પોતે તો બરાબર સમજે છે કે પોતે એમાનું

કોઈ નથી પણ ભોજક, બ્રાહ્મણ કે તરગાળોજ છે. તેજ પ્રમાણે સમકિતી આત્મા ગૃહવ્યવહાર ચલાવતી વખતે પણ પુરેપુરો સાવધ રહે છે. અંતરમાં તે સમજે છે કે કર્મરૂપી સૂત્રધારે મને સંસારરૂપી નાટકની રંગભૂમિ પર માતા, પિતા, પતિ, પત્ની, પુત્ર, પુત્રી, સાસુ, સસરો, જેઠ, જેઠાણી, દિયર, દેરાણી, સાળો, સાળી, શેઠ, નોકર, રાજા, પ્રજા વગેરે વિવિધ વેશ આપ્યા છે અને તે કર્મરૂપી સૂત્રધારની આજ્ઞા પ્રમાણે મારે ભજવવાના છે, પરંતુ વસ્તુતઃ હું એ બધા વેશથી નિરાળો છું. હું તો જ્ઞાન, દર્શન અને ચારિત્રના ગુણવાળો શુદ્ધ, બુદ્ધ, અવિનાશી, આનંદમય આત્મા છું. સુખી, દુઃખી, નાનો, મોટો, ગરીબ, તવંગર જે હું દેખાઉં છું તે હું નથી. પણ એ અવસ્થાઓથી પર નિરંજન, નિરાકાર પરમાત્મા પદને યોગ્ય અખંડ આનંદી આત્મ દ્રવ્ય હું છું.

"આવી સમજ જેને હોય તેને ત્યાં પુત્ર જન્મે તો હર્ષ ન થાય અને તે મરે તો શોક પણ ન થાય. લક્ષ્મી મળે તો ફુલાય નહિં અને જાય તો દીન પણ ન બને. તે તો કીર્તિ કે અપકીર્તિ, માન કે અપમાન, હાનિ કે વૃદ્ધિ, દરેક અવસ્થામાં સમભાવેજ રહે. જગતમાં તેને કોઇજ વૈરી ન લાગે. કર્મનેજ તે દુશ્મન ગણે. યુદ્ધ તો તે કર્મ સાથે જ કરે અને તેને હણીને મુક્તિ મેળવવા સદા પ્રયત્ન કરતો રહે. અન્યને સુખી કરવા તે પોતાનું સર્વસ્વ અર્પણ કરી દે. અહિંસા, દયા, દાન, સમભાવ, સમતા અને શાંતિમાં તે ધર્મ સમજે. જેનામાં સમતા નથી તેને તે સાધુ ન માને. જેનામાં શ્રદ્ધા નથી તેને તે શ્રાવક ન સમજે. દયા વિનાનો તે ધર્મ ન જાણે.

"છેલ્લે મારી તમને એક સુચના છે કે મારૂં આજનું વ્યાખ્યાન કદાચ તમને સ્મરણમાં ન રહે તો તેની ફીકર નહિં પણ આજનું પદ કોઈપણ વિસરશો નહિં અને તેમાં જે સાચા જૈનના

લક્ષણો દર્શાવ્યા છે તે કદિ પણ ભૂલશો નહિં. મયણા સુંદરીની માફક કર્મમાં શ્રદ્ધા રાખી જીવનને સાર્થક કરજો."

આટલું કહીને મુનિ મહારાજે મયણા સુંદરીનું ચરિત્ર સંક્ષેપમાં કહી સંભળાવ્યું અને વ્યાખ્યાન સમાપ્ત કર્યું.

શ્રોતા જનોએ મુનિ મહારાજની ત્રણ વાર જય બોલાવી અને સા "સાચો જૈની તેજ ગણાયે કર્મ સ્વરૂપ જે જાણે રે" એ પદ ગાતા ગાતા વિસર્જન થયા.



# પ્રકરણ ૧૬ મું.

—卐卐—

## કૃતજ્ઞતા.

---

"કેમ કમળા કાકી ! આજે કાંઇ અત્યારમાં તમારા પગલાં" કેશરે આશ્ચર્યથી પૂછ્યું.

"બ્હેન ! તમને ખબર છે કે નહિં ? ગામમાં બે દિવસથી એક મુનિ મહારાજ પધાર્યા છે, તેમના વ્યાખ્યાન સાંભળવા ગામની અઢારે વર્ણની પ્રજા મુસલમાન, પારસી લોકો-સુદ્ધાં આવે છે, પણ તમને ન જોયા અને હવે એકજ દિવસ ગુરૂ મહારાજ રહેવાના છે એટલે આજે તમને કહેવા આવી છું" કમળા કાકીએ જવાબ આપ્યો.

"કાકી ! પહેલે દિવસે તો મને ખબરજ નહોતી તે દિવસે રાત્રે જાણ્યું કે કોઇ અદ્‌ભૂત પ્રતિભા સંપન્ન મુનિરાજ પધાર્યા છે. પણ કાકી ! શું કરૂં ? વાડીમાં ઘઉં વાવ્યા છે એટલે આપના ભાઇ રાત્રે વાડીએજ સુવે છે. તેમને સવારમાં ખાવાનું આપવા જવુંજ જોઇએ એટલે બીજે દિવસે પણ હું ન આવી શકી. પણ હવે આજે તો અમે બન્ને આવીશું" કેશર ગેરહાજરીનો ખુલાસો કરતાં બોલી.

"વીસ વર્ષમાં અનેક મુનિઓના દર્શન કર્યા. અનેક મુનિરાજોનો સમાગમ સેવ્યો અને ઘણાં વ્યાખ્યાનો પણ સાંભળ્યા, પણ આવા મુનિ તો કોઇ જોયાજ નહિં. કોઇને ચેલાનો મોહ હોય તો કોઈ પુસ્તકો લખાવવા માગતા હોય; કોઇને પંડીતની જરૂર હોય, તો કોઇને પદવીની લાલસા હોય; કોઇને સામૈયા પસંદ હોય, તો કોઇને રચના કરાવવાનો નાદ હોય- કોઇને પુસ્તકો છપાવવાં હોય, તો કોઇને પ્રેસપતિ કે પત્રપતિ બનવાની વૃત્તિ હોય; પણ આ મુનિરાજને તો

કશી ઉપાધિજ નહિં. એમની પાસે નથી સુંદર કામળીઓ, કે નથી સરબત્તી મલમલની પછેડીઓ. એમને તો દૂરથી દેખતાંજ એ યોગી જેવા લાગે છે. ગઈ કાલે શેઠજીએ તેમને આહાર વહોરવાનું આમંત્રણ કર્યું ત્યારે તેના ઉત્તરમાં તેઓ બોલ્યા કે, ‘ તમારા વેવાઇ આવે તેમને આમંત્રણ આપજો. મારે તો જુવાર બાજરીનો એક રોટલો અને તે પણ એકજ વખત જોઇએ. એ તો ગામમાં ગમે ત્યાંથી મને મળી રહેશે. :અમુકને ઘેરથીજ મારે લેવું કે અમુકને રાજી રાખવા માટે અમુક કરવુંજ જોઇએ એવો પ્રતિબંધ હું રાખતો જ નથી. ’ શેઠજીએ કહ્યું કે, ‘ આપના જેવા મુનિરાજના પગલાં મારે ઘેર થાય તો મારૂં ઘર પાવન થાય. ’ તેના ઉત્તરમાં તેઓ બોલ્યા કે, ‘ જે ગામમાં બધા માટીના નાના ઘરો હોય અને માટીથી લીંપેલા હોય તે ગામમાં કોઇનું પથ્થર અને ચુનાનું ઘર હોય તે મોટું મનાય. જે ગામમાં વૃક્ષો ન હોય ત્યાં એક એરંડો પણ મોટા ઝાડમાં ખપે અને જે ગામમાં લોકો કરજદાર હોય ત્યાં જેની પાસે પાંચ પૈસા હોય તે પૈસાદાર મનાય છે. તેજ પ્રમાણે આ વીષમ કાળમાં દિલનો વૈરાગ્ય, સાચો ત્યાગ, નિર્મોહી દશા અને સમાન વૃત્તિવાળા મુનિઓ મળવા મુશ્કેલ હોવાથી મારા જેવા એક પેટભરૂને તમે મુનિ કહીને સંબોધ્યા. પણ મને લાગે કે તમે મુનિપદનું મહાત્મ્ય હજુ પુરૂં સમજ્યા નથી. જે મુનિપદનું સ્થાન પંચ પરમેષ્ઠીમાં છે તે મુનિપદ આજે વગોવાય છે એ કાળની બલિહારી છે. તાંબાના પૈસાને ગીની કહે તે મૂર્ખોજ હોય ને ! ભલે ગીની અપ્રાપ્ય હોય પણ તેને અભાવે પૈસાને કદિ પણ ગીની ન મનાય. હું તો ભિક્ષુ છું. મુનિમાં સત્તાવીસ ગુણો હોવા જોઇએ. મારામાં તે ક્યાં છે ? હું તો મુનિપદનો અભિલાષી છું—સાધક છું. મને મુનિ માનો કે મનાવો એ મને અયોગ્ય લાગે છે. જે ગામમાં પિતળને સોનું માને, કાચને હિરો માને અને કલઇને ચાંદી માને તે ગામમાં

મૂર્ખતાનું કેટલું પ્રમાણ હોવું જોઇએ તે તમેજ સમજી લેજો." આ સાંભળીને શેઠ તો ઠરીજ ગયા આટલી લઘુતા યોગ્યતા વિના આવવી મુશ્કેલ છે. બ્હેન ! ગામમાં તો એકે અવાજે ગુરૂરાજના ગુણ ગવાય છે. શેરીએ શેરીએ અને ઘરે ઘરે ધર્મમંદિરમાં આવોરે અને સાચો જૈની તેજ ગણાએ એ પદો ગવાય છે છોકરાઓ પણ રમતા રમતા એ પદો ગાયા કરે છે. શું સ્ત્રી કે પુરૂષ, ગરીબ કે શ્રીમંત, નાનો કે મોટો એકે અવાજે કબુલ કરે છે કે આવા જ્ઞાની મુનિ, આવા ઉપદેશક અને આવા ત્યાગી સાધુ કદી ક્યાંઇ જોયા નથી " કમળા કાકીએ કેશરને મુનિ મહારાજનો પરિચય કરાવતાં કહ્યું.

" કાકી ! ખરી વાત છે. આપ કહો છો તેમજ છે. મારી શેરીમાં સવારમાં એ પદો બધા ઘરમાં ગવાતાં મેં સાંભળ્યાં છે. પાણી ભરવા આવનારી બ્હેનો પાણી ભરતાં ભરતાં એજ ગાય છે. પાટીદાર બ્હેનો પણ છાણાં ટીપતાં કે ઘરનું વાસીદું વાળતાં એજ ગાતી સંભળાય છે. ઘંટીના ઘરઘરાટ સાથે પણ એજ ગીતો લલકારાતા સંભળાય છે. ખરેખર મુનિમહારાજની શૈલી ચમત્કારી તો ખરીજ !" કેશરે કાકીને અનુમોદન આપતાં કહ્યું.

" ઠીક ત્યારે હું જાઉં છું તો જલદી આવજે. મને હજુ ઘર આગળ થોડું કામ છે એટલે જાઉં છું. " કાકી જતાં જતાં બોલ્યાં.

" કાકી ! આજે તો હું સૌની પહેલાં પહોંચીશ. તમે આવી ગયા તે ઠીક કર્યું. " કેશરે ઉત્સાહપૂર્વક જવાબ આપ્યો

આજે મુનિમહારાજનું છેલ્લું વ્યાખ્યાન હતું. શેરીએ શેરીએથી સ્ત્રી પુરૂષોનાં ટોળાં કીડીઓની હારોની પેઠે વ્યાખ્યાન સ્થળ તરફ ઉભરાતાં હતાં. તાસ ગામની આસપાસે પણ પાંચ પાંચ ગાઉ સુધી ગુરૂરાજના સમાચાર ફરી વળ્યા હતા એટલે જાણે જાનમાં જતા

જેમ તેમ ગાડાંઓ જોડીને સેંકડો માણસો આવતા હતા. વ્યાખ્યાનમાં મનુષ્યનો સમુદ્ર હોય એવી મેદની જામી હતી.

કેશર આજે સૌથી પહેલી પહોંચી ગઈ હતી અને સૌથી આગળ જગ્યા મેળવી લીધી હતી. સમય થતાં ગુરૂરાજ પધાર્યા. સૌએ ઉભા થઇ તેમના નામની ત્રણ વાર જય બોલાવી અને વંદન કરીને જગ્યા લીધી. નિત્ય નિયમ પ્રમાણે પંચ પરમેષ્ટિનું સ્મરણ કરી મુનિમહારાજે આગલા બે દિવસોમાં શીખવેલાં પદો શ્રોતા જનો પાસે ગવરાવ્યાં. લોકો પણ હવે ગુરૂરાજની શૈલી સમજી ગયા હતા એટલે રસની ઓર જમાવટ થઇ. આ સ્વર્ગીય આનંદ નિહાળી કેશરની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. ગુરૂરાજે તે જોયું અને તેમને કેશર કાંઇક સત્પાત્ર જણાઈ. ગુરૂરાજે બે ત્રણ વખત જોયું અને તેમની ખાત્રી થઇ કે આ જીવ અધિકારી છે. જમીન સારી છે; જે વવાશે તે ઉગશે, ફાલશે, ફુલશે અને સારી રીતે ફળશે.

આજે પણ તેમણે પોતાની રીત પ્રમાણે ત્રીજું પદ ગાયું:—

( રાગ ભૈરવી—તાલ ત્રિતાલ. )

હરી અવરને હાર, એ છે શ્રી જિન શાસન સાર;
કૃતજ્ઞતા ગુણ ધારણ કરીને, કર સાર્થક અવતાર;
ઉપકારીને નજરે નિરખી, પામજે હર્ષ અપાર—એ છે. ૧
બાજરી ખાઇ ધઉં ખવરાવા, વૃત્તિ ઉરે ઉતાર;
પાણી પીને દુગ્ધ દાનનો, દે બદલો સુખકાર—એ છે. ૨
જે ચાહે છે પર, વસ્તુને, તે ભવમાં ભમનાર;
પોતાનું આપે જે પરને, તે નિશ્ચે તરનાર—એ છે. ૩
દેવું પણ લેવું નવ કોનું, કર નિત પર ઉપકાર;
કરજ કરી નવ ભવમાં ભમજે, નર ભવ નવ મળનાર—એ છે. ૪

પરનું ખાઇ ખુશી નવ થાજે, એ શિક્ષણ ન વિસાર;
લાખ પ્રકારે બદલો દેવા, કરજે મનમાં વિચાર—એ છે. ૫
સંભારી આ સૂત્ર સદા તું, જીવનમાં તે ઉતાર;
સુખકર 'શિવ' પદ પ્રાપ્તિ કાજે, તરી અવરને તાર–એ છે. ૬

એ પદ શ્રોતા જનોને લખાવીને ગવરાવ્યું. પછી ગુરૂમહારાજે પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું:—

" સજ્જનો અને સન્નારીઓ! " પ્રથમ વ્યાખ્યાનમાં હું લૌકિક અને લોકોત્તર દૃષ્ટિ સમજાવી ગયો. બીજા વ્યાખ્યાનમાં જૈનનાં લક્ષણો લેખાવી ગયો. અર્થાત્ પ્રથમ વ્યાખ્યાનમાં જીવનું સ્વરૂપ સમજાવ્યું અને બીજા વ્યાખ્યાનમાં જે તમે પહેલામાં સમજ્યા તેનાપર શ્રદ્ધા રાખવા સમજાવ્યું. હવે આજે મારે તમને તે કર્તવ્યમાં ઉતારવાનું કહેવાનું છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ મોક્ષ માર્ગ કહેવાય છે: તે પ્રમાણે પ્રથમ વ્યાખ્યાનમાં જ્ઞાન થયું. બીજામાં દર્શન શુદ્ધિ થઇ અને હવે ત્રીજામાં ચારિત્ર ગુણનો વિકાસ થવો જોઇએ.

" જગતમાં બે પ્રકારના જીવો હોય છે, એક કૃતજ્ઞી અને બીજો કૃતઘ્ની, કૃતજ્ઞી એટલે કોઇના ઉપકાર ભૂલે નહિં તે અને કૃતઘ્ની એટલે ઉપકાર ભૂલી જાય તે.

વર્તમાનકાળમાં પશ્ચિમની સંસ્કૃતિની અસરને લીધે ભારતની પ્રજા કૃતજ્ઞતા ગુણથી વંચિત થતી જતી જણાય છે, બદલાની ભાવના દિલમાં રાખવામાં આવતીજ નથી. જ્યા જુઓ ત્યાં હક્ક માગવાનીજ સૌ વાતો કરતા નજરે પડે છે. સૌ કોઇ પોતાના હક્ક માગવા નીકળ્યા છે. પત્નિ પતિ પાસે, પુત્ર પિતા પાસે, સ્ત્રીઓ પુરૂષો પાસે, પ્રજા રાજા પાસે અને રાજા પ્રજા પાસે પોતાના હક્ક લેવા પ્રયત્ન કરી રહ્યા છે, પોતાની ફરજનો વિચાર કરવાને બદલે સામાની શી ફરજ છે તેનોજ સૌ ખ્યાલ રાખે છે. પોતે ફરજ અદા

ન કરે તેની ચિંતા નથી પરંતુ સામો જો પોતાની ફરજ ચુકે તો તે દેખાડવા સૌ આકાશ પાતાળ એક કરી મૂકે છે.

" પ્રાચીન કાળમાં રાજાઓ કોઇના ઉપર પ્રસન્ન થતા તો ગામ, જમીન કે દ્રવ્ય ઇનામમાં આપતા. આજે તો સરકાર કોઇના ઉપર ખુશી થાય તો તેને જે. પી., રાવસાહેબ, સર નાઇટ, કે. સી. આઇ.: વગેરે ઇલ્કાબો આપે છે. એ ઇલ્કાબો મેળવનારને કીર્તિ સિવાય કશો લાભ મળતો નથી. એ ભાવનાની અસર પ્રજા ઉપર પણ થઈ છે અને તેથી જો કોઈ ઉપકાર કરે તો તેના બદલામાં 'થેન્કયુ' ( Thank You—આપનો ઉપકાર થયો ) એ શબ્દથી પતાવી દેવામાં આવે અને પોતાના તરફથી કોઇને કાંઈ હાનિ થઇ હોય તો 'સોરી' ( Sorry—દિલગીર છું ) શબ્દ ઉચ્ચારમાં ઇતિ કર્તવ્યતા માની લેવામાં આવે છે, ઉપકારનો બદલો વાળવાનું તો કોઈ સમજ્યુંજ નથી, તેમ નુકશાનનો બદલો વાળી આપવા પણ કોઈ તૈયાર નથી.

" કૃતજ્ઞ અને કૃતઘ્ન એવા બે શબ્દો શાસ્ત્રમાં જણાય છે. કૃતજ્ઞ એટલે કોઇએ ગુણ કર્યો હોય તો તે ભૂલવો નહિં અર્થાત્ કૃતજ્ઞી પાણી પીને દુધ પાવા તૈયાર થાય છે ત્યારે કૃતઘ્ની ઉપકાર ભુલી જાય છે અને દુધ પીને પાણી પાવાની પણ દાનત રાખતો નથી, ઉલટો હાનિ કરવા તત્પર થાય છે.

" કૃતજ્ઞતાના ગુણથી બીજા અનેક ગુણોની પ્રાપ્તિ થાય છે જ્યારે કૃતઘ્નતાના દોષથી અનેક દોષો આવી મળે છે, કૃતજ્ઞી પુરૂષ દેવ જેવા બને છે ત્યારે કૃતઘ્ની રાક્ષસી વૃત્તિઓનો સંચય કરે છે.

" પ્રાચીન કાળના ચરિત્રો વાંચતા કૃતજ્ઞીના દ્દષ્ટાંતો પગલે પગલે નજરે પડે છે. કૃતજ્ઞતાના ગુણથી તેઓ ઉત્તમ આત્માની કોટિમાં મૂકાયા છે અને સ્વપરનું કલ્યાણ કરી તેઓ જગતમાં અમર બન્યા છે. કૃતઘ્ની પુરૂષો સ્વ પરના દુઃખના નિમિત્ત બનીને

આ ભવ અને પર ભવ ગુમાવી બેઠા છે અને અધમ આત્માઓ તરીકે પ્રખ્યાત થયા છે.

"શ્રીપાલ ચરિત્રમાં ધવલ શેઠ કૃતઘ્ની હતો અને શ્રીપાલ કૃતજ્ઞી હતા. ધવલનું વર્તન જોતાં તેના પ્રત્યે તિરસ્કાર પેદા થાય છે અને શ્રીપાલનું વર્તન જોતાં તેના પ્રત્યે પૂજ્ય ભાવ જાગે છે.

"કૃતજ્ઞતાના ગુણથી આત્મા પોતાની ફરજ વિચારતાં શીખે છે અને કૃતઘ્નતાથી પોતાની ફરજ ભૂલી જાય છે. રામચંદ્ર પિતાના વચનની ખાતર રાજ્ય છોડીને વનમાં ગયા. ભીષ્મ રાજ્યનો હક્ક જતો કરીને પિતાની ખાતર બ્રહ્મચારી રહ્યા અને ભરત રાજ્ય પ્રાપ્તિથી ખુશી થવાને બદલે તપસ્વી તરીકે જીવન ગાળવા તૈયાર થયા એ બધા કૃતજ્ઞતાના ગુણને લીધે. પૂર્વે સતીઓ, મિત્રો, શિષ્યો, પુત્રો, પ્રજા જનો અને નૃપતિઓ પોતાની ફરજનોજ વિચાર કરતા તેથી તેઓના જીવનમાં દૈવી ગુણો ઝળકતા દેખાય છે. આજ કાલ તો અન્યની ફરજનો વિચાર કરવામાં આવે છે તેથી સદ્‌ગુણીને બદલે દુર્ગુણી, આનંદીને બદલે કલેશથી ભરેલા અને ઉપકારીને બદલે અપકારી થતા નજરે પડે છે.

"કૃતજ્ઞી આત્માનેજ બદલો આપવાનો વિચાર થાય છે. 'મને કોઇએ પાણી પાયું તો મારે તેને દુધ પાવું જોઇએ' એ વૃત્તિ કૃતજ્ઞી આત્મા વિના ઉત્પન્ન થઈ થઇ શકતી જ નથી.

"કૃતઘ્ની તો એમજ વિચારે છે કે કોઇએ પાણી પાયું તેમ શું થયું? તેની પાસે હતું તો તેણે પાયુ. એમાં તેણે ઉપકાર શો કર્યો? જેની પાસે હોય તેની બીજાને આપવાની ફરજ છે. આવા વિચારથી કૃતઘ્ની આત્મા ઉપકારીનો ઉપકાર માની શકતો નથી અને જ્યાં ઉપકારજ મનમાં ન વસે ત્યાં તેનો બદલો વાળવાનું સમજાય પણ શી રીતે? કોઇ શ્રીમંત ધર્મશાળા, મંદીર કે પાઠશાળા બંધાવે કે બોર્ડીંગ, કન્યાશાળા કે વિધવાશ્રમ માટે પૈસા આપે

તો કૃતઘ્ની તો એમજ કહે કે એમાં શું થયું ? તેની પાસે પૈસા છે અને તે ખર્ચે છે. તેમાં ઉપકાર શાનો થયો ? કોઇ વિદ્વાન વ્યાખ્યાન આપે, શિક્ષણ આપે, પુસ્તક લખે કે લેખ લખે તો કૃતઘ્ની તો એમજ સમજે કે એમાં શું થયું ? ભણ્યો છે તો ભણાવે છે, એમાં કોંઇ પાડ કરે છે ? આવી અધમ વૃત્તિથી તે શ્રીમંત કે વિદ્વાનના ગુણ ગાવાને બદલે કે, તેનો બદલો દેવાને બદલે તેની નિંદા કરે છે અને અવર્ણવાદ બોલે છે. પુન્ય, પાપ, પ્રભુ કે પરભવ તે માનતો નથી. કૃતઘ્નતાનો દોષ તેને એવું માનવા આપે પણ નહિં.

"કૃતજ્ઞી તો એમજ વિચારે કે કોઇનો પૈસો, કોઇની વિદ્યા કે કળાનો ઉપભોગ કરવાનો મને શો હક્ક છે ? કોઇના આયુષ્યનો લાભ લેવાનો મને શો અધિકાર છે ? મારા માટે જો કોઇ પોતાની વિદ્યા, કળા કે પૈસો વાપરે તો મારે તેનો ઉપકાર માનવોજ રહ્યો અને યથા શક્તિ મારે તેનો બદલો વાળવોજ જોઇએ. આથી તે ઉપકારીની સ્તુતિ કરે છે. તેના પ્રત્યે આદર દેખાડે છે અને તેના ઉપકારનું સ્મરણ કરી દિલમાં તેના પ્રત્યે પૂજ્યભાવ ધારણ કરે છે.

"જેનામાં કૃતજ્ઞતાનો ગુણ છે તેનામાં ગુણ દૃષ્ટિ સહેજે આવે છે અને પ્રમોદ ભાવ તો તેનામાં વાસ કરીનેજ રહે છે. સેવાનો ગુણ અને પરોપકાર વૃત્તિ તેના દિલમાં નિરંતર વસ્યાજ કરે છે. આનંદી સ્વભાવ તેને સ્વતઃ સિદ્ધ બને છે. આનંદી થવાને તેને પ્રયત્ન કરવાની જરૂર રહેતી નથી. આશા, તૃષ્ણા કે લાલસા તેને મુંઝવતી નથી. સંતોષ વૃત્તિ તેની દાસી થઇને રહે છે. ભક્તિ તો તેનામાં સહજ હોય છે. સુજનતા, સરળતા, નમ્રતા વગેરે ગુણો તેનામાં સ્વયં ખીલે છે અને તેને ગુણમૂર્તિ બનાવે છે.

"જ્યાં કૃતઘ્નતા છે ત્યાં કલેશનો નિવાસ છે. આશા, તૃષ્ણા અને લાલસા ત્યાંજ હોય છે. દોષ દૃષ્ટિ તેને સહજ હોય છે. તેના દિલમાં ઇર્ષા, મત્સરને દ્વેષની આગ સદા સળગ્યાંજ કરે છે. અભિ-

માન, દંભ ને દુર્જનતા તેને શોધવી પડતી નથી. ભક્તિ તો તેનાથી નવ ગજ દૂર નાસતી રહે છે. તે હંમેશા પોતાની સ્તુતિ અને પારકી નિંદા કરતો જણાય છે. કોઇનું સારૂં તેને દેખાતુંજ નથી કોઇનું બુરૂં બોલવું, બુરૂં ચિંતવવું અને બુરૂં કરવું તેને મન રમતજ હોય છે.

"કૃતજ્ઞતા અને કૃતઘ્નતા વચ્ચે જમીન આકાશનુ અંતર છે. જેનામાં કૃતજ્ઞતાનો ગુણ છે તે દેવ છે અને જેનામાં કૃતઘ્નતાનો દોષ છે તે દાનવ છે. જે કૃતજ્ઞી છે તે ધર્મી છે અને જે કૃતઘ્ની છે તે અધર્મી છે. કૃતજ્ઞી આત્મા જેમ ગુણોને નોતરે છે તેમ કૃતઘ્ની દુર્ગુણોને આમંત્રણ મોકલે છે. પરિણામે ગુણો કે દુર્ગુણો હાજર થાય છે અને જેનામાં જે જાતની લાયકાત હોય છે તે તે જાતની યોગ્યતા દેખાડવા પ્રયત્ન કરે છે.

"જો સંસાર સાગર સહેજે તરી પાર ઉતરવું હોય તો કૃતજ્ઞ બનજો અને જો અનંત કાળ સુધી ભવસાગરમાં ભટકવું હોય તો કૃતઘ્નો બનજો. કૃતજ્ઞતાના ગુણની પ્રાપ્તિ વિના પ્રભુ ભક્તિનો આસ્વાદ કે સત્સંગનું સુખ સંભવતુંજ નથી.

" આ પ્રમાણે હું આજે જે પદ બોલ્યો તેનો સાર છે. હવે હું સંક્ષેપમાં તેનો અર્થ સમજાવું.

પોતે કરીને બીજાને ઠારવું એ શ્રી જિન શાસ્ત્રોનો સાર છે. કૃતજ્ઞતાના ગુણનો અભ્યાસ કરીને આ અવતાર લેખે લગાડો. ઉપકારીને દેખીને આનંદ પામો.

" કોઇ બાજરાનો રોટલો ખવરાવે તો તેને ઘઉંની રોટલી ખવરાવવાની ભાવના રાખો. કોઇનું પાણી પાને તેને દુધ પીવરાવી બદલો આપો.

" જે પારકી વસ્તુ ચાહે છે તે ભવમાં ભમશે. જે પોતાની બીજાને આપશે તે ભવસાગર તરશે.

આપવું ખરૂં પણ લેવાની વૃત્તિ ન રાખવી. અન્ય ઉપર સદા ઉપકાર કરવો. કરજ કરવું નહિં, કેમકે આ નર ભવ ફરી ફરી મળનાર નથી.

“ બીજાનું ખાઈને ખુશી ન થશો. એ સુબોધ સદા સ્મરણમાં રાખો. લાખ પ્રકારે બદલો દેવા સદા મનમાં વિચાર કરજો.

આ સૂત્ર સંભારી જીવનમાં ઉતારજો અને મુક્ત થવા પોતે તરજો અને બીજાને તારજો.

“ સજ્જનો અને સન્નારીઓ ! શ્રી મહાવીર ભગવાને તેમના ગૌતમ, સુધર્મા આદિ ગણધરોને જે બોધ આપ્યો છે અને ગણ-ધરોએ જે આગમમાં ઉતાર્યો છે તે સર્વનો સાર હું તમને અડધા ચરણમાં કહી દેવા માગુ છું. એ જો તમને સમજાઈ જાય તો પછી બીજું કાંઇ જાણવાની તમારે કડાકુટ રહે નહિં. તેનાથી તમે આ અપાર ભવસાગર તરી જાઓ, એટલુંજ નહિં પણ અનેક ભવ્ય જીવોને તારી શકો. તમે જાણવા આતુર હશો કે એવું અડધું ચરણ તે શું હશે ? તે ચરણ ‘ ઠરી અવરને ઠાર ’ એ છે એ અડધા ચરણમાં પીસતાળીસ આગમનું તત્વ આવી જાય છે. પુરાણો, વેદો, ઉપનીષદો અને હજારો નહિં બલકે લાખો ગ્રંથોમાં જે કહેવામાં આવ્યું છે તેનો સાર આ અડધા ચરણમાં આવી જાય છે. અહિં-સાદિ પાંચે મહાવ્રતોનો એમાં સમાવેશ થઇ જાય છે. તેમજ ભકિત યોગ, જ્ઞાનયોગ અને કર્મયોગનો સાર પણ એમાં આવી જાય છે.

“ માનવ જન્મ મુક્તિ માટે મળ્યો છે. જે પોતે દિલમાં ઠર્યો છે અને બીજાને ઠારે છે તે અવશ્ય મોક્ષ મેળવે છે. દયા, પ્રેમ, સ્નેહના સર્વ સિદ્ધાંતોનો તેમાં સમાવેશ થઇ જાય છે, જેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો છે કે મારે આ જીવનમાં કોઇને દુઃખ નથી દેવું, પીડા નથી પમાડવી એ આત્મા દુઃખી થાયજ શેનો ? એ તો આ-પીને લેવું અને વાવીને લણવું છે. આ કલિયુગ નથી પણ કરયુગ છે.

એક હાથે આપીને બીજે હાથે લેવાનું છે. જેવું તમને સુખ વહાલું છે તેવુંજ સૈ જીવોને સુખ પ્રિય છે. તમે જેમ દુઃખ દેખીને દૂર ભાગોછો તેજ પ્રમાણે સહુ જીવો દુઃખથી ત્રાસે છે અને દૂર નાસે છે.

“ માટે આંજે તમે સૌ નિશ્ચય કરો કે આજથી કોઇને ગાળ ન દેવી, કોઇની નિંદા ન કરવી, કોઇને માથે આળ ન ચડાવવું, કોઈનું બુરૂં ન ચિંતવવું, કોઇનું બુરૂં ન બોલવું અને કોઇનું બુરૂં ન કરવું, કોઇ પાણી પાય તો તેને દુધ પાવું અને કોઇ બાજરો ખવરાવે તો તેને ઘઉં ખવરાવવા. કોઇનું લઇને ખુશી ન થવું પણ આપીને પ્રસન્ન થવું. આટલો જો તમે મનમાં નિશ્ચય કરો તો મારૂં કહેવું અને તમારૂં સાંભળવું બન્ને સાર્થક થાય.

“ હરિશ્ચંદ્ર કે યુધિષ્ટિરની વાતોથી તમે નહિં તરો, એ તો માથું વાઢે તે માલ કાઢે. ખાય તેની ક્ષુધા જાય . પીએ તેની તૃષા છીપે. રામચંદ્ર, ભીષ્મ અને અર્જુનના ગુણ સંભારી પોતાના જીવનમાં એ ગુણો ઉતારવાનો પ્રયત્ન કરવો.

“ કોઇનું લઇને બદલો આપવો એ કાંઈ નવું નથી. કુદરતનો કાયદોજ એવો છે કે એક ગણું લઇને હજાર ગણું આપવું. જમીનને તમે એક દાણો આપો છો તો તેના બદલામાં જમીન તમને હજાર ઘણો દાણો આપે છે. ગાંય માતાને તમે ઘાસ ખવરાવો છો તો તેના બદલામાં તે તમને દુધ આપે છે, પશુ, પક્ષી અને વનસ્પતિ સુદ્ધાં તમને સેવાનો સદુપદેશ શીખવે છે. આંબાને પત્થર મારો તો પણ તે તમને મીઠી કેરી આપે છે. શું માનવી વૃક્ષોથી પણ ગયો ? એને કોઇ ગાળ આપે તો તે મારવા તૈયાર થાય છે. વનસ્પતિ અને માનવીમાં શ્રેષ્ઠ કોણ તેનો તમેજ વિચાર કરો.

“ કોઇના ગુણ જોવા, કોઇનું સારૂં કહેવું, કોઇનો ઉપકાર માંનવો, કોઈના દોષ ન જોવા, કોઈનું બુરૂં ન બોલવું, કોઈની નિંદા ન કરવી અને કોઇનાપર આળ ન ચડાવવી એમાં કાંઇ ભારે

મહેનતનું કામ છે એમ પણ નથી, આટલું તો એક બાળક પણ કરી શકે; વૃદ્ધ ડોસો કે ડોસી પણ કરી શકે; અભણ, મજુર કે ખેડુત પણ કરી શકે. એમાં કરવાપણું છેજ શું ? માત્ર એટલું સમજવું જોઇએ કે મન, વચન અને કાયા મને જે મળ્યા છે તે સ્વ તેમજ પરના કલ્યાણ માટે મળ્યા છે, સ્વપરને શાંતિ આપવા મળ્યા છે અને સ્વપરના સુખ માટે મારે તેનો ઉપયોગ કરવો જોઈએ. આટલી સમજ જેનામાં નથી તે માનવી નથી પણ પશુ છે.

" જે મન, વચન અને કાયાનો સદુપયોગ કરીને હજારો નહિ બલકે લાખો આત્માઓ આ ભવસાગર તરી ગયા છે અને કરોડોના તારનાર બન્યા છે, તેજ મન, વચન અને કાયાને યોગે મૂઢ આત્માઓ પોતે ભવસાગરમાં ડુબે છે અને બીજાને ડુબાડે છે.

" ઠરી આવરને ઠાર એ પંક્તિ તમારા હૃદયપટ પર કોતરી રાખજો. તેને પળે પળે સંભારજો, તેના ફાયદા વિચારજો, જીવનમાં ઉતારજો અને તરજો અને તારજો.

" આજે મારૂં ત્રીજું વ્યાખ્યાન પુરૂં થાય છે. મેં જે કાંઇ સદ્‌ગુરૂ પાસેથી મેળવ્યું છે, હું સત્સંગ દ્વારા જે કાંઇ સમજ્યો છું અને શાસ્ત્રોના અભ્યાસથી તેમજ પોતાના અનુભવથી મેં જે નિર્ણયો કર્યા છે તે મારા ત્રણે વ્યાખ્યાનોમાં આવી જાય છે. જો કે હજુ કહેવાનું ઘણું છે, વર્ષો સુધી કહું તોપણ ખુટે તેમ નથી, છતાં એ ત્રણે વ્યાખ્યાનોમાં જે કાંઇ કહ્યું છે એ જો કોઇ ભવિ જીવ જીવનમાં મુકે તો એનું જીવન આખું પલટાઇ જાય. એ પોતે શાંત અને સુખી બની જાય, તેના ઘરમાં શાંતિ અને સુખનો વાસ થાય અને જે જે જીવો તેના પ્રસંગમાં આવે તેઓ પણ શાંતિ અને સુખ પામે એમાં લેશ પણ શંકા નથી.

" મારા વ્યાખ્યાનોમાં કોઇને કાંઇ શંકા હોય કે કાંઈ પૂછવાનું હોય તો સુખે પૂછો. આ ત્રણ દિવસમાં તમે તમારા ઘરની

મૂકીને અહિં હાજરી આપી છે તેમાં તમે તમારી પરમાર્થ પ્રીતિ પુરવાર કરી આપી છે, પરંતુ જો અહિં સાંભળેલું અહિંજ રહેશે અને તમે તે સાથે નહિં લઇ જાવ તો તમારી અને મારી મહેનત વૃથા જશે.

" ત્રણ દિવસમાં મારાથી જે કાંઇ તમારી સેવા થઈ હોય તમને શાંતિ મળી હોય કે તમને કાંઇ જાણવા મળ્યું હોય તો તે બદલ ઉપકાર મારા પ્રભુનો, મારા ગુરૂનો અને વહાલા સંતોનો સમજજો. અને જો કાંઇ દુઃખ થયું હોય, કંટાળો આવ્યો હોય કે તમારો સમય વૃથા ગયો હોય એમ લાગે તો તેનું નિમિત્ત મને ગણજો.

" દેહના સંબંધ ક્ષણિક છે કેમકે દેહ ક્ષણભંગુર છે. આત્મિક સંબંધજ નિત્ય છે કારણ કે આત્મા નિત્ય છે. માટે આપણો ધાર્મિક સંબંધ સંભારજો અને દિલમાં જેમ સગા સંબંધીઓ માટે સ્થાન રાખો છો તેજ પ્રમાણે મારા માટે, મારા પ્રભુ માટે, મારા ગુરૂ માટે અને સંતો માટે સ્થાન જરૂર રાખજો. "

આટલું કહી ગુરૂજીએ પોતાનું છેલ્લું વ્યાખ્યાન સમાપ્ત કર્યું. તેમના છેલ્લા શબ્દોએ સૌને પીગળાવ્યા. સૌની આંખો સ્નેહના આંસુઓથી ભરાવા લાગી. આજનું અપૂર્વ વ્યાખ્યાન સૌએ અપૂર્વ પ્રેમથી સાંભળ્યું હતું.

કેશર તો આવી ત્યારથીજ ગુરૂજીના વચનોમાં લીન થઇ ગઇ હતી. તેને તો એમજ લાગતું હતું કે ગુરૂજી બધું મનેજ ઉદ્દેશીને કહી રહ્યા છે. શબ્દે શબ્દને તે પોતાના દિલસાં જડી લેતી હતી અને તે શબ્દો જીવનમાં ઉતારવાનો નિશ્ચય ઘડતી જતી હતી.

ગુરૂજીએ પણ કેશરની વૃત્તિ જોઇ ત્યારથી આખા વ્યાખ્યાનમાં તેના પ્રત્યે જોયાજ કરતા હતા. તેમને પણ કેશરનો અધિકારી આત્મા જણાયો હોય તેમ જાણે તેને સંબોધીનેજ બોધ આપતા હતા.

પ્રથમના બે પદો કરતાં આજના પદમાં વિશેષતા હતા. પહેલા

બે પદો સામાન્ય હતાં પરંતુ **હરી અવરને ઠાર** એ પદ તો જાણે કોઇને ઉદ્દેશીને કહેતા હોય એમ લાગતું હતું અને કેશર તો તે પોતાને ઉદ્દેશીનેજ કહેવાતું હોય એમ માનતી હતી.

વ્યાખ્યાન પુરૂં થયા પછી કેશર ઉભી થઈ અને ગુરૂજી પાસે જઈ, કરકમળ જોડી ગુરૂજીને ત્રણવાર વંદન કર્યું અને વિનયપૂર્વક બોલી.

ગુરૂજી! મારા જીવનમાં આ પ્રથમ વારજ વ્યાખ્યાન સાંભળ્યું છે. હું તો મૂર્ખ છું. ઘરના અને ખેતીના કામમાંજ રાત દિવસ રોકાયેલી રહું છું. આપના પ્રથમના બે વ્યાખ્યાનો સાંભળવાનો તો મને યોગજ સાંપડયો નહોતો. હું કાંઈ બે અક્ષર ભણી છું અને તેથી આપનું પદ મેં ઉતારી લીધું એ પદ હું મારા હૃદયપટ પર કોતરી રાખીશ અને નત્ય સવારમાં તેનું સ્મરણ કરીને તે મારા જીવનમાં ઉતારવા પ્રયત્ન કરીશ.

" આજથી હું આપને મારા ગુરૂ ગણું છું. આપના ઈષ્ટદેવ તે મારા ઇષ્ટદેવ માનું છું અને આપની આજ્ઞા તે મારે મન ધમ સમજું છું.

" કૃપાળુ! આપના તો ગામે ગામ ભક્તો છે અને થશે પણ આ રંક કેશર પ્રત્યે પણ અમી દ્રષ્ટિ રાખજો. જો કે આપના દિલમાં તો સૌ પ્રત્યે સમાન વૃત્તિ છે, છતાં હું પામર છું તેથી મારાથી એમ કહેવાઇ જવાય છે

" આજના વ્યાખ્યાન શ્રવણથી મારા અંગે અંગમાં આનંદ વ્યાપી ગયો છે. મારા માટે તો આ એક વ્યાખ્યાન પણ બસ છે. જો આટલા સદ્બોધથી હું ન તરૂં તો પછી મારા માટે બીજો માર્ગજ નથી એમ હું માનું છું.

" દયાળુ! મને આપ ત્રણ પ્રકારની બાધા આપો જો કે વ્યાખ્યાન સાંભળતી વખતેજ મેં મન સાથે તો પ્રતિજ્ઞા કરી લીધી છે.

પરંતુ ગુરૂ પાસે લીધેલી પ્રતિજ્ઞામાં વધારે બળ હોય છે; કારણ કે એમાં ગુરૂના આશીર્વાદનું બળ મળે છે. તેથી હું આપની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે,

૧. આજથી હું કોઇને ગાળ આપીશ નહિ.

૨. આજથી હું કોઈની નિંદા કરીશ નહિ.

૩. આજથી હું ઉપકારીનો ઉપકાર કદિ ભુલીશ નહિ અને યથાશક્તિ બદલો વાળવા પ્રયત્ન કરીશ.

ગુરૂજીએ કેશરની માગણી કબુલ રાખી અને પ્રસન્નતાથી સંમતિ આપતાં કહ્યું કે "કેશરબાઇ! શાકભાજી નહિ ખાવાની બાધા લેવી અને પાળવી બહુ સહેલી છે, આંબીલ એકાશન કે ઉપવાસ કરવા પણ સુગમ છે, પરંતુ તમે જે બાધાઓ લીધી છે તે પાળવી કઠણ છે. માટે બાધા લેતી વખતે જે વીરતા દેખાડી છે તેવી જ વીરતા ને પાળવામાં રાખજો. મારા તમને આશીર્વાદ છે કે આ ત્રણે બાધાઓ તમારૂં જીવન પલટાવી દેશે, તમે સુખી થશો અને આ બાધાઓ મુક્તિ માટે નાવની ગરજ સારશે. મારા તમને અંતરના આશીર્વાદ છે કે બાધાઓ પાળવામાં તમને કષ્ટ પડશે નહિ અને તમે સ્વ તેમજ પરના કલ્યાણનાં નિમિત્ત બનશો."

"ખરૂં પૂછો તો મેં તમને જોયા ત્યારથી જાણે તમે કોઇ અધિકારી આત્મા હો એવો મારા દિલમાં ભાસ થયો હતો અને મારી ખાત્રી છે કે સત્પાત્ર વિના મારી નજર ખેંચાય જ નહિ. મારી એ ગણત્રી સાચી પડેલી જોઇને મને પરમ સંતોષ થાય છે."

કેશરબાઇએ બાધાઓ લીધી તેથી સૌને સંતોષ થયો અને પોતાની પામરતા માટે સૌના મનમાં પસ્તાવો થયો.

છેલ્લે મુનિરાજની ત્રણ વાર જય બોલાવી, પુનઃ દર્શનનો લાભ આપવાની પ્રાર્થના કરી સૌ શ્રોતાજનો પોતપોતાને ઘેર વિદાય થયા.

આજે ઘેર ઘેર કેશરની જ કથા ચાલી. જૈનો તો કેશરબાઇએ જૈનધર્મ સ્વીકાર્યો તેથી ખુશખુશ થઇ ગયા. માત્ર પાટીદાર કોમને તે વાત ગમી નહિ. કેશરે ધર્મ બદલ્યો તેથી પાટીદાર કોમ તેના પ્રત્યે રોષે ભરાઇ અને કોઇ કોઈ તો કેશરની નિંદા પણ કરવા લાગ્યા.

ગામમાં આજે ઘેરેઘેર કેશરબાઇની કથા અને **ઠરી અવરને ઠાર** એની જ ચર્ચા ચાલતી હતી. કેશરબાઇના દિલમાં તો શું પણ તેના દેહના અણુએ અણુમાં **ઠરી અવરને ઠાર** એ લખાઈ ગયું હતું. તેને તો ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં, હાલતાં ચાલતાં, રસોઇનું કે ખેતીનું ગમે તે કામ કરતાં **ઠરી અવરને ઠાર**ની જ ધુન લાગી રહી હતી.

આજના વ્યાખ્યાનમાં તેનો પતિ દેવો પણ હાજર હતો. કેશરે બાધાઓ લીધી તેથી તે ખુશ થયો, જો કે કેશર જૈન ધર્મી બની તે માટે તેને આનંદ કે ખેદ કશું ન થયું. તે તો મધ્યસ્થ રહ્યો. કોઈ બીજા પાટીદારો એને એ વિષે કાંઇ કહેતા તો તે એક જ જવાબ આપતો કે "ધર્મ ઉપર કોઈની સત્તા ન હોય. એ તો આત્મિક પંથ છે અને સૌ સૌની મુખત્યારીનો સવાલ છે. દેવ, ગુરૂ અને ધર્મ કોને માનવા એમાં કોઇએ માથું મારવું ન જોઇએ એમ હું માનું છું." તેનો આવો ઉત્તર સાંભળી સૌ નિરૂત્તર થઈ જતા.

તાસ ગામમાં તેમજ આસપાસનાં ગામડાંઓમાં એકજ દિવસમાં કેશરબાઇની **કેશરબાઇ જૈની**ના નામથી પ્રખ્યાતિ થઇ.



# પ્રકરણ ૧૭ મું

## સ્વપ્ન દર્શન

મુનિરાજ શ્રી ચિદાનંદ મહારાજ વિહાર કરી ગયા. જાણે સૂર્યાસ્ત થઈ ગયો હોય એવી સ્થિતિ તાસ ગામની થઇ પડી. લોકોને તે દિવસે સર્વત્ર શુનકાર જણાવા લાગ્યું. મુનિરાજની મનોહર શાંત મુખમુદ્રા, તેમની અપૂર્વ વ્યાખ્યાનશૈલી, કોકીલ સમાન તેમનો મધુર કંઠ, તેમનું રાગરાગણી અને તાલસુરનું જ્ઞાન, તેમની સમજાવવાની શક્તિ, તેમનો અનુભવ, તેમની મધ્યસ્થતા, નમ્રતા આદિ ગુણો સૌને સાંભરવા લાગ્યા. ગામમાં જ્યાં બેચાર સ્ત્રી કે પુરૂષો એકઠા મળ્યા હોય ત્યાં મુનિરાજની વાત થતી. બાળકો અને બાલિકાઓના મુખમાંથી પણ **ઘટ મંદિરમાં આવો રે, સાચો જૈની તે જ ગણાયે** અને **ઠરી અવરને ઠાર** એ ત્રણમાંનું એકાદું પદ સાંભળવામાં આવે જ આવે.

રાત્રિ પડી. કેશરબાઇ પોતાનું ઘરકામ આટોપી બિછાને ગઇ. ગુરૂરાજના ઉપદેશનું રટન તેના દિલમાં થતું હતું અને કામથી પરવારતાં તેનું પુનઃ સ્મરણ કરી **ઠરી અવરને ઠાર** એ પદ મુખપાઠ કર્યું. તેનું રહસ્ય દિલમાં ઉતાર્યું અને તે પ્રમાણે જીવનમાં ઉતારવાનો નિર્ણય કર્યો.

છેક મોડી રાત્રે કેશરબાઇને ઉંઘ આવી અને થોડી જ વારે તેને સ્વપ્ન આવ્યું. તેમાં તેણે ગુરૂરાજનાં દર્શન કર્યાં. જાણે પોતે તેમને વંદન કરતી હોય અને તેઓ જાણે તેને આશીર્વાદ આપતા

હોય અને ઠરી અવરને ઠારનું પદ સંભળાવી સુબોધ આપતા હોય એવું ચિત્ર તેની દષ્ટિમાં ખડું થયું. તેને લાગ્યું કે ગુરૂરાજ તેને લીધેલી બાધાઓ પાળવા ચેતવણી આપતા જાણે એમ કહેતા હોય કે "કેશર! લાડુ, મેસુર કે જલેબી–ગાંઠીયાની વાતો કરવાથી પેટ નથી ભરાતું. પાણીની વાતો કરવાથી તૃષા નથી મટતી, ગામની વાત કરવાથી પંથ નથી કપાતા. એ તો ખાવાથી પેટ ભરાય, પાણી પીએ તો તરસ છીપે અને ચાલીએ તો પંથ કપાય. તે જ પ્રમાણે માત્ર આગમનાં વચનો સંભારવાથી કાંઇ લાભ નથી થતો. જેણે ગુરૂનો બોધ જીવનમાં ઉતાર્યો છે તેનાં જ જીવન પલટાયાં છે. તું પણ માત્ર ઉપદેશ યાદ કર્યા કરે કે પદ ગોખ્યા કરે તેમાં કાંઇ નહિ વળે. એ બોધની કિંમત તો તેનો અમલ કરવામાં છે. શીશીઓ ઉપર દવાનાં નામ વાંચી જવાથી રોગ નથી મટતો. તે જ પ્રમાણે ગાથાઓ સંભારી જવાથી અંતર શુદ્ધિ નથી થતી."

કેશર જાણે તેનો જવાબ દેતી હોય કે "પ્રભુ! આપનો એક પણ શબ્દ વૃથા જવા નહિ દઉં. આપ વિશ્વાસ રાખજો કે એ સદ્‌-બોધરૂપી બીજ વાવીને તેનો સુંદર બાગ બનાવીશ અને તેની શીતળ છાયા અને મધુરાં ફળોનો જગતને યથાશક્તિ લાભ આપીશ."

કેશરને ગુરૂરાજ સામી ભીંત તરફ આંગળી કરી કાંઇ દેખાડતા હોય એમ લાગ્યું. કેશરને કેટલાક ભયંકર પ્રસંગો દેખાયા:—

એક બાર વર્ષની બાળાને મોટ વર્ષના ડોસા સાથે પરણતી જોઇ. બાઇઓ ગીતો ગાતી હતી અને પુરૂષો મંડપમાં બેસી હાસ્ય-વિનોદ કરતા હતા.

એક પંદર વર્ષની બાળાનાં બાર વર્ષનાં બાળક સાથે લગ્ન થતાં દેખાયાં.

એક બાર વર્ષની વિધવા શૃંગાર સજતી નજરે પડી.

એક સાસુ પોતાની પુત્રવધૂને તપાવેલા તાવીતાથી ડામ દેતી જોતાં કેશર જાણે કમકમી ઉઠી.

એક પુત્રવધૂના અપમાનથી એક વૃદ્ધ સાસુ ઘરમાંથી બહાર નીકળતી જોઇ.

એક અંગ્રેજી ભણેલા યુવાનનાં માતાપિતા દુઃખી દેખાયાં.

એક નાનો ભાઇ મોટા ભાઇની છાતીપર ચડી બેઠેલો દેખાયો.

એક દુઃખી વિધવાને પેટની ખાતર કમાર્ગે જતી જોઇ કેશરે ઉંડો નિશાસો નાખ્યો.

એક વિધવાને પોતાના એક દિવસના બાળકને ગુંગળાવી મારતી જોઇને તો કેસર જાણે રડી પડી.

તેણે માબાપ વગરનાં બાળકો, માંદા વૃદ્ધ ડોસા-ડોસીઓ, આંધળા, લુલા, લંગડા, રસ્તામાં રઝળતા રખડતા નિહાળ્યા; દેરાણી, જેઠાણી, નણંદ, ભોજાઇ, સાસુ, વહુ, પિતા, પુત્ર, ભાઇઓ અને પાડોસીઓમાં કજીયા કંકાસના દેખાવો જોયા અને છેલ્લે ગધેડાપર અંબાડી જોઇ.

સ્વપ્નું આગળ ચાલ્યું અને કેશરને જાણે ગુરૂજી પૂછતા જણાયા કે, “કેમ કેશર! શું વિચારમાં પડી ગઇ? કેમ બોલતી નથી?”

કેશરે ઉત્તર આપ્યો, “પ્રભુ! સંસારનું સ્વરૂપ સમજી અને મારૂં કર્તવ્ય પણ સમજી. આપે બોલ્યા વિના એક ઘડીમાં મારાં અંતરપટ ઉઘાડયાં. મારે શું કરવું જોઇએ તેનો મને પુરેપુરો ખ્યાલ આવ્યો છે. **ઠરી અવરને ઠાર** એ પદની સાર્થકતા કરવાનો બોધ આપવા આપશ્રીએ મને આ ચિત્રો દેખાડયાં છે તે હું સમજી. બધા પ્રસંગો, તેનાં કારણો અને મારૂં કર્તવ્ય બરાબર સમજાયું; પરંતુ છેલ્લો પ્રસંગ ન સમજાયો. ગધેડા ઉપર અંબાડીનો અર્થ હું ન સમજી શકી તેમજ એ સંબંધી મારૂં કર્તવ્ય પણ ન સમજી.”

ગુરૂજીએ ગંભીરતાથી કહ્યું કે, " હું ધારતો જ હતો કે તું એ પ્રસંગ નહિ સમજી શકે. સાંભળ ત્યારેઃ–અપાત્ર આત્મા એ ગધેડો સમજવો અને મુનિપદ ( ચારિત્ર ) એ અંબાડી સમજવી. અંબાડી તો હાથીપર જ શોભે, એ તો સૌ કોઇ સમજે છે. તેજ પ્રમાણે દિક્ષાને સત્પાત્રજ શોભાવે. અધમ અન–અધિકારી આત્મા તો તેને લજાવે અને વગોવે. સાંપ્રત કાળમાં ગીતાર્થ ગુરૂના અભાવે ઠેર ઠેર દુઃખદ સ્થિતિ જોવામાં આવે છે. મુનિપદને યોગ્ય આત્માઓ તો વિરલા જ જણાય છે. જ્યાં જુઓ ત્યાં માન પાનની મારામારી, પદવીઓ માટે પ્રપંચો, ચેલા ચેલી માટે ઝગડા, તીર્થો અને મંદિરો માટે કલેશો, સંઘાડા, ગચ્છ અને સંપ્રદાયની મોટાઇની મારામારી–એ આવા અપાત્ર આત્માઓ જ કરાવે છે. જેમ સરોવરમાં આગ ન સંભવે તેમ મુનિમાં ક્રોધ, રોષ, ઈર્ષા કે મત્સર ન હોય. તે તો ક્ષમાનો સાગર હોય અને તેટલા માટે જ મુનિ ક્ષમાશ્રમણ કહેવાય છે. પણ સાંપ્રત કાળમાં ગુરૂઓ જેમ અભણ છે તે જ પ્રમાણે શ્રાવકો પણ વિત્તઘેલા બનેલા છે અને તેમને કર્તવ્યધર્મનો પણ ખ્યાલ નથી. તારૂં મૂખ્ય કર્તવ્ય એ છે કે મુનિવર્ગનો મર્મ સમજી લોકોને તેથી જાણકાર બનાવવા અને અયોગ્ય આત્માઓ દિક્ષા ગ્રહણ ન કરે તે વિષે લોકોને સાવધ કરવા; કેમકે નહિ તો જિનશાસનની હેલણા થાય છે."

કેશરે આદરથી કહ્યું, " પ્રભુ ! હવે હું એ ચિત્રનું રહસ્ય સમજી અને મારૂં કર્તવ્ય પણ સમજી. કૃપા કરીને પુનઃ એક વાર તાસ ગામમાં પધારજો. તે વખતે હું મારા કર્મનો હિસાબ આપીશ. સિદ્ધાંતો જેવા હું સમજી છું તેવા અન્યને સમજાવવા પ્રયત્ન કરીશ, હું તેનું પાલન કરીશ અને બીજાને તેનું પાલન કરવા તરફ દોરીશ. પોતે ઠરીશ અને બીજાને ઠારીશ. હું તરીશ અને બીજાઓને તારવા યથાશક્તિ પ્રયત્ન કરીશ. પ્રભુ ! માનવજન્મ લેખે લગાડવા, સત્સંગ સાર્થક કરવા, પ્રભુ વીર અને તેમના દૈવી સંદેશાનો પ્રજાને પીછાન

કરાવવા યથામતિ, યથાશક્તિ પ્રયત્ન કરીશ. પ્રભુ! આપ મારે પુન્યેજ પધાર્યાં છો. ખરેખર, હું તો કૃતકૃત્ય થઇ છું. પ્રભુ! અમી દૃષ્ટિથી નિહાળજો અને ભૂલું તો પુનઃ પુનઃ ચેતવજો—ઉગારજો—ઉદ્ધારજો."

છેલ્લા ઉદ્‌ગારોની સાથે કેશરની આંખ ઉઘડી ગઈ. તેની સ્વપ્ન-સૃષ્ટિનો વિલય થઇ ગયો. આમ છતાં તેણે સ્વપ્નમાં જે દૃશ્યો જોયાં હતાં અને તેમાંથી પોતાનું જે કર્તવ્ય તેને સમજાયું હતું તે તેના સ્મરણપટપરથી ખસ્યું નહોતું. સ્વપ્નમાંથી પણ તેણે સાર ગ્રહણ કર્યો અને પ્રભુસ્મરણ કર્યું.



# પ્રકરણ ૧૮ મું

## કેશરની કૃતજ્ઞતા

"કેમ કમળા કાકી! શું કરો છો?" બહારથી જ કેશરે પડકાર કર્યો.

"ઓહો! આજે સવારમાં કાંઇ ભૂલાં પડયાં?" કમળા કાકીએ આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

"અરે! પણ આ શું કરે છે? આ શ્રીફળ શું અને પગે લાગવાનું શું? આ બધો શો તમાશો કરે છે?" કમળાના ચરણે શ્રીફળ ધરીને તેમને પગે લાગતી કેશરને તેમણે વિશેષ આશ્ચર્યથી પૂછ્યું.

"કાકી! એમાં આશ્ચર્ય પામવાનું કાંઇ નથી. આજે મારો જન્મદિવસ છે અને તમે મને ધર્મમાં જોડનારાં છો. વડીલ છો અને ઉપકારી છો. ગુરૂજીની આજ્ઞા છે કે ઉપકારીનો ઉપકાર કદાપિ નહિ વિસરવો. તેથી મેં જે કાંઇ કર્યું છે તે યોગ્યજ કર્યું છે અને બરાબર સમજીને જ કર્યું છે." કેશર પોતાના કૃતજ્ઞી દિલનું દર્શન કરાવતી બોલી.

"પણ આજે તો મહા શુદ પાંચમ છે અને તારો જન્મ તો જેઠ વદ અગ્યારસનો છે!" કમળાએ કેશરની ભૂલ સુધારતાં કહ્યું.

"કાકી! હું ભૂલી નથી. જેઠ વદ અગ્યારસ તો મારા શરીરના જન્મનો દિવસ છે પણ આજે તો મારા આત્માનો જન્મદિવસ છે. દેહનો જન્મોત્સવ તો પામરો કરે. હું તો આત્માનો જન્મોત્સવ કરવા આવી છું. ગુરૂ મહારાજનાં દર્શન કર્યાંને અને તેમનાં

વચનામૃતનું પાન કર્યાને આજે બરોબર એક વર્ષ થયું. તે દિવસથીજ હું મારા આત્માનો જન્મ ગણું છું" કેશરે પોતાની માન્યતા વ્યક્ત કરી.

"બ્હેન! તું તો હવે ઉંડું ઉંડું જોવા શીખી છે. આલંકારિક ભાષા બોલવા લાગી છે અને તત્વ ઉપર દૃષ્ટિ રાખતી દેખાય છે મને બહુ આનંદ થાય છે. પણ હું તને પૂછું છું કે બાધાઓ પાળવામાં બાર મહિનામાં ક્યાંઇ ભૂલ તો પડી નથી ને? ને વર્ષમાં શું સંપાદન કર્યું? એનો હિસાબ કર્યો?" કમળા શીખામણ આપતાં બોલી.

'કાકી! ગઇ રાત્રે મેં ગયા વર્ષનું સરવૈયું કાઢયું હતું. આજ સુધી તો બાધાઓ બરાબર પાળી શકી છું. પણ તેમાં તો હું ગુરૂરાજનો જ ઉપકાર માનું છું; કેમકે સવારમાં ઉઠતાંવંતજ **ઠરી અવરને ઠાર** એ પદનું સ્મરણ કરી ગુરૂજીની આજ્ઞા યાદ કરૂં છું અને તેથી તેનો સતત અભ્યાસ અને ઉપયોગ થયા કરે છે. ગુરૂજી વિહાર કરી ગયા ત્યારે તો બહુ વસમું લાગ્યું હતું, પરંતુ પછી વાંચવામાં મન પરોવ્યું અને થોડા વખત પછી મારા પડોશમાં મારા એક ભાઇ વલ્લભ રહે છે તેમને ભજનો ઘણાં આવડે છે, તેથી તેમની પાસેથી કબીરજી, મીરાંબાઇ, નરસિંહ મહેતા અને સુરદાસજીનાં કેટલાંક ભજનો મોઢે કર્યાં. એ ભાઇએ મને કહ્યું કે જે પીંગળ ભણે તે કવિતા પણ બનાવી શકે. એટલે અહિંની નિશાળના હેડમાસ્તર બેચરદાસ પાસેથી પીંગળનો અભ્યાસ કર્યો અને દોહરા, ચોપાઇ, ભુજંગી, હરિગીત, મનહર વગેરે છંદોમાં કેટલીક કવિતાઓ પણ બનાવી છે. એ કવિતા કોઇને દેખાડતાં મને શરમ થાય છે કારણ કે એ કવિતાઓમાં ભાષાની સુંદરતા કે ઝડઝમક જરાયે નથી, પરંતુ મારા દિલના ભાવ સાદી ભાષામાં મેં ,તેમાં દર્શાવ્યા છે. દરરોજ રાત્રે એક કલાક વાંચું છું અને પડોસની ૧૫-૨૦ બ્હેનો સાંભળવા આવે છે. તે સિવાય મને જ્યારે જ્યારે સમય મળે

ત્યારે ત્યારે કોઈ દીનદુઃખી કે માંદાની માવજત પણ મારી શક્તિ પ્રમાણે કરી આવું છું. કોઇને ઘેર સાસુ વહુ, નણંદ ભોજાઇ કે દેરાણી જેઠાણીના કજીયા થતા હોય તો ત્યાં જઇને તેમને શાંત કરી આવું છું. આ બધામાં મને ગુરૂજીની સહાયતા છે. તેમનું સ્મરણ કરીને હું બોલું છું તેથી સાંભળનારાઓપર તેની સત્વર અસર થાય છે.

"મારા પડોસમાં ડાહ્યાભાઇ કરીને એક સાઠ વર્ષના શ્રાવક રહે છે. એ ડોસા રોજ સવારે ઉઠીને—

'વીર જિનેશ્વર સાહેબ મેરા,
પાર ન લઉં હું તેરા;
મે'ર કરી ટાળો હો પ્રભુજી
જન્મ-મરણના ફેરા હે જિનજી,
અબ હું શરણે રે આયો;'

એ પદ ગાય છે પણ બપોરે દુકાને જઇને પાઇ માટે પણ જુઠું બોલે છે. એક માલ દેખાડી બીજો જ આપે છે. તોલમાં પણ દગો કરતાં ડરતો નથી. એકે દિકરો નથી. ઘરમાં પોતે અને તેની પત્ની ધની ડોસી એમ બે જ જણાં છે. ધીરધારનો ધંધો કરે છે. પાસે પાંચ પૈસાનો જીવ છે. પાછળ ખાનાર કોઇ નથી. આમ છતાં હમણાં તેની દશ વર્ષની ચંચળ નામની દિકરીના રૂપિયા પાંચ હજાર લઇને એક પંચાવન વર્ષના ડોસા સાથે વિવાહ કર્યો ! પણ બિચારી છોકરી પરણ્યા પહેલાં જ પંચત્વ પામી. ધની ડોસી ગરીબ સ્વભાવની છે. તેને તો ડોસો ગણકારે જ શેનો !

"મને થયું કે આ ડોસાની આંખ ઉઘાડવી જોઇએ. ગુરૂજીનું સ્મરણ કરી હું તેની પાસે ગઇ અને તેને સમજાવ્યું કે 'દાદા ! વીર પ્રભુ કહે કે તમે પૂર્વમાં ચાલો અને આપણે પશ્ચિમમાં જઇએ તેમાં વીર પ્રભુનો કાંઈ વાંક ખરો કે ? જો દર્દી વૈદ્યની આજ્ઞા પ્રમાણે દવા ન કરે અને પથ્ય ન પાળે તેનું દર્દ મટે ખરૂં કે ?' મારા આટલા જ શબ્દોની ગુરૂ મહારાજની કૃપાથી ડોસા ઉપર અજબ

અસર થઇ. ને રડવા જેવા થઈ ગયો અને ગદ્ગદ્ કંઠે કહ્યું કે, 'દિકરી ! મેં તો પ્રભુને પણ ઠગ્યા છે. ખરેખર, મારો તો આરો નથી.' મેં તેમને આશ્વાસન આપ્યું કે, 'દાદા ! કંઈ નહિ, ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો અને હજુયે પાપનું પ્રાયશ્ચિત કરો. પ્રભુ તો દયાળુ છે.' એમ કહીને મેં તેમને એક પદ ઉતારી આપ્યું અને તેનો નિત્ય પાઠ કરવા અને પ્રભુની આજ્ઞાનું બરાબર પાલન કરવા કહ્યું. એ પદ કાલિંગડા રાગમાં

'જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે' એ દયારામની ઢબ ઉપર બનાવ્યું છે.' કેશરે પોતાનો હિસાબ આપતાં કહ્યું.

'કેશર ! ત્યારે તું તો કથાકાર, ઉપદેશક અને મોટી કવિ બની ! પણ તારૂં એ પદ તો સંભળાવ.' કમળાએ હર્ષ અને ઉત્સાહ દર્શાવતાં કહ્યું.

'લ્યો સાંભળો':—

વૃથા તું વીરનો જપ નિત્ય કરે
વીરની આજ્ઞા દિલમાં ના ધરે.

દયા, પ્રેમ, શાંતિ ને સમતા, વીર પ્રભુ ના સ્મરે;
તપ, સંયમ વૈરાગ્ય વિલોકે, મોહ મદમાં તોયે મરે
—વીરની. ૧

સંગમના ઉપસર્ગ સંભારે, સ્વયં વિપદથી ડરે;
ચંદન સમ શીતલ પ્રભુ પેખી, અંતરમાં નવ ઠરે
—વીરની. ૨

દર્શન પુજન, સેવન કરતાં, રગ રગ ભાવ ન ભરે;
તરવાની કેવળ વાતોથી, તારૂં કોઇ ના તરે
—વીરની. ૩

કેશરે મધુર કંઠથી અને તાલ સુર સાથે એ પદ ગાઇ સંભળાવ્યું. ‘ પણ કેશર ! આ રાગ કાલિંગડો કહેવાય એમ તેં શી રીતે જાણ્યું ?’ કમળાએ પ્રશ્ન કર્યો.

‘કાકી ! મારો ભાઇ વલ્લભ રાગ રાગણી જાણે છે. એક દિવસ મને એક પદ ગાતાં સાંભળીને તેમણે કહ્યું કે, ‘બ્હેન, તારા અવાજમાં મીઠાશ છે, પણ તું તાલ સુરથી ગાતી નથી. જો તને સમય હોય તો હું તને શીખવીશ’. મને એમની વાત ગમી અને મેં તેમની પાસે રાગ શીખવાનું શરૂ કર્યું. ત્રણ મહિનામાં હું ભૈરવી, આશાવરી, માલકોશ, કલ્યાણ, કાલિંગડો અને બિહાગ એમ સાત રાગ શીખી છું. મને તેમણે ધર્મની બ્હેન કરી છે તેથી મને તેઓ ખરા દિલથી શીખવે છે.’ કેશરે ખુલાસો કર્યો.

‘ બ્હેન ! તેં બાર મહિનામાં તો ઘણું કર્યું છે તે જાણીને મને આનંદ થાય છે, એજ પ્રમાણે વિદ્યા, કળા, શક્તિ અને સદ્-ગુણોનો વિકાસ કરી ગુરૂની આજ્ઞાનું પાલન કરી, સ્વપરનું કલ્યાણ કરજે.’ કમળાએ આશીર્વાદ આપતાં કહ્યું.

‘ આપના આશીર્વાદથી સૌ સારૂં થશે. હવે હું રજા લઉં છું.’ કેશરે વિનયપુર્વક કમળાને પગે લાગી રજા લીધી.



# પ્રકરણ ૧૯ મું

## ગૃહિણીધર્મ

રાત્રિના આઠ વાગ્યા હતા. કેશરબાઇને ત્યાં આજે મહિલાઓની સભા હતી, પૂર્ણિમા હોવાથી સર્વત્ર ચાંદની છવાઇ ગઇ હતી. આંગણામાં જોતજોતામાં ત્રણસો ચારસો બ્હેનો એકઠી મળી. પ્રારંભમાં યુવતીઓએ ગરબા ગાયા. ને પછી કેશરબાઇએ નીચે પ્રમાણે વ્યાખ્યાન આપ્યું:--

બ્હેનો ! આજે તે દિવસનું આપને સ્મરણ હશે કે જે દિવસે ગામબહાર તળાવ ઉપર મુનિરાજશ્રી ચિદાનંદજી મહારાજે વ્યાખ્યાન આપ્યું હતું. આજે જો કે એ વાતને ચાર વર્ષ વીત્યાં છે, છતાં મને તો જેમ મારૂં પોતાનું નામ યાદ છે તે જ પ્રમાણે મહારાજશ્રીનાં પદો અને બોધદાયક વચનો સ્મરણમાં છે. કમનશીબે મેં તેમનાં પ્રથમનાં એ વ્યાખ્યાનો સાંભળ્યાં નહોતાં, માત્ર છેલ્લું એક જ વ્યાખ્યાન સાંભળ્યું હતું. પરંતુ મને તો એ એક વ્યાખ્યાન પણ પુરતું થઇ પડ્યું છે. ગુરૂરાજે જાણે કોઈ અખુટ ખજાનો મને આપ્યો હોય એવું મને લાગે છે. એ ખજાનો અવિનાશી છે—અનંત છે. એમાંથી હું ગમે તેટલું કાઢું છું તો પણ તે અખુટ હોવાથી ઓછું થતું જ નથી. તેમણે સમગ્ર શાસ્ત્રોનો સાર કહાડીને કહ્યું હતું કે, **"ઠરી અવરને ઠાર, એ છે શ્રી જિન શાસન સાર"** એ એક જ સૂત્રમાં તેમણે ઘણું કહ્યું છે.

બ્હેનો ! આપણે ગૃહરાજ્ય ચલાવનારી મહારાણીઓ છીએ. સંસારની લેવડ દેવડ, લગ્નાદિ શુભ પ્રસંગો અને મરણાદિ અશુભ

પ્રસંગોમાં પુરૂષો કરતાં સ્ત્રીઓને વધારે સંબંધ હોય છે, નાની નાની અને નજીવી વાતોમાં આપણે કલેશ કરીએ છીએ. વાતવાતમાં આપણે વઢી પડીએ છીએ. આપણામાં એવી અનેક બ્હેનો છે કે જેઓ અભણ છે અને તેથી નવરાશ મળે ત્યારે ગામની ચર્ચા કરવામાં કે કોઇની નિંદા કરવામાં સમય ગાળે છે.

માતા, ભગિની, પુત્રી, વહુ, સાસુ, દેરાણી, જેઠાણી, નણંદ ભોજાઇ અને પત્ની આદિ અનેક સંબંધો આપણને નભાવવા પડે છે. અનેક જાતની જવાબદારીઓ આપણે માથે રહેલી છે. જો આપણે શિક્ષણ લીધું હશે તો એ જવાબદારીઓ આપણે સારી રીતે ઉડાવી શકીશું. માટે જ્યારે જ્યારે અવકાશ મળે અને જેટલો અવકાશ મળે ત્યારે તેટલો સમય શિક્ષણ મેળવવામાં ગાળવો જોઇએ.

દરરોજ રાત્રે નવથી દસ સુધી જેને ભણવું હશે તેને હું ભણાવવા તૈયાર છું, તેમજ આઠથી નવ સુધી હું નીતિ અને ધર્મનાં પુસ્તકો વાંચું છું તે સાંભળવા જેમની ઇચ્છા થાય તેમને પણ મારૂં આમંત્રણ છે.

બ્હેનો ! માનવજીવન તો બાગ છે. એમાં સદ્ગુણ રૂપી ફળ-ફુલનાં ઝાડો વાવવાં જોઇએ અને તેને ભક્તિરૂપી જળ સિંચવું જોઇએ; તેમજ સત્સંગરૂપી ખાતર પુરવું જોઇએ. ગૃહને સ્વર્ગ બનાવવું કે નર્ક એ આપણા હાથની વાત છે. સુજ્ઞ સ્ત્રીઓ સંસારને સુખમય બનાવે છે અને મૂઢ નારીઓ તેને નર્કસમાન દુઃખમય કરી મૂકે છે. સંતાનો કેમ ઉછેરવાં ? તેમને શિક્ષણ કેમ અને કેવું આપવું ? તેમનામાં કેવા સંસ્કારો પાડવા અને તેમની નજર સામે કેવા આદર્શો ધરવા ? એ કેળવણીથી જાણી શકાય છે. સાસુ સસરાને કેમ સાચવવાં ? દેરાણી જેઠાણી સાથે કેમ વર્તવું ? નણંદ ભોજાઇને કેમ પ્રસન્ન રાખવાં ? પતિની પ્રીતિ કેમ સંપાદન કરવી એ બધું શિક્ષણ લીધા વિના કેમ સમજી શકાય ?

આ વિષયમાં હું તમને એક પદ સંભળાવું તે તમે મુખપાઠ કરજો ને તેનું નિત્ય સ્મરણ કરજો.

( રાગ પીલુ બરવો )

( ગુરૂને મોયે અપુર્વ ગહેના પહેનાયો એ દેશી )

સખીઓ, ગૃહિણીપદ શોભાવો, સમાજ—અંગ કહાવો–સખી. ૧
સાસુ સસરો જેઠ જેઠાણી, સહુના મનમાં ભાવો–સખી. ૨
દિયરને નિજ સુત સમ સમજી, સ્નેહભાવ દર્શાવો–સખી. ૩
નણંદ દેરાણી હિતકર જાણી, તપ્ત બની ન તપાવો–સખી. ૪
પ્રીતમ પ્રભુપર પ્રેમ ધરીને, સતીપદમાં ચિત લાવો–સખી. ૫
કુટુંબ, જ્ઞાતિ દેશવત્સલતા, રગરગમાં પ્રગટાવો–સખી. ૬
વનિતાવર્ગમાં કેળવણીનાં, ગુણકર બીજો વાવો–સખી. ૭
વીર્ય વિનાશક બાળલગ્નને, દુઃખકર ગણી અટકાવો સખી. ૮
બાળવિક્રય નજરે નિરખી, અંતરમાં શરમાવો–સખી. ૯
નિરાધાર વિધવા અવલોકી, દુઃખ દૂર કરવા ધાવો–સખી. ૧૦
'શિવ'કર સેવા કરો સદ્‌ભાવે, સમય ન મળશે આવો–સખી. ૧૧

કેશરબાઇએ સૌને એ પદ લખાવ્યું અને પુનઃ પુનઃ ગવરાવ્યું અને મોઢે કરવા કહ્યું. આ પ્રમાણે ભાષણ પુરૂં થતાં સૌ બ્હેનો પોતપોતાને ઘેર ગઇ.

આ પદ થોડાજ સમયમાં મહિલાવર્ગમાં પ્રિય થઇ પડયું હતું. રાસડા કે ગરબા વખતે સૌ એ પદ ગાતી હતી.

આ ચાર વર્ષમાં કેશરબાઇએ સંસ્કૃત માર્ગોપદેશિકા, મંદિરાંત પ્રવેશિકા, રઘુવંશ, કિરાત, માઘ, નૈષધ, શાકુંતલ, આદિ વ્યાકરણ અને કાવ્ય નાટકોનો અભ્યાસ કર્યો હતો. વળી તર્કસંગ્રહ, ન્યાય-બોધિની અને સિદ્ધાંત ચંદ્રોદય નામના ન્યાયના ગ્રંથો પણ તે ભણી હતી. ગુજરાતી સાહિત્યમાં પણ તેણે સરસ્વતીચંદ્રના ચારે ભાગો

કરણઘેલો, પ્રેમાનંદ, દયારામ, દલપત, નર્મદાદિના કાવ્યોનો પણ અભ્યાસ કર્યો હતો. ધર્મગ્રંથોમાં જીવવિચાર, નવતત્વ, દંડક, સંગ્રણી, ક્ષેત્રસમાસ અને કર્મગ્રંથાદિ પ્રકરણો અર્થ સાથે શીખી હતી. આગમ સાર, સપ્તભંગી તરંગિણી અને સ્યાદવાદમંજરીનું પણ અવલોકન કર્યું હતું.

આ ઉપરાંત તે હારમોનીયમ વગાડતાં શીખી હતી. રાગ રાગણીઓનું તાલ સુર સાથે સમજપુર્વક ગાવાનું જ્ઞાન મેળવ્યું હતું. ભરત, ગુંથણ અને શીવણ કામમાં પણ પ્રવીણતા મેળવી હતી.

આજે તાસગામમાં કેશરબાઇની જોડી જડવી મુશ્કેલ હતી. તે જ્ઞાનમાં, ભક્તિમાં, સેવામાં, પરોપકારમાં અને ચારિત્ર્યમાં પ્રથમ પંક્તિએ ગણાતી હતી. તેનું કારણ મુનિરાજ શ્રી ચિદાનંદનો સંત્સંગજ સૌ સમજતા હતા.



# પ્રકરણ ૨૦ મું

## કેશરની નિંદા

'જો તને દુઃખ ન લાગે તો એક વાત કહું.' દેવાએ પોતાની પત્નીને ધીમેથી પૂછ્યું.

'વ્હાલા! આ શું કહો છો? આપ મને કંઇ કહો તેથી મને દુઃખ લાગે એમ આપ માનો છો?' કેશરે પતિનો સંકોચ દૂર કરતાં કહ્યું.

'જાણે વાત એમ છે કે તું જે સંગીત શીખે છે, હારમોનીયમ વગાડે છે અને પુરૂષોના પરિચયમાં આવે છે તેથી મારા વિઠ્ઠલ-કાકાએ મને આજે બોલાવીને કહ્યું કે 'આપણી પાટીદાર કોમમાં ઘર ઘર તારી વહુની નિંદા થાય છે.' દેવાએ સ્પષ્ટતાથી કહ્યું.

'તમને ખબર છે કે લોકોનો એવો સ્વભાવ જ પડી ગયો છે કે કંઈ પણ નવીનતા દેખે તો તેઓ ભડકી ઉઠે છે અને તેની સામે આકાશ પાતાળ એક કરી મૂકે છે. તેઓ જેમ કરતા હોય તેમ સૌ કરે તો વાંધો નહિ, પણ તેમનાથી કોઇ જરા પણ જુદી રીતે વર્તે તો તેઓ તે સહન કરી શકતા નથી.' કેશરે પોતાની માન્યતા વ્યક્ત કરી.

'એ તો હું સમજું છું અને એજ પ્રમાણે માનું છું, છતાં આપણે લોકોમાં રહેવું છે, માટે લોકો નિંદા કરે એવે રસ્તે ન જવું એવી મારી સલાહ છે.' દેવાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

'એ તો ઠીક છે કે આપણે પાટીદાર કોમમાં જન્મ્યાં છીએ; પણ પારસી, ખ્રીસ્તી કે મુસલમાન કોમમાં જન્મ્યાં હોત અને મેં

જો હિંદુધર્મ સ્વીકાર્યો હોત તો શું તેઓ નિંદા કર્યા વિના રહેત કે? મને તો લાગે છે કે લોકોની દૃષ્ટિએ ચાલવું એજ પામરતા છે. લોકોત્તર દૃષ્ટિ વિના તત્વ સમજાય તેમ નથી. જગત્‌ના તમામ મહાપુરૂષોનાં વર્તન જોશો તો તમને જણાશે કે તેઓ લોકોથી તદ્દન સામે છેડે છે. લોકોને જગત્‌ના પદાર્થો અવિનાશી સમજી તેનો સંગ્રહ કરવો છે. મહાપુરૂષો એ પદાર્થોને નાશવંત ગણી તેનો ત્યાગ કરે છે. લોકો ગમે તે પ્રકારે પોતાનું ઘર ભરવા માગે છે ત્યારે મહાપુરૂષો પોતાનું ઘર ખાલી કરવા માગે છે. જગત્ અને ભગત વચ્ચે હમેશાં વેરજ હોય છે. જગત પશ્ચિમ તરફ પ્રયાણ કરે છે ત્યારે ભગત પૂર્વ તરફ ગતિ કરે છે. એ બેનો મેળ કેમ ખાય? એટલા માટે ડાહ્યા પુરૂષોએ સંન્યસ્તનો માર્ગ પસંદ કર્યો છે. અર્થાત જેને સંસાર પ્રિય હોય તે લોકપંથે પ્રવર્તે અને જેને સંસાર અસાર જણાયો હોય તે સંન્યસ્ત સ્વીકારે. નરસિંહ મહેતા, મીરાંબાઇ, કબીરજી, તુકારામ આદિ ભકતોએ વચલો માર્ગ પસંદ કર્યો. તેમણે સંસારમાં રહેવા છતાં સંસારના મોહમાં ન ફસાતાં પ્રભુભકિત કરી. સંન્યસ્ત માર્ગમાં સંસારની પ્રવૃત્તિનો સર્વથા ત્યાગ હોય છે અને લોકદષ્ટિમાં સંસારની પ્રવૃત્તિઓનું પ્રાધાન્ય છે. આમ હોવાથી લોકોત્તર પુરૂષો અને લૌકિક પુરૂષો વચ્ચે મતભેદ સદા સર્વદા કાયમ રહેવાનો જ. લોકોત્તર પુરૂષો સંસાર અને સંસારીઓને નિંદે છે, ત્યારે લૌકિક પુરૂષો ભકિત અને ભકતોને નિંદે છે; આ વિરોધનો અંત આવે એવું મને તો ભાસતું નથી. જો આપનાથી લોકોના આક્ષેપો અને નિંદા સહન થઇ શકે તેમ ન હોય તો મને રાજીખુશીથી રજા આપો એટલે હું દિક્ષા ગ્રહણ કરીશ. મને લૌકિક માર્ગ લેશ પણ પ્રિય નથી અને તેમના અભિપ્રાયની મને એક કોડીની પણ કિંમત નથી.' કેશરે પોતાના અંતરની વાત કહી દીધી.

'અરે એ શું કહે છે? લોકોની મને પણ શી પરવા છે? મારે ક્યાં તેમની પાસેથી મોક્ષ મેળવવો છે? તારો માર્ગ એજ

મારો માર્ગ. આજે કર્યું તે કર્યું; હવે કદી નહિ કરું.' દેવાએ શાંતિથી ઉત્તર આપ્યો.

'વ્હાલા ! તમે મને નહિ કહો એમાં મને મહત્તા લાગતી નથી, પણ તમારા દિલમાં લોકોના કહેવાની અસર ન થાય એ સ્થિતિ મને પસંદ છે. જો એવી સ્થિતિ થાય તોજ હું ઘરમાં રહી શકું તેમ છું.' કેશરે વધારે સ્પષ્ટતાથી કહ્યું.

'પ્રિયા ! આજ એક તાસ ગામ તો શું પણ સમસ્ત ગુજરાતના પાટીદારો ભેગા થઇને નિંદા કરે તો પણ મને તેની અસર થાય તેમ નથી.' દેવાએ પોતાની દઢતા પ્રગટ કરી.

'નાથ ! હું તો એમ કહું છું કે લોકો જેમ પાનાં કે ચોપાટ રમીને આનંદ મેળવે છે, તેમ તેમને મારી નિંદાથી આનંદ થતો હોય તો ભલે તેઓ તેવો આનંદ લે.' કેશરે લોકનિંદા પ્રત્યે બેપરવાઇ દેખાડતાં કહ્યું.

'પ્રિયતમા! મારી દુર્બળતા માટે મને શરમ આવે છે. તારા જેવી સતી સાધ્વીની હું કિંમત ન કરી શકયો તેને માટે મને ખેદ થાય છે.' દેવાએ ગ્લાનિ પામીને કહ્યું.

'વ્હાલા ! એવું ન બોલો. આપને તો બધો અધિકાર છે. કઠોર વચનો કહી શકો છો એટલુંજ નહિ પણ લાકડીથી મારી પણ શકો છો. માત્ર મારા ધર્મમાં આપ અંતરાય ન નાખશો એજ હું આપની પાસેથી માગી લઉં છું.' કેશરે કોમળતાથી કહ્યું.

'વ્હાલી! આજથી નિર્ભયતાથી તને જેમ ઠીક લાગે તેમ તારે વર્તવું. લોકોની તો શું પરંતુ મારી પણ તારે ભીતિ રાખવી નહિ.' દેવાએ પત્નીને કાયમ માટે સંમતિ આપતાં કહ્યું.

પ્રિય વાંચનાર! કેશર જેવી સાધ્વી ઉપર પણ લોકો આક્ષેપો મૂકયા વિના ન રહ્યા; એ કેશર અને દેવાના વાર્તાલાપથી તું જાણી શકયો હોઇશ. પરંતુ કયા સુધારક, ભકત કે મહાપુરૂષની લોકોએ નિંદા નથી કરી ? જગત્ એમજ ચાલ્યા કરે છે.

# પ્રકરણ ૨૧ મું

## ભક્તિ

આજે પુર્ણિમાની રાત્રિ છે. કેશરબાઇને ત્યાં તાસ ગામની ત્રણસો ચારસો બ્હેનો ભેગી થઇ છે. કેટલીક કેસરના ગુણોથી મુગ્ધ હતી તેથી આવી હતી, કેટલીક સ્હેજે આનન્દ લેવા આવી હતી, તો કોઈ દોષો જોવાના ઇરાદાથી પણ આવી હતી. રાત્રિના નવ થયા, રાસડા ગાવાની તૈયારીઓ ચાલી રહી હતી એટલામાં એક જડાવ નામની વૈષ્ણવ ડોસીએ કેશરને પ્રશ્ન કર્યો:—

**જડાવ**—કેશર ! શું અમારા કૃષ્ણ ભગવાન મોક્ષ આપી શકે તેમ નથી કે તારે મહાવીર ભગવાનને શરણે જવું પડયું ?

**કેશર**—માજી ! આપણે કયાં મોક્ષ મેળવવું છે ? જેને મોક્ષ મેળવવું હોય તેનું તો વર્તન જ નિરાળું હોય. તે ચર્ચા કરવા નહિ બેસે પણ પોતાના ઇષ્ટદેવની આજ્ઞા પ્રમાણે વર્તન કરશે.

**જડાવ**—મોક્ષ મેળવવું હોય તેણે શું કરવું, એ હું કયાં પૂછું છું ? હું તો એમ કહું છું કે કૃષ્ણ ભગવાનને મૂકીને તારે મહાવીર ભગવાનને ચરણે શું કામ જવું પડયું.

**કેશર**—માજી ! એ ઝઘડાની વાતો મને પસંદ નથી. રામચંદ્ર, શ્રીકૃષ્ણ, શંકર, બુદ્ધ કે મહાવીર એ બધામાં શ્રેષ્ટ કોણ ? એ તકરારી સવાલ છે. હબસીને પણ પોતાનો દિકરો રૂપાળો લાગે છે. તે જ પ્રમાણે સૌને પોતાનો ધર્મ, પોતાના ગુરૂ અને પોતાના દેવ

ઇષ્ટ છે અને પારકામાં દોષો દેખાય છે. તેથી મેં તો ઠરાવ કર્યો છે કે કોઇ દિવસ ધર્મના ઝઘડામાં ઉતરવું નહિ. હું તો ટુંકમાં એટલું સમજું કે જેને ભક્તિ કરવી છે, જેને મોહ મૂકવો છે, જેને ત્યાગ પ્રિય છે અને જેને સંસાર અસાર જણાય છે તેનો તો મોક્ષ જરૂર થવાનો જ છે, પણ જેને સંસારમાં રચ્યાપચ્યા રહેવું છે, વિષય કષાયો સેવવા છે, હર્ષ, શોક, રાગ, દ્વેષ અને મોહ મમતા મૂકવી નથી અને જેને આશા તૃષ્ણાની જાળમાં પડયા રહેવું છે તેને કોઇ-પણ દેવ, ગુરૂ કે ધર્મ તારી શકે તેમ છે જ નહિ. તેથી મેં તો નિશ્ચય કર્યો છે કે દેવ, ગુરૂ કે ધર્મને નામે ઝગડા કરવા જ નહિ. જેને જે ઇષ્ટ હોય તે ભલે તેને સેવે.

જડાવની ચર્ચા બીજી બ્હેનોને ગમતી નહોતી. જડાવ ડોસી જીદ્દી છે, એમ સૌ જાણતી હતી, તેથી કુસુમ નામની એક બ્હેને કહ્યું કે, 'કેશરબ્હેન ! એકાદ ભજન ગવરાવોને ! આ ચર્ચાની શી જરૂર છે ?'

કેશરને પણ આવી ચર્ચા ગમતી નહોતી: પરંતુ પોતાને ત્યાં આવ્યું હોય તે કાંઇ પૂછે તેનો ઉત્તર ન આપવો એ અવિવેક સમજીને કેશરે શાંતિથી જવાબ આપ્યો હતો. સૌ બ્હેનો ભજન સાંભળવા આતુર જોઇ તેણે નીચેનું ભજન ઉપાડયું:-

( દાસ પરે દયા લાવો રે-એ દેશી )

પ્રભુભક્તિ નિત્ય કરીએ રે, ભાવ ધરીને પ્રભુ ભક્તિ નિત્ય કરીએ.<br>
નાતજાતના ભેદ તજીને, ગુણમૂર્તિ જગનાથ ભજીને:<br>
ભક્તિનાવે બેસી ભવજલ તરીએ રે. ભાવ. ૧<br>
હોય ભલે કો આર્યસમાજી, ભલે હોય કો બ્રહ્મસમાજી:<br>
ભાવે ભેટી પ્રભુગુણ ગાઇ ઠરીએ રે. ભાવ. ૨<br>
બુદ્ધદેવને ભલે કો માને, પ્રભુરૂપે કો ઇસુ જાણે:<br>
ભિન્ન નામથી શાને મનમાં ડરીએ રે ? ભાવ. ૩

રામ, કા'નમાં ધરે કો પ્રીતિ, શિવ નામે શી ધરવી ભીતિ ?
રામ, કા'ન ને શિવમાં પ્રભુગુણ સ્મરીએ રે,              ભાવ. ૪
જલ, વૉટર ને વારિ, પાણી, એક જ વસ્તુ માને નાણી;
નામ ભેદે કલેશ કરી શીદ મરીએ રે ?                   ભાવ. ૫
ગુણદૃષ્ટિથી સદ્‌ગુણ લઇએ, આત્માર્થીને સુબોધ દઇએ;
ભ્રમર પેર નિત્ય ગુણ લેવાને ફરીએ રે.                 ભાવ. ૬
રોષ ધરીને ભલે કો નિંદે, પ્રેમ ધરીને ભલે કો વંદે:
નિંદક વંદકમાં સમદૃષ્ટિ ધરીએ રે.                    ભાવ. ૭
મહત્ પુરૂષને પગલે ચાલી, ભાવે ગુરૂની આજ્ઞા પાળી;
'**શિવ**' સુંદરીને ઝટપટ પ્રીતે વરીએ રે.               ભાવ. ૮

આ ભજન સાંભળીને સૌને આનંદ થયો અને જાણે જડાવ ડોસીને જવાબ આપવા જ કેશરે આ ભજન બનાવ્યું હોય એમ સૌને લાગ્યું. જડાવ ડોસીના મનનું પણ આ પદથી કંઈક સમાધાન થયું. સૌ બ્હેનોએ ફરીથી કેશરની સાથે એ ભજનની ધુન જમાવી અને ભજન મુખપાઠ કર્યું. પછી બીજા ગરબા ગાઈ સૌ મોડી રાત્રે વિખરાયા.

# પ્રકરણ ૨૨ મું

## ધટસ્ફોટ

'બ્હેન ! આજે ઘણાં વર્ષોથી મારા મનમાં એક વસવસો રહ્યા કરે છે પણ તમને પૂછવાની હિમ્મત ચાલતી નહિ. કહો તો આજે મારા મનની મુંઝવણ જણાવું.'

'ભાઇ ! મને જ્યારે તમે ધર્મની બ્હેન ગણી, ત્યારે હવે તમારે મારી આગળ તમારૂં દિલ ખોલતાં જરાયે સંકોચ ન રાખવો. જે કહેવું હોય તે સુખેથી કહો.'

'બ્હેન ! તમારા જેવા સદ્‌ગુણી બ્હેનો મેં મારા જીવનમાં જોઇ નથી. તમારી પવિત્રતા, ભલાઇ, ગુણદૃષ્ટિ; પ્રભુભક્તિ અને સમાનદૃષ્ટિ મને બહુ જ પ્રિય છે, પરંતુ તમે ધર્માંતર કર્યો એ મને જરાયે ગમતું નથી. ગીતાજીમાં કહ્યું છે કે 'સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ' અર્થાત્ પોતાના ધર્મમાં મરવું સારૂં, પણ પરધર્મ ભયપ્રદ છે. તમે જૈનધર્મ સ્વીકાર્યો એ મને જરાયે ગમતું નથી. આપણા વૈષ્ણવધર્મમાં શું ઓછું છે ?'

'ભાઇ ! મને લાગતું જ હતું કે એક દિવસ જરૂર એવો આવશે કે જે દિવસે આપણાં મન ધર્મને કારણે ખાટાં થશે અને મારી માન્યતા અંતે સાચી ઠરી. જો કે મેં તો નિશ્ચય કર્યો છે કે ધર્મના ઝગડામાં કોઇ દિવસ પડવું નહિ; જ્યાં તમે તો મારા ભાઇ છો

એટલે તમને મારા દિલની વાત કહેવામાં મને કાંઇ વાંધો નથી. ગીતાજીના એ શ્લોકનો તમે જે અર્થ કરો છો તે મને યથાર્થ લાગતો નથી. હું તો એનો એવો અર્થ કરૂં છું કે આત્માના અને જડના ધર્મ ભિન્નભિન્ન છે. આત્માએ પોતાના ધર્મનો ત્યાગ ન કરવો એ મને તો આ શ્લોકનો અર્થ લાગે છે. ભ્રાંતિથી આત્મા પોતાનો ધર્મ ભૂલ્યો છે અને પુદ્‌ગલમાં સુખ માની તેની પ્રાપ્તિ અર્થે આકાશ પાતાલ એક કરી રહ્યો છે. મૃગની નાભિમાં કસ્તુરી છે, છતાં તે તેને બહાર શોધે છે. તેજ પ્રમાણે આત્મા અનંત સુખનો માલીક છે, પ્રદેશે પ્રદેશે તેમાં સુખ રહેલું છે, છતાં તે ભ્રમથી પુદ્‌ગલમાં સુખ શોધે છે અને તેમાં તે નિષ્ફળ નિવડે છે. ગીતાજીનો તમે જે શ્લોક કહ્યો તેનો હું તો આવો અર્થ સમજું છું. '

' બ્હેન ! તમારી દૃષ્ટિ ઘણી જ ઉંડી છે. તમે ઝીણામાં ઝીણું જોઈ શકો છો. મારી દૃષ્ટિ સ્થુલ છે; તેથી હું સુક્ષ્મ તત્વ સમજી શકતો નથી. તમે જે અર્થ કર્યો તે મને ગમે છે પણ હું એમ કહું છું કે જૈનો તો ઇશ્વરને માનતા નથી અને વૈષ્ણવો પ્રભુને માને છે. તો એવો નાસ્તિક મત તમારે શા માટે સ્વીકારવો જોઇએ ? '

' ભાઇ ! જૈનો ઇશ્વર નથી માનતા એ સમજ જ મિથ્યા છે. બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્માનું સ્વરૂપ જેવું જૈન આગમોમાં સમજાવવામાં આવ્યું છે, તેવું મેં અન્યત્ર કયાંઈ પણ જોયું નથી. આત્માના જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ મૂળ ગુણો છે, એ કર્મના આવરણોથી આચ્છાદિત થયા છે. દેવ, ગુરૂ અને ધર્મના નિમિત્તોથી એ આવરણો દુર થઇ શકે છે અને ત્યારે આત્મા પરમાત્મા બને છે. પ્રભુ શ્રી વીતરાગ ભગવાને આત્માનું યથાર્થ સ્વરૂપ સમજાવ્યું છે. પોતે જે રસ્તે કર્મમુક્ત બન્યા તે રસ્તો તેમણે ભાવિ જીવોને દેખાડ્યો છે અને કહ્યું છે કે જેવો હું છું તેવા જ તમે છો. તમારા અને મારા વચ્ચે માત્ર કર્મના આવરણોનો જ ભેદ છે. એ આવરણો જેમ

મેં દૂર કર્યાં તેમ તમે પણ દૂર કરો તો તમે મારા જેવા જ છો. સૂર્યની આડે વાદળાં ચડી આવે તેથી કંઇ સૂર્યમાં રહેલો પ્રકાશ જતો નથી. અલબત જ્યાં સુધી વાદળાં હોય ત્યાં સુધી જગતની દષ્ટિએ તે દેખાતો નથી. છતાં જ્યારે વાદળાં વિખરાઇ જાય છે ત્યારે તે પહેલા જેવો પ્રકાશિત દેખાતો હતો તેવો જ પ્રકાશિત ફરી દેખાય છે. તે જ પ્રમાણે આત્માની સ્થિતિ સમજવાની છે. એ રીતે પ્રભુ શ્રી વીર ભગવાને આત્માનું શુદ્ધ સ્વરૂપ સમજાવ્યું છે. એ સદ્‌ગુરૂની કૃપા વિના સમજવું મુશ્કેલ છે.'

'બ્હેન! હું તો આજ સુધી એમ જ માનતો હતો કે જૈનો પરમાત્માને માનતા જ નથી. પણ મારી એ ભ્રમણા તમારાં વચનોથી દૂર થાય છે. હું તો અધમ આત્મા છું. હું તો નર્કનો કીડો નર્ક-માં જ સુખ માનનારો હતો, તેને આજે તમે ઉગાર્યો છે. એટલે મારાં તો સદ્‌ગુરૂ તમે જ છો અને મારાં દેવ પણ તમે છો. તમારો ધર્મ એ મારો ધર્મ. જે ધર્મ તમારો ઉદ્ધાર કરશે તે જ ધર્મ મારો ઉદ્ધાર કરશે; માટે આજથી હું પણ જૈનધર્મનો સ્વીકાર કરૂં છું અને તમને મારાં ગુરૂ ગણું છું.'

કેશર અને વલ્લભ વચ્ચે ઉપર પ્રમાણે વાતાલાપ ચાલતો હતો તે વખતે દેવો બહારથી આવી પહોંચ્યો. કેશર અને વલ્લભને એકલાં વાત કરતાં જોઇ તેને શંકા ઉત્પન્ન થઇ, તેથી તે બારણા પાછળ ઉભો રહી શું વાત ચાલે છે તે સાંભળવા લાગ્યો, પરંતુ વાર્તાલાપ સાંભળ્યા પછી તેનો ભ્રમ ભાગ્યો અને વધુમાં તે પણ, જૈનધર્મ પરમાત્માનેં માનતો નથી એવી તેની પણ શંકા હતી તે દૂર થઇ. તે એકદમ ઓરડામાં દાખલ થયો અને કેશર તથા વલ્લભના ચરણમાં પડીને ક્ષમા માગવા લાગ્યો કે, 'તમે પવિત્ર ધર્મબંધુ અને ધર્મભગિનીમાં મેં અધમ આત્માએ શંકા કરી તેની હું પ્રથમ માફી

માગુ છું અને જૈનો પરમાત્માને માનતા નથી એવી મારી ભ્રાંતિ તમારા વાર્તાલાપથી દૂર થઇ તેથી કેશરને હું મારા હૃદયમાં ગુરૂપદે સ્થાપું છું.'

કેશરે પતિને હાથ પકડીને ઉભો કર્યો અને પોતાના ઉપરનો મિથ્યા આરોપ અનાયાસે દૂર થયો તે બદલ પરમાત્માનો આભાર માન્યો.

પોતાના પતિ અને બંધુએ જૈન ધર્મ સ્વીકાર્યો તેથી કેશરના આનંદનો પણ આજે પાર રહ્યો નહિ.



# પ્રકરણ ૨૩ મું

## બ્રહ્મચારી દંપતિ

'વ્હાલી ! તારા ગુણોનું હું જેમ જેમ અવલોકન કરૂં છું તેમ તેમ મારા દિલમાં તારા પ્રત્યે વધુ ને વધુ ભક્તિ થતી જાય છે.'

'નાથ ! હું મને કૃતાર્થ માનું છું. આપના જેવા સરળ, નમ્ર અને ગુણદૃષ્ટિવાળા પતિ પામવા માટે હું મને ભાગ્યશાળી સમજું છું.'

'વ્હાલી, તું બધાને સદ્બોધ આપે છે અને મને કેમ કોઇ દિવસ કાંઇ કહેતી નથી?'

'નાથ ! મારો એ અધિકાર નથી. હું તો આપના ચરણની દાસી છું. આપના પગની રજ છું. આપને ઉપદેશ કરનાર હું કોણ?'

'વ્હાલી ! એમ ન કહે. તારી બુદ્ધિ, તારી શક્તિ અને તારા ગુણો પાસે હું તો કાંઈ નથી. મારા જેવા રંકને તારા જેવી દેવી પત્ની મળી એમાં હું પોતાને મહા ભાગ્યશાળી સમજું છું. મેં તો નિશ્ચય કર્યો છે કે તારી આજ્ઞા પ્રમાણે જ મારે વર્તવું અને તારા બોલને વેદવાક્ય ગણીને મારે તેનો સ્વીકાર કરવો. હું તો તારે પગલે જ ચાલવા માગું છું.'

'નાથ ! જો એમ જ હોય તો મારી અંતરની એવી અભિલાષા છે કે હવે આપણે બ્રહ્મચર્ય પાળીએ. જો મારી આ માગણી આપ સ્વીકારશો તો આપની સદાને માટે ઋણી રહીશ.'

'વ્હાલી ! એ શું કહે છે ? એમાં તો આપણા બન્નેનું કલ્યાણ છે. તારી માગણી મને કબુલ છે અને આજથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે આજથી જીંદગી પર્યંત શુદ્ધ અંતઃકરણથી હું બ્રહ્મચર્ય પાળીશ. બીજું કાંઇ કહેવું છે ?'

'નાથ ! આજે મારા આનંદનો પાર નથી. આપે મારી માગણી સ્વીકારીને મને પરમ સુખી બનાવી છે. મારી તો એવી ઇચ્છા છે કે આપ હારમોનીયમ વગાડતાં શીખો અને આપણો રામુ મૃદંગ વગાડતાં શીખે તો મારે શ્રી જિન ભગવાનનાં પ્રેમથી ગુણગાન કરવાં છે અને નાની નાની કથાઓ પદ્યમાં બનાવીને મારા ગુરૂનો સંદેશો પ્રજાને પહોંચાડવો છે.'

'વ્હાલી ! એ પણ કબુલ છે, આજથી જ હું વલ્લભ પાસે હારમોનીયમ શીખવા લાગીશ અને રામુ મૃદંગનો અભ્યાસ કરશે. પ્રભુકૃપા તો થોડા જ સમયમાં તારી એ સદ્‌ભાવના સફળ થશે."

પતિ પત્ની ઉપર પ્રમાણે વાર્તાલાપ કરી રહ્યાં છે એટલામાં વલ્લભ આવી પહોંચ્યો. તેને એ દંપતિની યોજના સાંભળીને આનંદ થયો અને તે પાર પાડવામાં પોતાથી બનતી સહાય આપવા કબુલ કર્યું.

કેશરને તાસ ગામમાં આવ્યાને બાર વર્ષ થયાં છે. રામુની વય અત્યારે દશ વર્ષની છે. કેશરની ઉંમર પાંત્રીશ વર્ષની થવા આવી છે અને દેવાને હજુ ત્રીસ વર્ષ થયાં છે.

કેશરને સદ્‌ગુરૂનો યોગ થયાને પણ આજે પાંચ વર્ષ વીતી ગયાં છે. એ પાંચ વર્ષમાં તો કેશરે પોતાનાં જ્ઞાન, ભક્તિ અને શક્તિમાં ઘણો જ વધારો કર્યો છે.

**"કરત કરત અભ્યાસસે જડમતિ હોત પ્રવિણ"** એ કહેવત કેશરે મૂર્તિમંત બનાવી છે.

---

# પ્રકરણ ૨૪ મું

## સુદર્શન શેઠનું આખ્યાન

તાસ ગામના બજારમાં આજે સ્ત્રી પુરૂષોની ઠઠ જામી છે. આજે કેશર સુદર્શન શેઠનું આખ્યાન કરનાર હોવાથી તાસ ગામની પચરંગી પ્રજા તે સાંભળવા આતુર બની રહી છે.

રાત્રે નવ વાગ્યાનો સમય થયો. કેશર, દેવો, વલ્લભ અને રામુ હાજર થયા. દેવાએ હારમોનીયમની પેટી હાથમાં લીધી. વલ્લભે મૃદંગપર થાપ આપી અને રામુએ તંબુરાના તાર છેડયા. કેશરબાઇએ કરતાલો હાથમાં લીધી.

સુદર્શન શેઠનું ગદ્યપદ્યાત્મક આખ્યાન કેશરબાઇએ તૈયાર કર્યું હતું. એ આખ્યાનમાં શેઠના શીલનો પ્રભાવ સુંદર રીતે વર્ણવવામાં આવ્યો હતો. કેશરની આખ્યાન કહેવાની ઉત્તમ પ્રકારની શૈલી, ગાવાની ઢબ, કંઠની મીઠાશ અને તાલ સુરની જમાવટથી જાણે ઇંદ્રાસન ખડું થયું હોય તેમ સૌને લાગતું હતું. વચવચમાં હાસ્યોત્પાદક દષ્ટાંતો અને જિન ભગવાનના નામની ધુનો શ્રોતાઓનો પ્રમાદ દૂર કરતી હતી.

રાત્રિના બારના ટકોરા થયા. આખ્યાનમાં સુદર્શન શેઠને શૂળી પર ચડાવવાનો પ્રસંગ આવ્યો. સૌના ચહેરા પર દુ:ખની લાગણી છવાઈ ગઇ. સૌ અંતરમાં સુદર્શન શેઠનું કલ્યાણ વાંચ્છવા લાગ્યા. આખ્યાન આગળ ચાલ્યું અને શીલના પ્રભાવે શૂળીનું સિંહાસન થયું એ શબ્દો સાંભળતાં શ્રોતાજનોમાં ફરી આનંદ છવાયો. સૌને શીલનો પ્રભાવ સમજાયો અને બ્રહ્મચર્યનું મહાત્મ્ય ગળે ઉતર્યું.

કેટલાકોએ પોત પોતાની શક્તિ પ્રમાણે બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞાઓ પણ લીધી.

આખ્યાન પુરૂં થયા પછી કેશરબાઇએ બાળકોને બ્રહ્મચારી બનાવવાથી તેમનાં તન, મન અને હૃદયને કેટલો ફાયદો થાય છે તે વિષે અસરકારક ઉપદેશ કર્યો અને છેવટે શ્રી જિન ભગવાનની જય બોલાવી સૌ સૌને સ્થાને ગયા.

કેશરનું આખ્યાન સહુને ગમ્યું, માત્ર બે પાટીદાર વૃદ્ધો કેશરની નિંદા કરવા લાગ્યા. તેઓએ ગામમાં એવી વાત ફેલાવી કે જ્યારથી કેશરે જૈનધર્મનો સ્વીકાર કર્યો છે ત્યારથી તેમનું ધનોત પનોત થઈ ગયું છે. દેવાનો બાપ કેશવ પાટીદાર કોમમાં પ્રતિષ્ઠિત કહેવાતો અને પૈસે ટકે ઘર સુખી હતું. પણ જ્યારથી તેના ઘરમાં કેશરનાં પગલાં થયાં ત્યારથી તેમની પડતી શરૂ થઇ છે. તેને ત્યાં ચાર છ સાથીઓ, ૧૦–૧૨ બળદીઆ, ૪–૬ ભેંસો અને ૭–૮ ગાયો હમેશાં રહેતી તેને ત્યાં આજે બકરી પણ નથી. બે બળદીઆ છે પણ તેના ખાણનુંયે ઠેકાણું નથી. ઘર અને ખેતરો ગીરો મૂકાઇ ગયાં. ખાવા ધાન પણ રહ્યું નથી. આ બધું કેશરનાં પગલાં થયાં અને તેણે જૈન ધર્મનો સ્વીકાર કર્યો ત્યાર પછીથી થવા પામ્યું છે. કેશર તો ઠીક પણ તેનો ધણી દેવો પણ ભગત બન્યો છે અને અધુરામાં પુરૂં પેલા દશ વરસના છોકરાને પણ બાવો બનાવવો ધાર્યો છે. હાય ! હાય ! શું થવા બેઠું છે. 'બૈરીની બુદ્ધિ પાનીએ' એ શું ખોટું કહ્યું છે ? કેશરની સલાહથી દેવો તો દિવાનો થયો છે અને વલ્લભને તો કોણ નથી ઓળખતું ! કહે છે અમે તો ભાઈબ્હેન છીએ, પણ એ બધું ઠીક છે. એ તો કળિકાળનાં ભાઇબ્હેન ! એમાં પૂછવાનું શું હોય ?

એ બે પાટીદારની ચર્ચા ધીમે ધીમે તાસ ગામમાં આખી પાટીદાર કોમને કાને પહોંચી અને પાટીદાર કોમની ભાવના બદલાઇ ગઇ.

# પ્રકરણ ૨૫ મું

## સંગ રંગ

બપોરના બાર વાગ્યા હતા. ચૈત્ર મહિનાનો તાપ પડતો હતો. વડના છાંયા નીચે એક અબળા સુતી હતી. એટલામાં ચાર ચોર આવ્યા અને તે બાઇને જગાડીને તેની પાસેની પોટલી તથા શરીરનાં વસ્ત્રો ઉતારી આપવા કહ્યું.

તે બાઇ જાગી ઉઠી. તેના ચ્હેરા પર જરા પણ અશાંતિ કે ગભરામણ જણાઇ નહિ. તેણે ચારે જણને પાસે બોલાવીને કહ્યું કે, 'ભાઇઓ ! તમે કમભાગ્ય છો. છેલ્લા પાંચ વર્ષમાં અમારી સ્થિતિ બગડી ગઇ છે. ઉપરા ઉપરી દુષ્કાળો આવવાથી અમારી સ્થિતિ પહેલાં હતી તેવી રહી નથી. મારી પોટલીમાં સારાં કપડાં નથી કે મારે શરીરે દાગીના નથી. છતાં જે કાંઇ છે તે સુખેથી લઇ જાઓ. મારા પતિને ઘેર વીસ વર્ષથી આવી છું અને જંપીને બેઠી નથી. કામ કરવું એ મને કાંઇ નવું નથી. વીસ વર્ષ ધણીને ખાતર કામ કર્યું તો પંદર વીસ દહાડા તમારે વાસ્તે કામ કરીશ. માટે મુંઝાશો નહિ અને ખુશીથી બધું લઇ જાઓ.'

તે અબળાના આવા ઉદ્દગારો સાંભળીને ચોરો તો ચકિત થઇ ગયા. તેમની જીંદગીમાં સ્ત્રી તો શું પણ કોઇ પુરૂષ પણ આટલી હિંમત દેખાડનાર મળ્યો નહોતો. તેમણે પૂછ્યું: 'બ્હેન ! તમારૂં નામ શું ? તમે કેવાં છો ? ક્યાંનાં વતની છો ! અને આવું બોલતાં તમને કોણે શીખવ્યું ?'

તે બાઇ ધીમેથી બોલી, ' ભાઇઓ ! હું તાસ ગામની રહીશ છું. પાટીદાર કોમની છું અને મારૂં નામ કેશર છે. અમારા ગામમાં પાંચ વર્ષ પહેલાં ચિદાનંદજી નામના એક જૈન મુનિ પધાર્યા હતા. તેમનું વ્યાખ્યાન સાંભળીને હું ધર્મનો મર્મ સમજી છું. કોઇને આપીને પ્રસન્ન થવું પણ કોઇનું લેવું નહિ એ બોધ હું ગુરૂજી પાસેથી શીખી છું. મારા એ ગુરૂની શાંત, મનોહર મુખમુદ્રા નજર સામે અહોનિશ રમ્યા જ કરે છે. તેમનાં વચનામૃતોનું જેમણે જેમણે એકવાર પણ પાન કર્યું છે તેઓ જીંદગીમાં તેમનો ઉપદેશ ભૂલી શકે તેમ નથી. છેલ્લાં પાંચ વર્ષમાં અમારી સ્થિતિ તદ્દન પલટાઇ ગઇ છે. અમે કરજદાર બની ગયાં છીએ. અમારે ત્યાં પહેલાં નોકરો હતા તેને બદલે અમારે અમારાં ઘર અને ખેતરો ગીરો મૂકવાં પડયાં છે. અમારે ત્યાંથી લોકો છાશ લઇ જતા તેને બદલે અમારે પારકે આંગણે છાશ લેવા જવું પડે છે. આમ છતાં હું પ્રથમના જેટલી જ શાંતિ અંતરમાં જાળવી શકી છું તે મારા સદ્દગુરૂના પ્રતાપે જ છે. તમે મારી પાસેથી બધું લઈ જશો તો પણ મારા મનને જરા પણ ઓછું નહિ જ આવે, તેમ તમારા ઉપર પણ મને રોષ આવે તેમ નથી. '

ચોરોની વૃત્તિ બદલાઇ ગઇ. તેઓએ નમ્રતાથી પૂછયું, ' બ્હેન ! તમે એકલાં અત્યારે અહિં કેમ સુતાં હતાં ? તમે અહિંથી કયાં જવા માગો છો ?'

કેશર ચોરોનો થતો હૃદયપલટો જોઇ શકી. તેણે આનંદથી કહ્યું: ' ભાઈઓ ! મારા પિયરમાં મરણપ્રસંગ હોવાથી હું પગે ચાલીને જાઉં છું. સાત ગાઉ આવી છું અને પાંચ ગાઉ જવાનું છે. થાકી ગઇ હતી અને તાપ ઘણો હતો તેથી જરા થાક ઉતારવા સુતી હતી. '

ચોરોએ દીન વદને કહ્યું, ' બ્હેન ! તમને જોઇને અને તમારાં વેણ સાંભળીને અમારી ભાવના બદલાઇ ગઈ છે. અમારે કાંઇ લેવું

નથી. માત્ર ભૂખ્યા છીએ તે જો તમારી પાસે કાંઇ ખાવાનું હોય તો આપો. અમારી તું બ્હેન છે. આજથી અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે તારા ગામમાં અને તેની આસપાસ પાંચ ગાઉ સુધીમાં અમે ચોરી નહિ કરીએ અને કદાચ અજાણપણે થઇ જાય અને અમને ખબર પડે તો તમારે ત્યાં આવીને ગુન્હો કબુલ કરીને ચોરીનો માલ પાછો આપી દેઇશું.'

પોતાના સમાગમની ચોરોને પણ એટલી અસર થએલી જોઇને કેશર પ્રસન્ન થઇ. તેણે પોતાની પાસે રોટલા હતા તે ચોરોને આપ્યા. તેઓ પણ પ્રેમપુર્વક જમ્યા. જતી વખતે તેમણે બે વચનો ઉપદેશનાં સાંભળવાની જીજ્ઞાસા જણાવી. કેશરે તેમની તે માગણી સ્વીકારી અને નીચે પ્રમાણે એક પદ ગાઇ સંભળાવ્યું:—

( રાગ કાલિંગડો—તાલ ત્રિતાલ )

( મન લાગો રે મેરો રામ ફકીરીમેં—એ દેશી )

શ્રી જિનવર—વચન વિચારજો, વિચારજો દિલ ધારજો. શ્રી.
વાવો જેવું લણશો તેવું, એ સિદ્ધાંત સંભારજો. શ્રી. ૧
કરણી તેવી પાર ઉતરણી, એ શિક્ષણ ન વિસારજો. શ્રી. ૨
પરને સુખ દેતાં સુખ મળશે, પરની પીડ નિવારજો. શ્રી. ૩
લાલચમાં લપટાઇ લોભે, દુર્લભ ભવ નવ હારજો. શ્રી. ૪
'**શિવ**'પદમાં પ્રીતિ પ્રગટાવી, હરી અવરને તારજો શ્રી. ૫

આ પદ સાંભળી ચોરો ખુશખુશ થઇ ગયા અને આ પદના શ્રવણને પરિણામે તેમણે બીજી એક બાધા લીધી કે 'આજથી કોઇ એકલી અબળાને અમે કદિ લુંટશું નહિ.'

તેઓની એ પ્રતિજ્ઞાથી કેશર વધારે પ્રસન્ન થઇ. ચોરો કેશરને પગે પડીને પોતાને પંથે પડયા અને કેશર તો પ્રથમના જેટલી જ નિર્ભયતાથી છાંયામાં પાછી પોઢી ગઇ.



# પ્રકરણ ૨૬ મું

## ધર્મસંબંધ

બપોરના બે વાગ્યાનો સુમાર થયો હતો. એટલામાં એક વેલડી આવી અને તેમાં બેઠેલાં ત્રણ જણાં નીચે ઉતરીને વડલાની છાયા નીચે બેઠાં. બળદીઆ છોડી, તેને ચારો નાખીને ગાડાવાળો પણ તેમની પાસે આવીને બેઠો. એ ત્રણ જણામાં એક પંચાવન સાઠ વર્ષનો વૃદ્ધ હતો. બીજો તેમનો ૨૦-૨૨ વર્ષનો યુવાન પુત્ર હતો અને ત્રીજી લગભગ ૪૦ વર્ષની સ્ત્રી હતી, જે પેલા વૃદ્ધની પત્ની હતી. તે વૃદ્ધનું નામ મોતીચંદ શેઠ હતું. તેમની પત્નીનું નામ ચંપા શેઠાણી અને પુત્રનું નામ ન્યાલચંદ હતું. મોતીચંદ શેઠ દેવપુરના નગરશેઠ છે અને પૈસે ટકે સુખી છે.

તેઓ સૌ ભાતું કાઢીને ખાવા બેસવાની તૈયારી કરતા હતા એટલામાં તેમની નજર થોડે દૂર વડલાની છાયામાં સુતેલી લલના-પર પડી. મોતીચંદ શેઠે તેમનાં પત્નીને એકાદ લાડુ અને થોડી પુરીઓ એ બાઇને ખાવા આપી આવવા સુચના કરી.

ચંપા શેઠાણી પોતાના પતિની આજ્ઞા પ્રમાણે ખાવાનું લઈને પેલી લલના પાસે ગઇ અને તેને જગાડીને ખાવાનું આપવા માંડયું; પરંતુ તે યુવતિએ વિનયપુર્વક ના પાડી. શેઠાણીએ ઘણો આગ્રહ કર્યો, પરંતુ તે બાઇએ ખાવાનું ન જ લીધું. તે યુવતિ આપણી વાર્તાની નાયિકા કેશર જ હતી.

અંતે શેઠ પોતે કેશર પાસે આવ્યા અને કહ્યું કે, 'બ્હેન અમે વાણીયા છીએ—જૈન છીએ અને રાજીખુશીથી તમને ખાવાનું આપીએ છીએ, છતાં પણ તમે લેવાની ના કેમ પાડો છો?'

'આપ જૈન છો એ સાંભળી મને હર્ષ થાય છે. કેમકે હું પણ એ જગહિતકારી ધર્મ પાળું છું, પરંતુ પરનું હું શી રીતે લઇ શકું? તેનો બદલો દેવા હું કયાં આવું તેની મને મનમાં મુંઝવણ છે.' કેશરે વિનયથી કહ્યું.

'બ્હેન! ત્યારે તો તું મારી ધર્મની પુત્રી છે. સાધર્મી તરીકે તારે અમારી સાથેજ જમવું જોઇએ. સાચું સગપણ સાધર્મીનું ગણાય. તું જો નહિ જમે તો અમે સૌ પણ ભૂખ્યા રહીશું.' શેઠે આજીજી કરતાં કહ્યું.

'પણ જો તમે મને વચન આપો કે તમારાં ત્રણમાંથી કોઇ પણ એક જણ મારે ઘેર પધારશો અને મારા ઘરનો લુખો સુકો રોટલો લેશો તો હું જમું.' કેશરે આગ્રહ કરતાં કહ્યું.

'કબુલ છે બ્હેન! કબુલ છે. એથી વધુ કાંઇ શરત કરવાની છે? બનશે તો અમે ત્રણે આવશું; નહિ તો અમારામાંથી એકાદ તો જરૂર આવશે. માટે હવે ચાલો અમારી સાથે જમો.' શેઠે કેશરને પોતાની સાથે જમવા તેડતાં કહ્યું.

કેશરે તેઓની સાથે જતાં જતાં કહ્યું કે, 'પાંચ વર્ષ પહેલાં અમારા ગામમાં એક જૈન મુનિ પધાર્યા હતા. તેમનું વ્યાખ્યાન સાંભળ્યા પછી મેં નિશ્ચય કર્યો છે કે 'ઉપકારનો બદલો દેવાની ભાવના રાખવી.' એ ભાવના સદા મારી દષ્ટિ સન્મુખ રાખીને હું વર્તું છું. કોઈ પણ ચીજ સ્વીકારતા પહેલાં 'એ લેવાનો મારો શો અધિકાર? મારો તે વસ્તુ ઉપર શો હક્ક છે?' આવો મને હમેશ વિચાર રહ્યા જ કરે છે. હું તો મારા મનમાં એમ જ માનું છું કે:—

( બચ્ચા કરના અભિમાન—એ દેશી )

ધન ધન તે નરનો અવતાર, જે બદલો દેવા તૈયાર.
તૃણ ખાઇને દૂધ દીએ છે, જુઓ પશુની નીતિ;
હજાર કણ અર્પે કણ બદલે, પૃથ્વી આણી પ્રીતિ—ધન. ૧
બદલાની વૃત્તિ નવ જેને, તેને અધમી લેખું;
ભાવ ધરે બદલાનો ઉરમાં, દેવ જ તેને દેખું.—ધન. ૨
તાસ ગામમાં રંકનાં ઘરમાં, જરૂર પગલાં કરજો;
કેશરબાઇ નામ લખી લો, દીન દેખી નવ ડરજો—ધન. ૩
નામ ઠામ ને ગામ કહો ઝટ, તે વિણ નવ હું ખાઉં;
અબળા પણ નરજન્મ વિષે છું, તે કેમ ભૂલી જાઉં—ધન. ૪

મોતીચંદ શેઠ આ સાંભળીને દિગ્મૂઢ થઇ ગયા. તેમણે ઘણા મુનિરાજોનાં દર્શન કર્યાં હતાં. અઠ્ઠાઇ ઉત્સવો, પ્રતિષ્ઠામહોત્સવો અને સ્વામીવત્સલો પણ અનેકવાર કર્યા હતા. શત્રુંજય, ગિરનાર અને આબુ વગેરે તીર્થોની અનેકવાર યાત્રાઓ કરી હતી. મુનિવરો પાસેથી મહિનાઓના મહિનાઓ સુધી વ્યાખ્યાનો સાંભળ્યાં હતાં, છતાં તેમણે પોતાના જીવનમાં કાંઇપણ ઉતાર્યું નહોતું. તેઓ જિનમંદિરમાં દરરોજ દર્શનપૂજન કરતા, પ્રતિદિન માળા ફેરવતા, રાત્રિભોજન કરતા નહિ, આઠમ પાખીએ લીલોતરી ખાતા નહિ અને મુનિરાજોને અન્ન, વસ્ત્ર અને પુસ્તકાદિ વહોરાવતા, છતાં એ બધું લોકરૂઢિથી અને કંઇક કીર્તિની અભિલાષાથી કરતા. તેમના દિલના દરવાજા હજુ ઉઘડ્યા નહોતા. તેઓ દુકાને જતા ત્યારે દેવ, ગુરૂ અને ધર્મને ખીંટીએ બાંધી મૂકતા. એક દમડી માટે જુઠું બોલતાં તેમના દિલને આંચકો લાગતો નહિ. એક માલ દેખાડી બીજો આપતાં કે ભેળસેળ કરતાં તેમને પ્રભુનો ડર પણ લાગતો નહિ અને વિશ્વાસઘાત જેવું પાપ કરતાં પણ તેમને ધર્મનો વિચાર નડતો નહિ. ગરીબોને રંસવામાં તેમને પાપ સમજાતું જ નહિ. આવી તેમની

સ્થિતિ હતી. તેમણે અનીતિથીજ પૈસો ભેગો કર્યો હતો. આજે તેમની **આંખ ઉઘડી ગઇ. ધર્મ શું છે ? અને તે કેમ પાળવો જોઇએ ?** એ તેઓ આજે સમજ્યા. દીનના દિલમાં આજે તેમણે દેવ દેખ્યા. કેશરનો આભાર માનતાં તેમણે કહ્યું:—

( અહો વિશ્વવંધ—એ દેશી )

ધન્ય ધન્ય કેશરબા તુજને, ધન્ય જનેતા છે તારી!;
ધર્મ મર્મ સમજી સત્સંગે, આંખ ઉઘાડી તેં મારી. ૧

ટીલાં ટપકાં કરનારાઓ, ભારતમાં મેં બહુ દીઠા,
લાલચમાં લપટાયેલા તે, ઉરમાં લાગ્યા નવ મીઠા. ૨
દર્શન પુજન કરવા કારણ, ગામોગામમાં ફરનારા;
લોભ સાગરે ડુબેલા એ, મોહ—અગ્નિથી મરનારા. ૩

કીર્તિ અર્થે શાસ્ત્ર શ્રવણમાં, પ્રીતિ દિલમાં ધરનારા;
કષાય વન્હિથી ધગધગતા, શી રીતે ભવ તરનારા ? ૪

સાદા જીવનમાં સુખ સમજી, વિનય વિવેકની ધરનારી;
ધર્મ મૂર્તિ તું હિંદ વિષે છો, કર્મબંધથી ડરનારી. ૫

ધર્મ જુએ નવ નાત જાતને, આજે માન્યું મેં મનમાં;
મત પંથોમાં ધર્મ મળે નવ, તેમજ ગામ, નગર વનમાં. ૬
જે કરશે તે તરશે ભાવથી, મારે તેની છે તલવાર;
વાતો કરવાથી નવ વળશે, એમાં ફેર નથી તલભાર. ૭

ગરીબીમાં સુખ માની તું તો, ફરજ વિચારે વારંવાર;
લક્ષ્મીમાં સુખ સમજી હું તો, ભૂલ્યો સન્મારગ સુખકાર. ૮
દેવી, ગુરૂણી, ભગિની, પુત્રી, મુજને તું તો થઇ ગુણકાર:
પ્રગટ પ્રતિમા સત્ય ધર્મની, નિરખી પામું હર્ષ અપાર. ૯
ફરી ફરી તું દર્શન દેજે, દેવપુરે દેવી હિતકાર:
પાપી પિતાને ભવસાગરથી. પામર જાણી પાર ઉતાર. ૧૦

આ પ્રમાણે કેશરનો આભાર માની, તેને પોતાની ધર્મની પુત્રી માની દેવપુર પધારવા મોતીચંદ શેઠે અતિ આગ્રહ કર્યો. કેશરબાઇએ પણ તેમને તારા ગામ પધારવા ઘણો આગ્રહ કર્યો. ચંપા શેઠાણી અને કેશરબાઇએ જાણે વ્હેનો હોય એમ પેટ ભરીને વાતો કરી. ન્યાલચંદને પણ કેશરે ઉપદેશના બે શબ્દો કહ્યા. પછી સૌ છુટા પડયા. જાણે વર્ષોનો સંબંધ હોય તેવો તે વખતે દેખાવ થઇ રહ્યો. સૌની આંખમાં પ્રેમનાં આંસુ આવ્યાં. ગાડાવાળો તો આ બધું જોઇને આશ્ચર્ય પામ્યો. તેને એ ક્યાંથી સમજાય કે ' ગુણાઃ પુજાસ્થાનં ગુણિષુ ન ચ લિંગં ન ચ વયઃ ' અર્થાત્ ગુણી માણુસોની વય કે જાતિ પુજાતી નથી પણ તેમના ગુણો પૂજાય છે. કેશરના ગુણોએ મોતીચંદ શેઠ, ચંપા શેઠાણી અને ન્યાલચંદને વશ કર્યા. તેઓ કેશરના ગુણ ગાતાં પોતાને પંથે પડયાં. કેશર પણ પોતાને પિયર જવા ઉપડી.



# પ્રકરણ ૨૭ મું

## જ્ઞાતિબહાર

તાલુસ ગામની પાટીદાર કોમમાં કેશરની ઘરોઘર ચર્ચા થવા લાગી. કેશર તો ઠીક, પણ દેવાએ જૈન ધર્મનો સ્વીકાર કર્યો એ જ્ઞાતિને ન ગમ્યું. અંતે તેઓએ જ્ઞાતિ ભેગી કરી અને દેવાને બોલાવીને તેને સારી પેઠે ધમકાવ્યો; પરંતુ દેવાએ નિડરતાથી જ્ઞાતિજનોને સ્પષ્ટ જવાબ આપ્યો કે, 'જ્ઞાતિનો સંબંધ દેહ સાથે છે અને ધર્મ સંબંધ આત્મા સાથે છે. દેહ નાશવંત છે અને આત્મા અવિનાશી છે. દેહની ખાતર આત્માનું અનિષ્ટ કરવા હું તૈયાર નથી. હું એટલું કબુલ કરૂં છું કે પાટીદાર કોમના લેવડદેવડના જે નિયમો છે તેનું હું ઉલ્લંઘન નહિ કરૂં. તે ઉપરાંત પણ જે નિયમો આત્માને હાનિ કરે તેવા નહિ હોય તેનું પણ હું પાલન કરૂં. પણ ધર્મ કયો પાળવો ? દેવ ગુરૂ કોને માનવા ? એ તો સૌ સૌની મરજીની વાત છે. એમાં સગાં સંબંધી કે જ્ઞાતિ માથું મારે એ કોઇ રીતે ઇષ્ટ નથી.'

દેવાની આ ન્યાયયુક્ત વાત પણ કોઇને ગળે ઉતરી નહિ અને ઉતરે પણ ક્યાંથી ? કારણ કે કોઇને સાંભળવુંજ ક્યાં હતું ? સૌએ પ્રથમથીજ નિશ્ચય કરી રાખ્યો હતો. એટલે એકદમ હોહા મચાવી મૂકી અને બધા સાથે બોલવા અને ધમકાવવા લાગ્યા. વલ્લભ દેવાના પક્ષમાં બોલવા લાગ્યો એટલે જ્ઞાતિએ દેવાની સાથે વલ્લભનો બહિષ્કાર જાહેર કર્યો.

કેશરના પિતા પંચત્વ પામ્યા હતા તેથી કેશર પોતાને પિયર ગઇ હતી તે દરમીયાન આ બધું બન્યું. કેશર અઠવાડીઆ પછી પાછી

ફરી ત્યારે દેવાએ તેને અથથી ઇતિ પર્યંત બધી વાત કહી સંભળાવી.. દેવાની અટળ શ્રદ્ધા, ધીરજ અને નિડરતા જોઇ કેશર તેના ચરણમાં પડી. તેણે કહ્યું કે, 'જ્ઞાતિ તો જન્મોજન્મ મળશે, પણ કાંઈ દેવ, ગુરૂ અને ધર્મ મળવાનાં હતાં ? ધર્મને ખાતર તો લાખ જન્મ સુધી જ્ઞાતિબહાર રહેવા આત્માર્થીએ તૈયાર રહેવું જોઈએ.'

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી એટલામાં વલ્લભ પણ આવ્યો. તેણે બધી હકીકત સવિસ્તર સંભળાવીને કહ્યું કે, 'જુઓ બ્હેન ! મને તો કાંઇ ફીકર નથી કેમકે હું તો એકલો છું અને મારે ક્યાં જ્ઞાતિ સાથે કશા લેવા દેવા છે ? પણ તમે ગૃહસ્થી છો એટલે તમને વિટંબના પડશે. કાલે ઉઠીને રામુનું વેવિશાળ કરવાનો વખત આવશે ત્યારે તમને મુશ્કેલી પડશે.'

કેશરે તેને જવાબ આપતાં કહ્યું કે, 'ભાઇ ! તેં હજુ મને બરાબર ઓળખી જણાતી નથી. રામુને ખાતર હું મારા ધર્મનો ત્યાગ કરૂં એ તો કદિ બને જ નહિ. એ કદાચ જીંદગીભર કુંવારો રહે તો પણ શું થયું ? અને તેને પરણવું જ હશે તો પાટીદાર કોમ ઉપર ઓછી જ છાપ મારી છે ! બીજી જ્ઞાતિઓમાં ક્યાં કન્યાઓ નથી ? સંસારમાં ધર્મી જીવો ઉપર તો મુશ્કેલીઓ આવ્યા જ કરે છે. એથી ડરવાનું હોય નહિ.'

'પણ જ્ઞાતિએ તમારી સાત પેઢીની પટલાઇ લઇ લીધી અને પટેલની પાઘડી રાવજીભાઇને બંધાવી છે.' વલ્લભે બીજો મુદ્દો રજુ કર્યો.

'એટલી ઓછી પંચાત. પટેલાઇમાં શું સુખ હતું ? અને પટેલાઇ ક્યાં મુક્તિ અપાવનારી હતી ? ભાઇ ! એ તો ધર્મને પ્રભાવે સૌ સારૂં જ થશે, માટે ધીરજ રાખો.' કેશરે પટેલાઇ માટે બેદરકારી દેખાડતાં અને ધીરજ આપતાં કહ્યું.

---

## પ્રકરણ ૨૮ મું

## કસોટી

તાસ ગામમાં પાટીદાર કોમની વસ્તી મોટા પ્રમાણમાં હતી. ધર્મચંદ કાકાને સૌની સાથે સારાસારી હતી. ધર્મચંદ શેઠ સાથે પાટીદારોને લેવડદેવડનો ઘણો વહેવાર હતો. સૌ પાટીદારોએ સંપીને ધર્મચંદ શેઠ ઉપર દબાણ કર્યું કે, 'જો તમે દેવા સાથે સંબંધ રાખશો તો અમે તમારી સાથે લેવડદેવડ નહિ રાખીએ.'

ધર્મચંદ વ્યવહાર દૃષ્ટિવાળો વાણીઓ હતો. તેણે વિચાર કર્યો કે દેવાને માથે દેવું છે. તે હવે તદ્દન ઘસાઇ ગયો છે. તેની સાથે વ્યવહાર રાખવામાં હવે લાભને બદલે હાનિ છે. આવો વિચાર કરીને તેણે પાટીદારોની માગણી કબુલ રાખી અને દેવા સાથે વહેવાર નહિ રાખવાનું કબુલ કર્યું. પાટીદારોને એટલું જ જોઇતું હતું તેથી તેઓ રાજી થયા.

ધર્મચંદ શેઠે દેવાને બોલાવીને બધી હકીકત કહી અને જણાવ્યું કે, 'મારા પાંચ હજાર રૂપીઆ તારા ઉપર લેણા નીકળે છે. તે ગમે તેમ કરીને દિવાળી પહેલાં મળવા જોઇએ, નહિ તો મારે આગળ પગલાં ભરવાં પડશે અને તારાં ખેતરો મારે ત્યાં ગીરો છે તે જો તું દિવાળી પહેલાં રૂપીઆ નહિ ભરે તો મારે લીલામથી વેચી દેવાં પડશે.'

શેઠની એકાએક આવી ધમકી સાંભળીને દેવા સજ્જડ થઇ ગયો. તે કાંઇ જ ઉત્તર આપી ન શક્યો. તેણે ઘેર આવીને કેશરને

સઘળી હકીકત નિવેદન કરી. કેશરની શ્રદ્ધા અટળ હતી. તે જરા પણ ગભરાઈ નહિ. તેણે પતિને ધીરજ આપતાં કહ્યું કે, 'એ તો આપણી કસોટી છે. દિવાળીને હજુ ૭ મહીના બાકી છે, ત્યાં સુધીમાં શું બનશે અને શું નહિ બને? અત્યારથી શું કહી શકાય? પણ આપણે કોઇ પણ પ્રકારે ટેક ન મૂકવી. ઘર, ખેતર ભલે વેચવાં પડે, ગામ પણ ભલે છોડવું પડે પણ ધર્મ ન છોડાય.'

દેવો પત્ની સાથે સંમત થયો પરંતુ ભાવિ ચિંતા દર્શાવતાં કહ્યું કે, 'આપણી પાસે હવે કશું સાધન રહ્યું નથી. બે બળદીઆ નિભાવવા પણ મુશ્કેલ છે. ધર્મચંદ શેઠની આપણને ઓથ હતી, તેણે પણ અંતે વાણીયાપણું દેખાડયું. આપણો તેની સાથે વડવાઓનો સંબંધ છે, છતાં આજે તેણે પોત પ્રકાશ્યું એ જરા મનમાં ખટકે છે.'

કેશરે પતિને આશ્વાસન આપતાં જણાવ્યું કે, 'જગતમાં કોઇ કોઇનું નથી. સૌ સ્વાર્થના સગા છે, એમાં ધર્મચંદ શેઠ બિચારા શું કરે? સર્વત્ર કર્મની લીલા છે. આપણાં પુન્ય પુરાં થયાં હશે તેથી આમ બન્યું છે, માટે દુઃખ ન લગાડો. તમે બળદીઆ વેચી નાખો અને મજુરી કરવાનું નક્કી કરો. હું પણ કોઇનું પાણી, દળાણું કરીશ અને મારાથી બનતી બધી મહેનત કરીશ. તમે નિશ્ચિંત બનો. સૌ સારૂં થશે. સૌ આપણો ત્યાગ કરશે પણ ધર્મ આપણો ત્યાગ નહિ કરે. મારા ગુરૂ સમર્થ છે. તેમની છાયામાં આપણે દુઃખી નહિ થઇએ. માટે શ્રદ્ધા રાખો.'



# પ્રકરણ ૨૯ મું

## મહા મુશ્કેલી

દેવાએ બળદીઆ વેચી નાખ્યા, ગાડું અને ખેતીનાં ઓજારો પણ વેચી નાખ્યાં. તે મજુરી કરવા લાગ્યો. કેશર પણ વાણીઆ બ્રાહ્મણને ત્યાં પાણી ભરવા જતી અને દળણું દળતી, અને કરકસરથી ઘર ચલાવતી.

દેવા આટલો મુશ્કેલીમાં આવી પડયો તેટલાથી પણ પાટીદારોને સંતોષ ન થયો. દેવાને મજુરી મળે છે તે પણ તેમને ન રૂચ્યું. ગામમાં વાણીઆ બ્રાહ્મણનાં ઘરો ગણ્યાં ગાંઠયાં હતાં. તેમને તેમણે પોતાના પક્ષમાં લીધા અને દેવા કે કેશરને કોઇએ કામ ન આપવું એવાં સૌની પાસેથી વચન લીધાં.

દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા. કામ ધંધો કાંઇ મળે નહિ, પૈસા એકની આવક નહિ અને ખાવાનું તો જોઇએ જ. દેવા મનમાં અકળાવા લાગ્યો. કોઇની પાસે જવાય નહિ, ધર્મચંદ શેઠને ત્યાં બેસવાનું સ્થાન હતું તે પણ ગયું. ગામમાં ઘેર ઘેર નિંદા જ થતી. સૌ કરડી નજરે જ નિહાળતા. લોકો કેશરના બધા ઉપકારો ભૂલી ગયા. કેશરને ત્યાં હવે કોઇ ડોકાતું પણ નથી. માત્ર બે બ્રાહ્મણ ડોસીઓ છાની છાની ઉપદેશ સાંભળવા આવતી. એ શિવાય તો કેશર, દેવો, વલ્લભ અને રામુ બધાં સાથે મળીને વીતરાગ પ્રભુના ગુણ ગાતા અને રાત્રે સૌ સાથે મળીને ભજનાનંદ લુંટતાં.

દિવાળીને હવે બે જ મહિના બાકી રહ્યા. ઘરમાં ખાવાનું મળે નહિ. ગાદલાં, ગોદડાં વાસણો અને વધારાની બધી ચીજો વેચાઇ ગઇ. સારાં કપડાં સુદ્ધાં વેચી નાખ્યાં. ખાતાં ખાતાં ખજાના પણ ખુટે. મુંઝવણનો પાર રહ્યો નહિ, કાંઇ ઉપાય સુઝે નહિ.

એવામાં રામુ એકાએક માંદો પડયો. તેને તાવ આવવા માંડયો. રાત અને દિવસ તાવ ઉતરે જ નહિ. તેને જોવા કોણ આવે? ગામમાં એક બ્રાહ્મણ વૈદ્ય હતો પણ તે પાટીદારોથી ડરે. વળી તેને ફીનો રૂપીઓ અને દવાના પૈસા આપવા કયાંથી?

દેવો, વલ્લભ અને કેશર પ્રભુનું સ્મરણ કરતાં રામુ પાસે બેઠાં છે, મુસ્કેલીનો પાર નથી. વલ્લભે પણ જીંદગીમાં કશો ધંધો કર્યો નથી. તેણે પણ વડીલો જે કાંઇ મૂકી ગયા તે ખાઇ પીને પુરૂં કર્યું છે, તેને પણ મનમાં બહુ દુઃખ થવા લાગ્યું. કેશરના પિયરમાં પણ ઓરમાન માતા છે. તેને બોલાવવા જેવી નથી. ભાઇઓ બિચારા ગરીબીમાં ગરકાવ થઇ ગએલા છે. ઉભા રહેવાનું કયાંઇ સ્થાન નથી.

આખરે કેશરને એક વિચાર સુઝયો. તેણે વલ્લભને પૂછ્યું, 'ભાઇ! હું એક પત્ર લખી આપું તે લઇને તમે વસંતપુર જશો?'

વલ્લભે ઉત્તર આપ્યો કે, 'બ્હેન! તમારા માટે વસંતપુર તો શું, પણ પાતાળમાં જવા તૈયાર છું?'

કેશરે કહ્યું કે, 'વસંતપુરમાં મારા એક ધર્મના પિતા છે. એમનું નામ લક્ષ્મીચંદ શેઠ છે. હું તમને એમના ઉપર કાગળ લખી આપું. મને ખાત્રી છે કે આવે પ્રસંગે તેઓ જરૂર મદદ કરશે. મેં નિશ્ચય કર્યો હતો કે કોઇની મદદ ન માગવી અને કોઇનું કરજ ન કરવું. માત્ર કામ કરીને જ ખાવું, પણ મારૂં ધાર્યું કામ ન આવ્યું.'

એમ કહીને કેશરે વલ્લભને નીચે પ્રમાણે પત્ર લખી આપ્યો:—

ધર્મ પિતાશ્રી લક્ષ્મીચંદ શેઠની સેવામાં,

શ્રી વસંતપુર

તારાસ ગામથી લી. આપની ધર્મપુત્રી કેશરના વંદન સ્વીકારશો. સવિનય લખવાનું કે હું બહુ જ મુશ્કેલીમાં આવી પડી છું. ખાવાને અન્ન નથી. દિકરો માંદગીને બીછાને પડયો છે તેની દવાનું પણ ઠેકાણું નથી, બની શકે તો આ પત્ર લાવનારની સાથે કંઈ સહાય મોકલશો. હું આપનો જીંદગીભર આભાર ભુલીશ નહિ. આપની સૌની કુશળતા ચાહું છું. આ પત્ર લાવનાર ભાઇ વલ્લભને રોકશો નહિ. એ જ

લી. આપની પુત્રી
કેશરના વંદન

વલ્લભ આ પત્ર લઇને ઉભે પગે વસંતપુર તરફ ચાલી નીકળ્યો.



## પ્રકરણ ૩૦ મું

## પચાસહજાર સોનૈયા

જમુના બિછાના પાસે કેશર અને દેવો બેઠા છે, તેમણે આજે ખાધું પણ નથી. રાત્રે બારના ટકોરા થયા, દેવાએ કેશરને કહ્યું કે આખી રાત બન્ને જણાથી નહિ જાગી શકાય, માટે તું બે ત્રણ કલાક સુઇ રહે. હું ત્યાં સુધી બેઠો છું. ત્રણ વાગે હું તને જગાડીશ. કેશરે પતિની સુચના સ્વીકારી અને એક ગોદડીપર આડે પડખે પડી. સુતાં સુતાં પણ તેનું ગુરૂસ્મરણ તો ચાલુ જ હતું. રાત્રિના બે વાગ્યાના સુમારે ગુરૂજીએ કેશરને સ્વપ્નમાં દર્શન દીધાં. કેશર પોતાને કૃતકૃત્ય માનવા લાગી. કેશરે કરકમળ જોડી ગુરૂને વંદના કરી પોતાના વીતકની વાત કહી સંભળાવી. ગુરૂમહારાજે ઉત્તરમાં તેને કહ્યું કે, 'મારાથી કાંઇ અજાણ્યું નથી. તારી પળ પળની હું ખબર રાખું છું, પણ મારો ઉપાય નહોતો; કારણ કે તારા અશુભનો ઉદય એવાજ પ્રકારનો હતો કે જે તારે ભોગવ્યેજ છુટકો હતો. આજે તે દશાનો અંત આવે છે અને હવે તારા પુન્યનો ઉદય થાય છે. આજથી તારે માથે ચડી આવેલાં દુઃખનાં વાદળ વિખરાવા માંડશે. સાંભળ ! તારા ઘરમાં જે કોઠાર છે તેની નીચે તારા સસરાના પુર્વજોએ પચાસહજાર સોનૈયા દાટી મુકયા છે. તે તું કાઢી લેજે. તારી મીલકત પણ આટલો સમય તને ખાવા માટે સરજાયેલી નહોતી એટલે હું લાચાર હતો. કર્મ કોઇને છોડતું નથી. શુભ કે અશુભ ભોગવ્યેજ છુટકો છે. શ્રી વર્ધમાન સ્વામીને માથે પણ ઓછી વીતી છે? તેમને હિસાબે તારાં દુઃખો શી વિસાતમાં છે? તારા પતિની આજથી સાતમી પેઢી ઉપર આ ઘરની જાહોજલાલી

રાજા મહારાજા જેવી હતી. તે વખતે આ ઘરમાં ધાનને બદલે ધનના કોઠારો ભર્યા હતા. તાસ ગામમાં તમારૂં કુટુંબ રાજા જેવું ગણાતું. વખત બદલાતો ગયો અને ચોથી પેઢી ઉપરના તારા સસરાએ કોઠાર નીચે પચાસ હજાર સોનૈયા દાટી મુકયા. તેમણે એવો વિચાર કર્યો કે કોઈ મુશ્કેલીને પ્રસંગે એ કામ આવશે. તેમણે ઘરમાં કોઇને તેની વાત કહી નહોતી. એક વખત પોતે ખેતરમાં કામ કરતા હતા તેવામાં એકાએક સાપ કરડવાથી તે અચાનક મરણુ પામ્યા. તેમના પછીની ત્રણુ પેઢીમાં કોઇ ભાગ્યશાળી આત્મા આ ઘરમાં પાકયો નહિ એટલે દિનપ્રતિદિન તમારૂં ઘર ઘસાતું ગયું. તું ભાગ્યશાળી છે અને તારાં આ ઘરમાં પગલાં થયાં છે તેથી સૌ સુખી થશે. બીજું, તારા વાડામાં દિવાલ ઉપર જે વેલો છે તેનાં મુળીઆં બહુજ ગુણકારી છે. કોઇને પણુ ગમે તેવો સાપ કરડયો હોય તો તે વેલાનાં મુળિયાં વાટીને પાઇ દેવાં અને તારે નાહી ધોઇને જેને સાપ કરડયો હોય તેની સામે બેસીને ત્રણુ નવકાર ગણી, ઉપસર્ગહર સ્તોત્રનો ત્રણુ વખત પાઠ ભણુવો. તેથી સાપનું ગમે તેવું ઝેર પણુ ઉતરી જશે. તે માણુસ શુદ્ધિમાં આવે ત્યારે જે ત્રણુ પદ મેં તાસ ગામની પ્રજાને શીખવ્યાં છે તે ત્રણુ પદ તેને લખી આપજે અને નિત્ય પ્રાતઃકાળમાં તેનું સ્મરણુ કરવા ભલામણુ કરજે. '

કેશરે ગુરૂચરણુમાં પડીને માથું ઉંચું કર્યું તો ગુરૂજી ન મળે. તે આશ્ચર્યમાં પડી ગઇ અને ગુરૂજીને બોલાવવા ' હે ગુરૂરાજ ' એવા શબ્દો તેના મુખમાંથી મોટેથી નીકળી પડયા. એ શબ્દો સાંભળી દેવો તેની પાસે આવ્યો અને તેને જગાડી. કેશરે સ્વપ્નની સઘળી હકીકત પતિને નિવેદન કરી.

દેવાએ કહ્યું કે ' વંશપરંપરાથી મેં એમ તો સાંભળ્યું છે કે ચોથી પેઢી ઉપરના મારા દાદાના દાદાને ખેતરમાં સાપ કરડયો હતો તેથી તેઓ ત્યાંને ત્યાંજ મરણુ પામ્યા હતા. આ વાતનું તો મને બરાબર સ્મરણુ છે અને તારા સ્વપ્નાની હકીકત સાથે મળતી

આવે છે. મને લાગે છે કે બાકીનું સ્વપ્નદર્શન પણ સાચું હશે. તું કહે તો હું કોઠાર નીચે ખોદી જોઉં.'

કેશરે દેવાને નાહી ધોઇ ત્રણ નવકાર મંત્ર ગણી પછી ખોદવાની સુચના કરી. દેવાએ તે પ્રમાણે કર્યું. તેની ભુજાઓમાં આજે ભીમનું બળ આવ્યું હતું. એક ઘડીવારમાં તો તેણે કોઠાર દુર કરી ખાડો ખોદી, તેમાંથી સોનૈયા ભરેલો તાંબાનો હાંડો કેશર પાસે રજુ કર્યો. એ જોઇ બન્નેના આનંદનો પાર ન રહ્યો. સોનૈયા ગણી જોયા તો બરોબર પચાસહજાર થયા. બન્નેએ ગુરૂદેવનો આભાર માન્યો.



# પ્રકરણ ૩૧ મું

## ઉપકારનો બદલો

બીજે દિવસે બપોરના બાર વાગ્યા અને લક્ષ્મીચંદ શેઠ, વલ્લભ અને વસંતપુરના ડૉક્ટર સીગરામમાં આવી પહોંચ્યા. ડૉક્ટરે રામુને તપાસીને દવા આપી. લક્ષ્મીચંદ શેઠે કેશરનાં દર્શન થયાં તે માટે આનંદ દર્શાવ્યો અને કહ્યું કે, 'દિકરી! હું તો મૃત્યુના મોંમાંથી પાછો ફર્યો છું. આજથી પંદર દિવસ પહેલાં જ હાલતો ચાલતો થયો છું. તારા ઉપદેશની અસરથી મરણપથારીએ પણ મેં તારૂં જ સ્મરણ કર્યું હતું અને વીલમાં મારી પાંચ લાખની મીલકત મેં તારે નામે કરી છે. હું પરણ્યો નહિ અને લક્ષ્મી પણ બહુ જીવી નહિ, તેનાં બિચારીનાં લગ્ન તો બહુ જ ધામધુમથી કર્યાં પણ પરણ્યા પછી બેજ વર્ષમાં તે મરણ પામી. હવે તો લક્ષ્મી ગણું તો પણ મારે મન તું છે અને કેશર ગણું તો પણ તું છે. તારો પત્ર મળ્યો ત્યારે મને એક તરફથી આનંદ થયો અને બીજી તરફથી ખેદ થયો. આનંદ એટલા માટે થયો કે દુઃખમાં તેં મને સંભાર્યો અને ખેદ એટલા માટે થયો કે મારા જેવો તારો ધર્મપિતા હોવા છતાં તને ખાવા ન મળે! પરંતુ હવે તો જે થયું તે ઠીક થયું. તું હવે નિશ્ચિંત રહેજે. પાંચ લાખ તારા જ છે. મને તો જીવું ત્યાં સુધી રોટલા ખાવા અને પહેરવા કપડાં આપજે એટલે થયું.'

કેશર આ સાંભળીને ચકિત થઈ ગઇ, તેણે ગદ્‌ગદ્ કંઠે કહ્યું કે, 'પિતાજી! તમારા પૈસા લઇને હું કરજ કરીને કયે ભવ તે

ચુકવું ? મને તે કામ ન આવે. આપના પ્રતાપે ગુરૂકૃપાથી મારૂં દારિદ્ર દૂર થયું છે.' એમ કહીને કેશરે રાત્રિના સ્વપ્નાની હકીકત કહી.

લક્ષ્મીચંદ શેઠે પૂછ્યું, 'દિકરી ! તું દેવ, ગુરૂ અને ધર્મને માને છે ?'

'જરૂર' કેશરે ઉત્તર આપ્યો.

'ત્યારે દેવ અને ગુરૂનો ઉપકાર કેટલો ગણાય તેનો તને કાંઈ ખ્યાલ છે ?' શેઠે વળી પ્રશ્ન કર્યો.

'બરોબર ખ્યાલ છે. એમના ઉપકારનો તો બદલો વાળી જ ન શકાય. ત્રણ લોકની સંપત્તિ આપીએ તો પણ એ ઉપકારનો બદલો ન વળે.' કેશરે જવાબ વાળ્યો.

'ત્યારે તને ખબર છે ? હું તો તને ગુરૂ માનું છું. તેં તો મને નર્કમાં પડતો બચાવ્યો છે. જો એ અમાપ ઉપકારનો બદલો હું ન વાળું તો મારા જેવો કૃતઘ્ની કોણ ગણાય ?' શેઠે પોતાનો હેતુ સાધતાં કહ્યું.

કેશરથી હવે કાંઈ ઉત્તર અપાય એવું રહ્યું નહિ. વળી એ વખતે વધારે ચર્ચા કરવાનો સમય પણ નહોતો, કારણ કે સૌનું ચિત્ત રામુમાં હતું. ડોકટરે તો તેનો તાવ ઉતરે નહિ ત્યાં સુધી તેની પાસેથી ખસવા પણ ના પાડી.

છેવટે બપોરના ત્રણ પછી રામુનો તાવ ધીમો પડયો. તેણે આંખ ઉઘાડી. સૌના જીવમાં જીવ આવ્યો. ડોકટર તે પછી તેના બિછાના પાસેથી ઉઠયા અને ત્યારેજ દાતણ પાણી કરી સ્નાન કર્યું. તે પછી સૌ જમ્યાં. કેશરને ત્યાં આટલી ધમાલ જોઈને લોકો તો આશ્ચર્યચકિત થઈ ગયા અને કેટલાકો તો દ્વેષથી પણ સળગવા લાગ્યા.

# પ્રકરણ ૩૨ મું

## કરજમાંથી મુકિત

બે ત્રણ દિવસમાં રામુનો તાવ તદ્દન ઉતરી ગયો અને તે હરતો-ફરતો થયો. તેને હવે માત્ર અશકિત જણાતી હતી.

લક્ષ્મીચંદ શેઠે કેશરની બાજુના મકાનમાં નિવાસ કર્યો. તેમને દરરોજ કેશરના સત્સંગનો લાભ મળવા લાગ્યો અને તેમણે પ્રીતિથી ભકિતરસનું પાન કરવા માંડયું. વલ્લભ, દેવા અને કેશર પાસેથી તેમણે કેશર તાસ ગામમાં આવી ત્યારથી આજ સુધીની હકીકત જાણી લીધી. એક વખત પ્રસંગ નીકળતાં તેમણે કહ્યું કે, 'દિકરી! તારી ગતિ તે મારી ગતિ. તારા દેવ તે મારા દેવ. તારા ગુરૂ તે મારા ગુરૂ અને તારો ધર્મ તે મારો ધર્મ. મારી તો અલ્પ મતિ છે. મને તો તારામાં પુર્ણ શ્રદ્ધા છે. આજથી હું તારો દાસ છું અને તું મારી માલીક છે. હવે હું વસંતપુર જવા ઇચ્છતો નથી. ત્યાં હવે મારૂં કોણ છે ? મારૂં તો હવે જે છે તે અહિંજ છે. તારાં ભજનો સાંભળીશ અને આનંદ કરીશ.'

આમ આનંદમાં દિવસો વીતવા લાગ્યા. દેવાએ ધર્મકાકાનું કરજ પાઇએ પાઇ ચૂકવી આપ્યું અને પોતાના ઘર ખેતર છોડવી લીધાં. પ્રથમની જેમ તેણે ચાર ૭ સાથીઓ રાખ્યા. ૮–૧૦ બળદો, ૫–૭ ભેંસો અને ૮–૧૦ ગાયો રાખી અને પોતાના પિતાના સમયમાં જેવી સ્થિતિ હતી તેવી સ્થિતિ જમાવી દીધી. ગામના લોકો તો આ બધી જમાવટ જોઇને દિંગ્મૂઢ બની ગયા. સૌને થયું કે કેશરમાં

ખરેખર કંઇક જાદુઇ શકિત છે એમાં ફેર નહિ. તેણે જરૂર કંઈક મંત્રસિદ્ધિ કરી છે.

જ્યાં ને ત્યાં પાછી કેશરની ચર્ચા થવા લાગી અને વાતોને વાતોમાં કેટલાક કહેવા લાગ્યા કે, ' કેશર તો જગદંબા છે. એ તો ભગવત્મુર્તિ છે. પાટીદારો તો મૂર્ખા છે. એ લોકો કદિ સુખી થવાના નથી. ધર્મ કાંઇ કોઇના બાપનો છે ? બળજબરીથી કાંઇ ધર્મ થતો હશે ? લોકો તો અક્કલ વગરના છે. જેનો સુર્ય સવળો હોય તેને બીજા ગ્રહો શું હાનિ કરી શકે તેમ છે ? '

આમ જોતજોતામાં તાસ ગામનું વાતાવરણ ફરી ગયું. પ્રથમની પેઠે કેશરના પાછાં વખાણ થવા લાગ્યાં. સંખ્યાબંધ સ્ત્રી-પુરૂષો તેના વ્યાખાનમાં હાજરી આપવા લાગ્યાં. કેટલાક તો કેશરને રૂડું પણ મનાવતા કે ' બ્હેન ! અમે તો પ્રથમથીજ જાણતા હતા કે તમે તો દેવી છો—સાક્ષાત જગદંબા છો. પણ પાટીદારો મુર્ખા રહ્યા. અમે શા માટે કોઇની આંખે ચડીએ? એથી આવવા જવાનું જરા ઓછું કર્યું હતું. ' કેશર મનમાં તો બધું સમજતી, પરંતુ તે કોઇને કડવો બોલ કહેતી નહિ. પાટીદારો પણ મનમાં ઠંડા થઇ ગયા અને સૌ પોતાની ભુલ સમજવા લાગ્યા. ધીમે ધીમે તેઓએ પણ કેશરની નિંદા કરવી મુકી દીધી.



# પ્રકરણ ૩૩ મું

## કેશરનો પ્રભાવ

તાપ ગામની પાટીદાર કોમમાં ધીમે ધીમે કેશરની નિંદા ઓછી થતી ગઇ. સૌને એમ તો લાગ્યું કે એ બાઇ કોઈ અજબ શક્તિવાળી છે. તેનામાં ન સમજાય એવું સામર્થ્ય છે અને ન કળી શકાય એવું એનામાં કૌશલ્ય છે.

એક દિવસ વિજયા નામની એક બ્રાહ્મણ બાળાને એકાએક સર્પ કરડયો. અને દવાઓ કરવામાં આવી, પરંતુ કાંઇ ન વળ્યું. રાત્રે દશ વાગે સર્પ ઉપર અજાણતાં તેનો પગ પડી ગયો તેથી સર્પે તેને ડંશ માર્યો. આખી રાત્રિ ઉપચારો કરવામાં ગઇ. જ્યારે ઉપચારોની કશીજ અસર ન જણાઇ ત્યારે સૌએ આશા મૂકી અને તેને મરેલી માની સ્મશાને લઇ ગયા. એ વાત કેશરને કાને પડી. તે એકદમ સ્મશાને દોડી ગઇ અને તેને બાળતાં અટકાવી. પોતે સ્નાન કરી, ગુરૂ મહારાજના કહેવા પ્રમાણે વેલાના મૂળીયાનો રસ તે બાળાના મોંમાં મૂક્યો અને પોતે ત્રણ નવકાર ભણી ઉપસર્ગહર સ્તોત્રનો પાઠ ભણવા બેસી ગઈ. સૌની અજાયબી વચ્ચે તે બાળાએ આંખ ઉઘાડી અને સૌના જીવમાં જીવ આવ્યો. બ્રાહ્મણબાળા બચી. કેશરે તેને **ઘટ મંદિરમાં આવો રે, સાચો જૈની તે જ ગણાયે** અને **ઠરી અવરને ઠાર, એ છે જિનવર આગમ સાર** એ ત્રણ પદો લખી આપ્યાં અને તેનું નિત્ય પ્રાતઃકાળમાં સ્મરણ કરવા સુચના કરી. તે બાળાને તેમજ સૌને લાગ્યું કે કેશરે તેને જીવનદાન દીધું. આ વાત કર્ણોપકર્ણ તાપ ગામમાં તો શું પરંતુ આસપાસના ગામડા-

ઓમાં પણ ફેલાઇ ગઇ અને કેશરબાઇનો પ્રભાવ પહેલાં હતો તેના કરતાં હજારગણો વૃદ્ધિ પામ્યો.

આ વાતને હજુ થોડા દિવસો જ થયા હતા એટલામાં એક દિવસે સવારના આઠ વાગ્યાના સુમારે પાટીદાર જ્ઞાતિના પટેલ રાવજીભાઈના મણીભાઇને કાળો નાગ ડસ્યો. પટેલનો એ એકનોએક પચીશ વર્ષનો જુવાન દિકરો હતો. પટેલની વય પંચાવન વર્ષની થવા આવી હતી. દીકરાને સર્પ ડસ્યો છે એ સાંભળીને પટેલને તો મૂર્ચ્છા જ આવી ગઈ.

મણીભાઇને ઘી પાયું, કેળનો રસ પાયો, કેટલીક દવાઓ ચોપડી અને બીજા અનેક ઉપચારો કર્યા પરંતુ કાંઇજ કામ ન આવ્યું. તેને ઝેર ચડતું જ ગયું. એક કલાકમાં તો આખી જ્ઞાતિમાં હાહાકાર થઇ ગયો. સૌના મનમાં તો થયું કે કેશરબાઇને તેડી લાવીએ, પણ એ વાતનો પ્રથમ ઉચ્ચાર કોણ કરે ? પરંતુ પટેલના સદ્‌ભાગ્યે એ વાત ધર્મચંદ શેઠને કાને પહોંચી. તે એકદમ દોડતા આવ્યા. તેમણે એકઠા થયેલા પાટીદારોને સમજાવીને કહ્યું કે, ‘તમે કેવા મૂર્ખા છો ? તમે જાણતા નથી કે આપણા ગામમાં કેશરબાઇ સાક્ષાત્ જગદંબા છે ? તેના આશીર્વાદથી વિજ્યા સ્મશાનેથી ઉઠીને પાછી આવી, એ તો આખા ગામે નજરોનજર જોયું છે. તમે નકામા દુરાગ્રહી ન બનો. હજુ સમજી જાવ. વાણીયા મૂછ નીચી તો સાત વાર નીચી. માટે પાંચ પ્રતિષ્ઠિત પાટીદારો મારી સાથે ચાલો અને આપણે કેશરબાઇને સન્માનથી બોલાવી લાવીએ. નકામી હઠીલાઇ રાખીને આવા જુવાનનો જીવ જોખમમાં શા માટે નાખી રહ્યા છો ?

સૌના મનમાં તો એ વાત વસી રહી હતી, પરંતુ શુંકેલું ગળવું સૌને વસમું લાગતું હતું. ધર્મચંદ કાકાની સમયસરની શીખામણ સૌએ માની લીધી અને પાંચ આગેવાનો ધર્મચંદ શેઠ સાથે કેશરબાઇને ત્યાં ગયા. શેઠે સૌને ઘરની બહાર ઉભા રાખ્યા અને

પ્રથમ પોતે એકલા જ કેશર પાસે ગયા. કેશર કાકાને પગે લાગી. તેમણે તેને ઉઠાડી અને પોતે જે કારણે આવ્યા હતા તે વાત કરી અને પોતે પાટીદારોને સમજાવીને ઠેકાણે લાવ્યા છે એ પણ ટુંકામાં કહી દીધું અને વિનંતિ કરી કે, 'બ્હેન ! તમે તો પ્રભુ–ભક્ત છો અને મહાન પરોપકારી છો. માટે આ અવસરે પટેલને ત્યાં પધારી તેના એકનાએક દિકરાને જીવનદાન આપો.'

કેશરે વિનયથી કહ્યું, 'કાકા ! આપે શા માટે શ્રમ લીધો ? કોઇને પણ મોકલ્યો હોત તો પણ હું હજાર કામ પડતાં મુકીને તરત જ ત્યાં આવત. જીવરક્ષા જેવો કોઇ ધર્મ નથી અને તેમાં પણ માનવરક્ષાનું તો પુછવુંજ શું ? માટે ચાલો, વિલંબ ન કરો.'

શેઠે કહ્યું, 'બ્હેન ! સબુર, તમને સન્માનથી ત્યાં લઇ જવા પાંચ પાટીદાર આગેવાનો મારી સાથે આવ્યા છે. તમારા વિચાર જાણ્યા વિના હું તેમને એકાએક અહિં લાવું અને વખતે તેમનું અપમાન થાય એવા ભયથી મેં તેમને બહાર ઉભા રાખ્યા છે.'

'અરે, કાકા ! જિનભકતોને કદી ઇર્ષા, અભિમાન કે રોષ હોય કે ? જિનભકતો કદાપિ કોઇનું બુરૂં ન વાંચ્છે. તમે આટલા ડાહ્યા અને સમજુ છતાં આવી કલ્પના કેમ કરી ? હવે તેમને જલદી સન્માનથી ઘરમાં તેડી લાવો.' કેશરે આતુરતા દર્શાવતાં કહ્યું.

ધર્મચંદ શેઠ સૌને અંદર લઇ આવ્યા. કેશરબાઇએ સૌનો સત્કાર કર્યો અને પછી જરા પણ સમય ન ગુમાવતાં તેમની સાથે રાવજી પટેલને ત્યાં જવા ઉપડી.

મણીભાઇનો જીવ માત્ર તાળવે હતો. હાથ પગ ઠરી ગયા હતા. શરીરમાં કયાંઇ પણ પ્રાણનો સંચાર જણાતો નહોતો. સૌ નિરાશ થઇ બેઠા હતા.

કેશરબાઇએ આવતાંની સાથે જ ઝટઝટ સ્નાન કરી લઇ વેલાના મુળીયાંનો રસ મણીભાઇના મોંમાં નાખ્યો. પોતે સામા પાટલાપર

બેસી ત્રણ નવકાર જપી, ઉપસર્ગહર સ્તોત્રનો પાઠ ભણવા માંડયો. સૌની અજાયબી વચ્ચે મણીભાઇએ આંખ ઉઘાડી. સૌના જીવમાં જીવ આવ્યો. પટેલ પટલાણી અને મણીભાઇની વહુ તો કેશરના પગમાં પડયાં અને કરગરવા લાગ્યાં કે 'બ્હેન ! આ દિકરો આજથી આપનો છે. અમે તમારા ઉપકારનો શો બદલો વાળી શકીએ ? તમે તો અમારો વંશ રાખ્યો. અમારા ઘરનો ઓલવાતો દિવો તમે પ્રકાશિત રાખ્યો. તમે તો અમને જીવનદાન દીધું. અમે તમારી નિંદા કરવામાં બાકી ન રાખી. તમારૂં અનિષ્ટ કરવામાં અમે કચાસ ન કરી. તમારૂં અપમાન કરવામાં અમે મણા ન રાખી. પણ તમે તો દેવી છો, સાધ્વી છો, પરમ ભક્તાત્મા છો. તમે તો અમ અપકારી ઉપર ઉપકાર કર્યો. ખરેખર તમે તો ધર્મનાં અવતાર છો. અમારી ભૂલો ક્ષમા કરજો. અમારા અપરાધોની માફી આપજો.'

કેશરબાઇએ તેમને શાંત પાડતાં કહ્યું, 'હું તો પામર પ્રાણી છું. મારામાં જે કાંઇ તમે જુઓ છો તે સર્વ મારા ગુરૂનો પ્રભાવ છે. હું રંક અજ્ઞાની અબળા છું. તમારો કોઇનો દોષ નથી. જ્યાં ગેરસમજ ઉભી થાય છે ત્યાં આવા બનાવો સહેજે બનવા પામે છે. વસ્તુતઃ કોઇ કોઇનો મિત્ર નથી, કોઇ કોઇનો શત્રુ નથી. ચાર દિવસની ચાંદની છે. સાથે શું લઇ જવું છે ? પ્રભુભકિત અને પરોપકાર એજ માનવ જીવનમાં કર્તવ્ય છે. આહાર, ઉંઘ અને વિષયવાસનાની સંજ્ઞા તો પશુ પક્ષીઓમાં પણ રહેલી છે. માનવીઓ પણ એટલુંજ કરે તો તેમની અને પશુઓની વચ્ચે ભેદ શો રહ્યો ? જે મનુષ્ય બીજાનું ભુડું વાંચ્છે છે તે માનવીજ ન ગણાય. તેની તો શાસ્ત્રકારો રાક્ષસમાંજ ગણના કરે છે. જે અપકારી પર ઉપકાર કરે તે દેવ, ઉપકારી પર ઉપકાર કરે તે માનવ, અપકારીપર અપકાર કરે તે પશુ અને ઉપકારી પર અપકાર કરે તે રાક્ષસ—નારકીના જીવો ગણવા, એવી ધર્મ તત્વજ્ઞોની સમજ છે. મેં અહિં આવીને

તમારા ઉપર કાંઇ ઉપકાર નથી કર્યો. મનુષ્યે મનુષ્ય માટે મરી મીટવું એ મનુષ્યની મનુષ્ય તરીકેની ફરજ છે. એ ફરજ બજાવવા ઉપરાંત વિશેષ મેં કાંઇ નથી કર્યું, મારા દિલમાં તમારા કોઈના માટે લેશમાત્ર રોષ નથી એ ખાત્રીથી માનજો.'

મણીભાઇ આવીને કેશરના ચરણમાં પડયો. કેશરે તેને માથે હાથ મૂકીને આશીર્વાદ આપ્યો અને **ઘટ મંદિરમાં આવો રે, સાચો જૈની તે જ ગણાયે,** અને **ઠરી અંતરને ઠાર** એ ત્રણ પદો લખી આપ્યાં અને તેનું નિત્ય પ્રાતઃકાળમાં સ્મરણ કરવા સુચના કરી. બીજાઓને પણ કેશરે ભલામણ કરી કે જે કોઇ આ ત્રણ પદ મુખપાઠ કરી લેશે અને નિત્ય પ્રાતઃકાળમાં તેનું સ્મરણ કરશે તેનાં સર્વ પ્રકારનાં દુઃખ દુર થશે અને સહેજે સુખનાં સાધનો સાંપડશે.

સૌએ એ પદો લખી લીધાં. તાસ ગામમાં ફરીથી એ પદોની પાછી ધૂન ચાલી. પાટીદાર કોમમાં તો શું, પરંતુ તાસ ગામની સમસ્ત પ્રજામાં કેશરબાઈનો પ્રભાવ જામ્યો.



# પ્રકરણ ૩૪ મુ

## સમાધાન

લક્ષ્મીચંદ શેઠને તાસ ગામ આવ્યાને એક મહિનો થઇ ગયો હતો. દરરોજ રાત્રે કેશરબાઇના ભજનો અને જ્ઞાનવાર્તાનો તેઓ લાભ લેતા. છેલ્લે છેલ્લે જ્યારે પાંચ લાખની વાત નીકળતી ત્યારે કેશર તે વાત ઉડાવ્યાજ કરતી. કેશરનું કહેવું એવું હતું કે, ' મને જ્યારે દુઃખ પડ્યું ત્યારે મેં તમને સંભાર્યા, પણ જ્યારે મને કાંઇ પણ દુઃખ ન હોય ત્યારે તમારી પાસેથી પાંચ લાખ લઇને હું કરજદાર થાઉં એ મને ઠીક લાગતું નથી, છતાં તમારે જો એ રૂપીયા ખર્ચવાજ હોય તો તમારા નિર્વાહ માટે અમુક રૂપીઆ રાખી બાકીના સન્માર્ગે ખર્ચી નાખો. ' લક્ષ્મીચંદ શેઠ તેનો એવો જવાબ વાળતા કે, ' એ રૂપીઆ તો મેં તમારે નામે ચડાવી દીધા છે. એના ઉપર મારો હવે જરાયે હકક રહ્યો નથી. તમે આજ્ઞા કરો તે પ્રમાણે તમારે નામે તમારી પસંદગીના ધર્મકાર્યોમાં તેનો ઉપયોગ કરૂં.'

આ પ્રમાણે દરરોજ તકરાર ચાલતી, પણ તેનો કોઇ પ્રકારે નિવેડો આવતો નહિ. આખરે વલ્લભે સૌનું સમાધાન કર્યું કે, ' કેશરબાઇએ જૈન ધર્મ સ્વીકાર કર્યો માટે પાટીદાર કોમે તેને દુઃખ દેવામાં બાકી ન રાખી. ગામના લોકોએ તેને મજુરી પણ ન આપવી એવો એ લોકોએ તેના ઉપર ત્રાસ વર્તાવ્યો. આવા સંયોગોમાં કેશરબાઇની ફરજ છે કે તેણે પોતે જે ધર્મનો સ્વીકાર કર્યો,

તેના પ્રત્યેની પોતાની અટળ શ્રદ્ધાનો પ્રજાને પરિચય કરાવવો. હવે તમારે કેશરબાઇને નામે રૂપીયા ખર્ચવા છે તેમાં કેશરબાઇ સલાહ નહિ આપે પણ હું સલાહ આપીશ; કારણ કે આપ જેમ તેના પિતાને સ્થાને છો તેમ હું તેનો ભાઇ છું, માટે આ કાર્યમાં તમારે મારી સલાહ લેવી.'

સૌને આ વાત ગળે ઉતરી અને સઉના મનનું સમાધાન થયું પણ કેશરબાઇએ તરત સ્પષ્ટ કર્યું કે, 'મારી જૈન ધર્મ પ્રત્યે શ્રદ્ધા છે એનો અર્થ એવો જરાયે નથી કે જે જૈન ધર્મ પાળતા ન હોય તેમની સેવા મારે ન કરવી અથવા એ લોકો તરફ મારો કાંઇ અભાવ છે, એવું જરાયે નથી. હું તો પુરૂષોમાં જેટલા મારાથી મોટા છે તેમને મારા પિતા સમજું છું; સમાન વયના છે તેમને મારા બંધુ ગણું છું અને નાના છે તેમને મારા દિકરા જેવા માનું છું. એજ પ્રમાણે મારાથી મોટી એટલી મારી માતા સમજું છું; સમાન વયની છે તેમને મારી ભગિની ગણું છું અને નાની ઉમરની છે તેમને પુત્રીઓ માનું છું. મારા અંતરમાં પક્ષપાત કે ભેદભાવ જરા પણ નથી. અલબત ધર્મની બાબતમાં હું માથું મારતી નથી. એ વિષયમાં મેં એવો નિર્ણય કર્યો છે કે કોઇના કયારામાં પગ મુકવો નહિ અને મારા કયારામાં કોઇને પગ મુકવા દેવો નહિ. મારો એ નિર્ણય મેં હજી સુધી પાળ્યો છે. મેં કોઇને જૈન ધર્મ સ્વીકારવાની ફરજ પાડી નથી. મારા પતિએ અને મારા બંધુએ જૈન ધર્મનો સ્વીકાર કર્યો તેમાં મારૂં જરાયે દબાણ નહોતું. તેમના અંતરની પ્રેરણાથી તેઓ જૈન બન્યા છે.'

લક્ષ્મીચંદ શેઠે પણ કહ્યું કે 'મેં જૈન ધર્મનો સ્વીકાર કર્યો એમાં પણ કયાં તમે મારા ઉપર દબાણ કર્યું હતું ? આ તો શ્રદ્ધાનો સવાલ છે. જેના ઉપર જેને શ્રદ્ધા બેસે તેના કથનથી શ્રદ્ધાળુનું કલ્યાણ થાય. ચિદાનંદજી મહારાજનાં વચનોમાં જેમ તમને શ્રદ્ધા

બેઠી તેમ તમારા વચનોમાં મારી શ્રદ્ધા બેઠી. આજે વલ્લભની સુચનાથી મારા મનનું સમાધાન થઇ ગયું છે. મારે ત્રણ લાખ રૂપીઆ તો આ પખવાડીઆમાં જ ખર્ચી નાખવા છે અને તે તમારે નામે. જૈન ધર્મના પ્રભાવે તમે સુખી થયાં અને એ ધર્મને કારણે તમે સહન પણ ભારે કર્યું તેનું સ્મરણ કાયમ રહે એ દૃષ્ટિએ પૈસાનો ઉપયોગ કરવાનો છે. હવે એ બાબતમાં વલ્લભની મારે સલાહ લેવાની રહે છે.'

આમ સમાધાન કરી સૌ મોડી રાત્રે સુવાને ઉઠયાં.



# પ્રકરણ ૩૫ મું

## કેશરબાઇ જૈન અનાથાશ્રમ

**તા**સ ગામમાં કેશરબાઈ જૈન અનાથાશ્રમની સ્થાપના કારતક સુદ ૧૫ને રોજ થવાની છે અને તેમાં માબાપ વગરના કોઇપણ અનાથ હિંદુ બાળકને દાખલ કરવામાં આવશે એવી જાહેરખબરો પ્રત્યેક ગુજરાતી વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઇ અને થોડાજ સમયમાં અનાથાશ્રમના મંત્રી વલ્લભભાઇ ઉપર લગભગ ૭૦-૮૦ અરજીઓ આવી પડી.

આશ્રમ માટે શરૂઆતમાં એક મકાન ભાડે રાખવામાં આવ્યું હતું. આશ્રમ ખુલ્લું મૂકવાની ક્રિયા તાસ ગામના જાણીતા શહેરી ધર્મચંદ શેઠને હાથે થવાની હતી. તાસ ગામની આસપાસનાં ગામડાંઓમાં પણ અગાઉથી આમંત્રણપત્રિકાઓ મોકલવામાં આવી હતી.

કાર્તિકી પુર્ણિમાનો શુભ દિવસ આવી પહોંચ્યો. આશ્રમ ખુલ્લું મૂકવાની ધામધુમ ચાલી રહી હતી. સભા માટે ચોગાનમાં ખાસ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. મંડપ અને આશ્રમના મકાનને ધજાપતાકા અને આસોપાલવનાં તોરણોથી શણુગારવામાં આવ્યાં હતાં. સભાનો સમય બપોરના બે વાગ્યાનો હોવાથી એક વાગ્યાથી લોકો આવવા માંડયા હતા. સભાનો સમય થતામાં તો સભામંડપ સ્ત્રીપુરૂષોની મેદનીથી ચીકાર ભરાઇ ગયો.

બરોબર એનો સમય થતાં કાર્યક્રમ શરૂ કરવામાં આવ્યો. પ્રારંભમાં બાળાઓએ પ્રભુસ્તુતિ કરી. તે પછી વલ્લભની દરખાસ્ત અને લક્ષ્મીચંદ શેઠના ટેકાથી ધર્મચંદ શેઠ પ્રમુખસ્થાને બીરાજ્યા.

આશ્રમના મંત્રી વલ્લભભાઇએ આમંત્રણપત્રિકા વાંચી સંભળાવ્યા બાદ પ્રમુખ મહાશયને આશ્રમ ખુલ્લું મુકવાની વિજ્ઞપ્તિ કરી.

પ્રમુખશ્રીએ આશ્રમ ખુલ્લું મુકતાં ટુંકું પણ અસરકારક વ્યાખ્યાન આપતાં જણાવ્યું કે,

સજ્જનો અને સન્નારીઓ !

આજે તમોએ મને પ્રમુખપદ આપીને જે માન આપ્યું છે તે બદલ હું તમારો આભાર માનું છું. કેશરબાઇનું નામ તાસ ગામમાં તો શું, પણ આખા ગુજરાતમાં હવે જાણીતું થઇ ગયું છે. એ બાઇના સદુપદેશથી વસંતપુરનિવાસી શેઠ લક્ષ્મીચંદે જૈન ધર્મનો સ્વીકાર કર્યો છે, એટલું જ નહિ પણ કેશરબાઇને પોતાનાં સદ્‌ગુરૂ ગણી, પોતાના એ સન્માર્ગદર્શક ગુરૂનું નામ સદાને માટે કાયમ રાખવા અને એ પવિત્ર નામની છાયા નીચે ભારતના અનાથ બાળકો વિદ્યા, કળા, ચારિત્ર અને સ્વધર્મ તથા સ્વદેશપ્રેમ શીખે એટલા માટે પોણોલાખ રૂપીયાનું તેમણે ટ્રસ્ટ કર્યું છે. તેમાંથી રૂપીઆ પચીસહજાર મકાનમાં ખર્ચવાના છે અને બાકીની રકમ કાયમ રાખી તેના વ્યાજમાંથી નિર્વાહ કરવાનો છે. એ સંસ્થાના ટ્રસ્ટીઓ તરીકે લક્ષ્મીચંદ શેઠ, દેવાભાઇ, વલ્લભભાઈ અને મને નિયત કરવામાં આવ્યા છે. આશ્રમનું નામ જો કે કેશરબાઇ જૈન અનાથાશ્રમ રાખવામાં આવ્યું છે, પરંતુ તેનો અર્થ એવો નથી કે જૈન શિવાય કોઇને દાખલ કરવામાં નહિ આવે. નામ તો કેશરબાઈનું નામ કાયમ કરવા માટે જ એવું રાખવામાં આવ્યું છે. આશ્રમને અત્યાર સુધીમાં ૮૦ અરજીઓ મળી છે, જેમાંથી હમણાં તો અમે ૫૦ મંજુર કરી છે. હું આશા રાખું છું

કે આપ સૌ સજ્જનો અને સન્નારીઓ પણ આ આશ્રમને પોતાનું સમજી મદદ કરતાં રહેશો. હું આશ્રમના નિર્વાહ ફંડમાં રૂ. ૫૦૦૦નો અલ્પ ફાળો આપું છું.

આટલા શબ્દો કહી પ્રમુખશ્રીએ આશ્રમ ખુલ્લું મૂક્યું. થોડીજ વારમાં સભામાં પધારેલાઓમાંથી રૂ. ૨૦૦૦ નિર્વાહ ફંડમાં મળ્યા. સભા બરખાસ્ત થતાં પહેલાં પ્રમુખશ્રીના આગ્રહથી કેશરબાઇએ નીચેનું પદ ગાઇ સંભળાવ્યું હતું: —

( ચાદર ઝીણી .રામ–એ દેશી )

પ્રીતે થાજો પર ઉપકારી, મળશે મુક્તિ નારી.
કષ્ટ સહી કરજો ઉપકારો, ઉદારતા ગુણ ધારી રે:
અનાથ બંધુને દેખીને, સહાય કરો સુખકારી. પ્રીતે ૧
ક્ષુધા તમોને લાગે જ્યારે, તવ ભૂખ્યા સંભારો રે,
ટાઢ પડે તવ દીનબંધુની, પીડા ચિત્તમાં વિચારો. પ્રીતે. ૨
મોતીની માળા જવ પહેરો, અને હીરાના હારો રે;
તવ નિરખો સાધર્મી સુતને, ગણી અંતરમાં પ્યારો. પ્રીતે. ૩
માતપિતા વિણ ભૂખ્યાં ભટકે, ભારતનાં સંતાનો રે;
શિવપદ કારણ પ્રેમ ધરીને, દાન કરો તમે છાનો. પ્રીતે. ૪

શ્રોતાજનોએ કેશરબાઇનું આ પદ તાળીઓના ગડગડાટથી વધાવી લીધું અને બીજું એકાદું પદ કહેવાની માગણી કરી, જેથી કેશરબાઇએ બીજું પણ એક પદ નીચે પ્રમાણે ગાઇ સંભળાવ્યું :–

( રાગ કાલિંગડો–તાલ ત્રિતાલ )

( મેરા જગાકે જોબન લુંટા રે–એ દેશી )

ઉપકારનાં કાર્યો કરજો રે, ભવસાગર ઝટપટ તરજો રે. ઉપકાર.
ક્ષણિક વિનાશી ગણી જગ વૈભવ, મોહ કદિ નવ ધરજો રે. ઉપકાર–૧

સરિતા વેગ સમાન યૌવનને, સમજી મનમાં ઠરજો રે. ઉપકાર–૨
લાભ પાપનું મૂળ ગણીને, ચિત્તમાં તેથી ડરજો રે. ઉપકાર–૩
ઉદારતાને સદ્દગુણ જાણી, દીનોનાં દુઃખ હરજો રે. ઉપકાર–૪
પરોપકાર કરીને પ્રીતે, 'શિવ'સુંદરીને વરજો રે. ઉપકાર–૫

કેશરબાઈએ આ પ્રમાણે શ્રોતાઓનાં મન રંજન કર્યા બાદ પ્રમુખશ્રીએ સભા બરખાસ્ત કરી હતી. ત્રિલોકના નાથની જય બોલાવી સભા વિસર્જન થઇ.

---

# પ્રકરણ ૩૬ મું

## કસ્તુરીની કરૂણ કથા

સવારના સાત વાગ્યાનો સમય હતો. નિત્યનિયમ મુજબ કેશર, કેનો. વલ્લભ, લક્ષ્મીચંદ શેઠ અને રામુ ભજન કરતા હતા. એટલામાં એક વીસ એકવીસ વર્ષની તરૂણ વિધવા રડતી રડતી આવી અને કેશરના ચરણમાં પડી. કેશરે તેને પ્રેમથી ઉઠાડી અને તેને રડવાનું કારણ પૂછ્યું. તે તરૂણીએ રડતાં રડતાં પોતાની કથા શરૂ કરી કે,

'દેવી ! હું એક દુઃખીયારી બ્રાહ્મણ વિધવા છું. મારા જેવી દુઃખીયારી દુનિયામાં કોઈ નહિ હોય. મારૂં નામ કસ્તુરી છે. મારો જન્મ બ્રાહ્મણકુળમાં થયો છે, પરંતુ મારા સ્વાર્થાંધ અને લોભી માતાપિતાએ મને મારાં દાદા થવા જેવડી ઉંમરના એક વૃદ્ધ સાથે પરણાવી દીધી. છતા ધણીએ મારૂં જીવન વિધવા જેવું જ હતું; પરંતુ લગ્ન પછી બાર મહિનામાં જ હું જગતની દૃષ્ટિએ પણ વિધવા બની. મારા પતિ જે પૈસો મૂકી ગયા હતા તે તેના સ્વાર્થી પિત્રાઇઓ હજમ કરી ગયા અને મને ઘરમાંથી હાંકી કાઢી. હું મારે પિયર ગઇ, પરંતુ ત્યાંથી પણ મને હડધૂત કરીને કાઢી. મારી પાસે જે દાગીના રહ્યા હતા તે વેચીને હું કાશી ગઈ અને ત્યાં મેં સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો.

'પરંતુ નશીબ બે ડગલાં આગળ જ હોય છે. ત્યાં મારી પડોસમાં રહેતા એક વણિક યુવાનની જાળમાં હું ફસાઇ પડી. હું

સગર્ભા થઇ. મારા પંડિતને એ વાતની ખબર પડી. તેમણે પણ અપકીર્તિના ભયથી મને કાશીમાંથી ચાલ્યા જવાની સુચના કરી. હું ક્યાં જાઉં ? આખરે મુંઝાઇને ગર્ભપાત કર્યો.

'તે પછીના મારા જીવનની કરૂણાજનક કથાનું સ્મરણ કરતાં હું પણ કંપી ઉઠું છું. છેલ્લાં ત્રણ વર્ષથી હું ગામડે ગામડે ભટકી, ભીક્ષા માગી પેટનો ખાડો પુરૂં છું અને કોઇ વખત પેટની ખાતર અનીતિનો પણ આશ્રય લાચારીએ લેવો પડે છે.

'આમ હું આ જગત્માં જ નર્કનો અનુભવ ભોગવી રહી હતી. એટલામાં થોડા દિવસ પહેલાં આસપાસના ગામડામાં તમારી કીર્તિ સાંભળી. મને આશા આવી કે તમારી પાસે મને આશ્રય અને કામ મળશે. તેથી હું તમારૂં નામ પુછતી પૂછતી અહિં આવી છું. તમે તો કરૂણામૂર્તિ છો. માટે મારાપર દયા કરો. મારી આપને એટલી જ પ્રાર્થના છે કેઃ—

( રાગ સારંગ—તાલ ત્રિતાલ )

( માતા મરૂ દેવીના નંદ-એ દેશી )

મારા કઠણ કર્મની વાત શ્રવણ કરીને દયા કરો રે ;<br>
　　　　　　　　　　છો દેવી સાક્ષાત્— મારા.

ગતભવના પાપે હું પામી, નારીજન્મ દુઃખકાર ;<br>
લોભી ક્રૂર પિતાએ મુજને, વેચી વૃદ્ધને દ્વાર--મારા. ૧

નાથ સાથ મેં આનંદપુર્વક, કરી ન દીલની વાત ;<br>
એક વર્ષમાં હું રંડાણી, રડું દિવસ ને રાત—મારા. ૨

શ્રીમંતો ને વિદ્વાનોના, ઘરે ગઇ બહુ વાર ;<br>
દયા હૃદયમાં ધરે ન કોઇ, વાતોના કરનાર—મારા. ૩

નામ કીર્તિના ગુલામ થઇને, આપે જગમાં દાન;
દીનદાઝ અંતરમાં ન મળે, કેવળ માગે માન—મારા. ૪
ખાવાનું આપો માતાજી કરૂં કહો તે કામ;
કામ વિના મરતાં ન માગું, પુરો મારી હામ—મારા. ૫'

કસ્તુરીની હૃદય પીગળાવનારી કથા સાંભળીને સૌનાં દિલ પીગળી ગયાં. કેશરની આંખમાં તો આંસુ ઉભરાઇ આવ્યાં. તેણે કસ્તુરીને છાતી સરસી ચાંપી અને આશ્વાસન આપતાં કહ્યું. 'દિકરી! મને દિકરી નથી માટે તુંજ મારી દિકરી છે. જરા પણ ચિંતા કરીશ નહિ. તારૂં દુઃખ સાંભળીને ભારતની તારા જેવી દુઃખીયારી અનેક વિધવાઓની સ્થિતિ મારી નજરે તરવરે છે. હાય! જે દેશમાં અબળાઓની આવી કરૂણાજનક દશા હોય તે દેશની ઉન્નતિ શી રીતે સંભવી શકે?'

કસ્તુરીને આ શબ્દોથી એટલું આશ્વાસન મળ્યું કે જાણે તે પોતાની માતાના ખોળામાં પડી હોય. લક્ષ્મીચંદ શેઠે પણ આ સ્થિતિ જોયા પછી નિશ્ચય કર્યો કે ભારતની કોઇપણ વિધવા અન્ન, વસ્ત્ર કે સ્થાનને અભાવે દુઃખી ન થાય અને ભ્રષ્ટ ન થાય એવો મારે પ્રબંધ કરવો જોઇએ.



# પ્રકરણ ૩૭ મું

## કેશરબાઇ જઇન વિધવાશ્રમ

લક્ષ્મીચંદ શેઠનો નિશ્ચય થોડા જ સમયમાં મૂર્તિમંત થવાનો પ્રસંગ આવી પહોંચ્યો. 'કેશરબાઈ જૈન વિધવાશ્રમ' ની સ્થાપનાનો પ્રબંધ થઈ ચૂકયો હતો. આજે તે શુભ કાર્ય કમળા કાકીના શુભ હસ્તે થવાનું હતું. તાસ ગામની પ્રજામાં ઉત્સાહનો પાર નહોતો. આસ-પાસનાં ગામોમાંથી પણ અનેક નરનારીઓ આવી પહોંચ્યાં હતાં.

સભાનો સમય ત્રણ વાગ્યાનો હતો, પરંતુ બે વાગતામાં તો સભાસ્થાન શ્રોતાજનોથી ચિકાર ભરાઇ ગયું હતું. તાસ ગામમાં આવી મીજલસના પ્રમુખસ્થાને એક મહિલા બીરાજમાન થવાનો આ પહેલો જ પ્રસંગ હતો. કમળા કાકી આવી પહોંચતાં સૌએ તેમનો હર્ષનાદ અને તાળીઓથી સત્કાર કર્યો.

કમળા કાકીએ થોડા પણ બહુજ અસરકારક શબ્દો કહ્યા. તેમણે ભારતની મહિલાઓનું ચિત્ર શ્રોતાજનો સન્મુખ રજુ કર્યું અને તેમાંયે જ્યારે તેમણે ભારતની વિધવાઓના દુઃખનો ચિતાર રજુ કર્યો ત્યારે તો સૌની આંખોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. તેમણે કેશરબાઇનાં મુક્ત કંઠે વખાણ કર્યાં અને આ આશ્રમની સ્થાપના કેશરબાઇને આભારી હોવાનું જણાવી, સદ્‌ગુરૂનો ઉપદેશ શ્રવણ કરી જે આત્મા તે ઉપદેશ પોતાના જીવનમાં ઉતારે છે તે માનવ મટી દેવ બને છે તેનો પ્રત્યક્ષ દાખલો કેશરબાઇનો રજુ કર્યો.

**જો નર કરની કરે તો નરકા નારાયણ હોય** એ કહેવત મૂર્તિમંત કરીને કેશરબાઇએ પોતાનાં માતાપિતાની અને શ્વસુર કુટુંબની શોભા કેવી વધારી તેનું વર્ણન કરી, દેવ ગુરૂ અને ધર્મ પ્રત્યેના અખંડ, અચળ શ્રદ્ધા શું ન કરી શકે, તેનો દાખલો આપ્યો. છેવટમાં તેમણે કેશરનું દીર્ઘાયુષ્ય ઈચ્છી પોતાનું ભાષણ સમાપ્ત કર્યું.

તે પછી વિધવાશ્રમના મંત્રી વલ્લભભાઇએ જણાવ્યું કે વસંતપુર નિવાસી લક્ષ્મીચંદ શેઠે આ આશ્રમ માટે રૂપીઆ પોણો લાખ દાન કર્યા છે. તેમાંથી રૂપીઆ પચીસહજાર મકાન પાછળ ખર્ચવાના છે અને બાકીની રકમના વ્યાજમાંથી આશ્રમનો નિભાવ કરવાનો છે. પોણો લાખ રૂપીઆનું ટ્રસ્ટ કરવામાં આવ્યું છે અને તેમાં મારા ઉપરાંત લક્ષ્મીચંદ શેઠ, ધર્મચંદ કાકા અને દેવાભાઇ ટ્રસ્ટી તરીકે નિયત થયા છે. આ અતિ ઉપયોગી અને જરૂરી સંસ્થા પ્રત્યે પ્રત્યેક ભાઇ બ્હેન પોતાનો યથાશક્તિ હાથ લંબાવશે એમ હું ઇચ્છું છું.

એ પછી ધર્મચંદ કાકાએ પણ આશ્રમના નિર્વાહ ફંડમાં રૂપીઆ પચીસહજાર દાન કર્યા અને સભાજનોમાંથી રૂપીઆ ત્રણ હજાર મળ્યા.

મંત્રીએ સૌનો ઉપકાર માનતાં જાહેર કર્યું કે આ આશ્રમનો પ્રત્યેક હિંદુવિધવા લાભ લઇ શકશે.

છેવટે સભા વિસર્જન થતાં પહેલાં કેશરબાઇને ભજનો ગાવાનો આગ્રહ થતાં તેમણે નીચેનાં બે પદો ગાઈ સંભળાવ્યાં હતાંઃ—

( રાગ ભીમપલાસી—તાલ લાવણી )

( દેખો સંતો અજબ તમાસા—એ દેશી )

વિધવાનાં દુઃખોને સમજો, હિંદી વીરો ! અંતરમાં;<br>
પ્રેમ ધરીને જો સુખ દેશો, તો સુખ લેશો ભવાંતરમાં : વિધવા–૧

અનાથ બાળા પતિ વિનાની, નિશદિન ચિત્તમાં શોક કરે;
અજ્ઞાને ભવવનમાં ભમતી, પૂર્વકર્મને હૃદયે સ્મરે–વિધવા. ૨

અન્ન વસ્ત્ર વિણુ કંઇક વિધવા, જગમાં બહુવિધ દુઃખ ધરે;
સહાય ન આપે તેને કોઇ, મહા પ્રયત્ને પેટ ભરે–વિધવા. ૩

દળણું દળવા ઘરઘર ભટકે, ભારતબાળા આશવડે;
સધવાનાં સુખ જોઇ ચિત્તમાં, વિવિધ પ્રકારે ઘાટ ઘડે–વિધવા. ૪

પરસુખ દેખી દાઝે મનમાં, જ્ઞાન વિના નવ શાંતિ ધરે;
તત્વજ્ઞાન આપો વિધવાને, સત્વર જેથી શોક હરે–વિધવા. ૫

કેળવણી પામીને જગમાં, કરશે ઉપકારો પ્રીતે;
સત્સંગતમાં નિશદિન રહીને, પ્રભુભક્તિ કરશે નિત્યે–વિધવા. ૬

ચંચળ ચિત્તને સ્વાધિન કરશે, જ્ઞાનવડે જગઆશા તજી;
'શિવ'પદ કારણ ગુણગણ ધરશે, પરમાત્માને પ્રેમે ભજી–વિધવા ૭

*

( રાગ કાલિંગડો–તાલ ત્રિતાલ )

( હરિ ભજન લે કરા–એ દેશી )

વિધવાનો ઉદ્ધાર કરજો, વિધવાનો ઉદ્ધાર;
પશુ પક્ષીનાં કષ્ટ નિહાળી, પામો દુઃખ અપાર,
માનવતન ધરનારી વિધવા, લહો ન તેની સાર–કરજો. ૧

એકેન્દ્રિયની રક્ષા કરવા બનો સદા તૈયાર;
કંદમૂળની બાધા લેવા, ધરો અંતરમાં પ્યાર–કરજો. ૨
ગાય અશ્વ ને શ્વાન બચાવા, સજ્જ બનો નિરધાર;
અનાથ વિધવા રડે બિચારી, કરો ન તેની વ્હાર–કરજો. ૩

નાના જીવો મરતાં દેખી, દયા ધરો સુખકાર;
સાધન વિણુ વિધવા અવલોકી, નહિ કરો ઉપકાર–કરજો. ૪

સાધનસંપન્ન થઇને શાને વૃથા કરોછો વિચાર ?
વિધવાના શુભ આશિર્વાદે, લેશો 'શિવ' હિતકાર–કરજો. ૫

આ પ્રમાણે પોતાનાં ભજનોદ્વારા કેશરબાઇએ ભારતની વિધવાઓની મૂર્તિઓ શ્રોતાઓની નજર સામે ખડી કરી દીધી અને શ્રોતાઓની આંખમાંથી અશ્રુધારા વહેવડાવી. આ ભુંબધાની એટલી તો અજબ અસર થઇ કે આ પદો સાંભળ્યા પછી એક પાટીદાર વિધવા બ્હેને પોતાના તરફથી વિધવાશ્રમના નિર્વાહ ફંડમાં રૂપીઆ દશહજારનું દાન જાહેર કર્યું અને ઉપરાંત પોતાના મૃત્યુ પછી પોતાની લગભગ પચાસહજારની મીલકત વિધવાશ્રમને અર્પણ કરવાનું જાહેર કર્યું. શ્રોતાજનોમાંથી એ બાઈ પ્રત્યે પણ ધન્યવાદના ઉદ્ગારો નીકળી પડયા.

છેવટે કેશરબાઇનો જય બોલાવી સભા વિસર્જન થઇ.



# પ્રકરણ ૩૮ મું

## ગાયમાતાની અરજી

એક દિવસ પ્રાતઃકાળમાં પાંચ વાગે કેશરબાઇએ પોતાની ડેલીનો દરવાજો ઉઘાડયો, ત્યારે દરવાજાની સાંકળ સાથે ત્રણ દુર્બળ ગાયો બાંધેલી તેની નજરે પડી. એક ગાયના શીંગડા સાથે એક ચીઠ્ઠી દોરીથી બાંધેલી હતી. ગાયોની સ્થિતિ અતિ દયાજનક હતી. માત્ર ચામડીથી મઢેલા હાડકાના માળા જેવી તે દેખાતી હતી. કેશરબાઇએ ગાયનાં શીંગડાંપરની ચીઠી છોડીને વાંચી અને તે વિસ્મય પામી. તેણે પોતાના પતિ, ભાઇ વલ્લભ અને લક્ષ્મીચંદ શેઠને એ દૃશ્ય દેખાડયું. ગાયો કોની હશે? કોણ બાંધી ગયું હશે? એ વિષે સૌ આશ્ચર્ય પામ્યા. કોઇને કાંઇ સમજાયું નહિ.

કેશરબાઇ ગાયોને ત્યાંથી છોડી પોતાના આંગણામાં લઇ આવી અને ત્યાં તેને ચારો નાખ્યો. પેલી ચીઠ્ઠીમાં શું લખ્યું હતું તે લક્ષ્મીચંદ શેઠે કેશરબાઇને પુછ્યું. તેણે જણાવ્યું કે ચીઠ્ઠીમાં માત્ર એક કવિતા જ લખી છે; તે સિવાય તેમાં નામ ઠામ કશું નથી. તે કવિતા નીચે મુજબ હતીઃ--

( વૈદર્ભી વનમાં વલવલે–એ દેશી )

ભારતસુત સહુ સાંભળો, ગાયોની બરદાસ;<br>
રસહીન પૃથ્વી થઇ, કરજો પુર્ણ તપાસ–ભારત. ૧

પોષક માતાઓ મરે, ન કરો હૃદયે વિચાર;
ગૌ સમ જગમાં કોણુ છે ? નિર્મળ દુધ દેનાર–ભારત. ૨

ભારતમાં ખેતી વિના, અન્ય ન મળે ઉદ્યોગ;
ખેતીમાં ભીતિ અતિ ઘણી, વિપરિત છે સંયોગ-ભારત. ૩

બળદ વિના ખેતી નહિ ખેતી વિણુ નહિ અન્ન;
અન્ન વિના જીવન નહિ, વ્યર્થ જીવન, વિણુ ધન–ભારત ૪

પુર્વ એક રૂપૈયાનું, મળતું ઘૃત શેર ત્રીસ;
એક શેર લેતાં હવે, કંપે છે તુમ શીશ–ભારત. ૫

ઘી દુધ વિના માનજો, દુર્બળ દેહ થનાર;
વીર્ય વિનાના માનવી, જગમાં શું કરનાર–ભારત. ૬

દેવભૂમિ ભારત હવે, પશુભૂમિ પેખાય;
પેટપુર્ણ અન્ન નવ મળે, અચરજ એ લેખાય–ભારત. ૭

પ્લેગ કોલેરા મેલેરીયા, ન્યુમોનીયા કહેવાય;
ઝેરી જ્વર કંઇ જાતના, દેખી દુર્બલ થાય–ભારત. ૮

ચતુર થઇ ચેતો હવે, ગૌવંશ રે જાય;
ભારતનું ભાવિ નક્કી, વિપરિત તો સમજાય–ભારત. ૯

હાલ હવાલ નિહાળીને, કરો અંતર નિરધાર:
'**શિવ**' કર ગૌરક્ષા કરી, કરજો દેશઉદ્ધાર–ભારત. ૧૦

કેશરબાઇના મધુર કંઠથી ગાયોની એ હૃદયભેદક અરજી સાંભળીને લક્ષ્મીચંદ શેઠનું હૃદય પીગળી ગયું અને તેમણે ગૌરક્ષાનું કામ હાથ ધરવાનો નિશ્ચય કર્યો. વલ્લભે તેમની એ ભાવનાને ટેકો આપ્યો. કેશરબાઇએ ચેતવણી આપી કે, તમે ગૌરક્ષાનું કાર્ય કરો, તે આજકાલની પાંજરાપોળ જેવું ન કરશો. આજકાલની પાંજરાપોળોમાં અહિંસાને બદલે હિંસા થતી જોવામાં આવે છે. આજે તો પશુઓનાં રક્ષણને બદલે ભક્ષણ થાય છે. હવે તો ગૌશાળાઓ

એવા પ્રકારની થવી જોઇએ કે જેમાં ગાયોનું પાલન, પોષણ અને રક્ષણ થવા સાથે તેની નમુનેદાર સંતતિ પેદા કરવી જોઇએ અને તે ખેડુતોને અલ્પ મૂલ્યે આપવી જોઇએ. જ્યાં સુધી ગાયોની સારામાં સારી ઓલાદ પેદા કરવામાં આવે નહિ ત્યાંસુધી ભારતની ઉન્નતિ થવી સંભવતી નથી.'

લક્ષ્મીચંદ શેઠે કેશરબાઇને ખાત્રી આપી કે 'અમે એવી નમુનેદાર ગૌશાળા જ તૈયાર કરીશું. આ વિષયના અનુભવી વિદ્વાનોના અભિપ્રાયો મંગાવીને અને જીવદયાના કામના અનુભવીઓની સલાહ લઇને કાર્ય કરીશું.'

શેઠના આવા સદ્‌વિચારોથી કેશરબાઇને ભારે આનંદ થયો.



# પ્રકરણ ૩૯ મું

## માનવમહિમા

રાત્રિનો સમય હતો. કેશરબાઇને ત્યાં સ્ત્રી પુરૂષોની ઠઠ જામી હતી. 'માનવમહિમા' વિષે કેશરબાઇએ એક નવીન આખ્યાન તૈયાર કર્યું હતું, તે સાંભળવા સૌ ઉત્સુકતાથી રાહ જોઇ રહ્યા હતા; એટલામાં અંત્યજવર્ગની એક વૃદ્ધ ડોશી રડતી કકળતી કેશરના ઘરમાં દાખલ થઇ અને પોકાર કરવા લાગી કેઃ--

'દેવી તું જગદંબા કહેવાય છે! નાના કે મોટા, રંક કે રાય, સ્ત્રી કે પુરૂષ, સાક્ષર કે નિરક્ષર, ગુણી કે અવગુણી સૌનું તું કલ્યાણ વાંચ્છે છે. સૌ તારા ગુણોથી મુગ્ધ બન્યા છે; સૌ પ્રત્યે તારો સદ્‌ભાવ છે, તો શું અમે અંત્યજો તારામાં કાંઇ આશા ન રાખીએ? અમારા જેવાં દુઃખીયાં આ ભારતમાં કોણ હશે? એવાં તે અમે શાં પાપ કર્યાં છે કે જેથી અમને આ દેશમાં રહેવાને સ્થાન ન મળે, પીવાને પાણી ન મળે, ખાવાને અન્ન ન મળે અને માંદાં પડીએ તો દવા પણ ન મળે! અમારી તો કોઇ ખબર સુદ્ધાં નથી પુછતું. શું અમે હિંદુ નથી? અમે શું રામના ઉપાસક નથી? અમે અંત્યજ થયાં એટલે શું અમે માનવ પણ મટી ગયાં? આજે અમે જો હિંદુ મટી ખ્રીસ્તી કે મુસલમાન થઇ જઇએ તો અમને મનુષ્ય તરીકેના તમામ હક્કો મળી શકે તેમ છે, પછી અમને અડકવામાં કોઇને વાંધો નહિ, પછી અમારો સત્કાર પણ થાય. આ કઇ જાતનો ઈન્સાફ છે? કઇ જાતનો આ ધર્મ છે? મને કાંઇ સમજાવશો?'

ડોસી આમ ઘરમાં ધસી આવી તેથી ઘણા તેનાપર ક્રોધે ભરાયા કે એ ડોસી કયાંથી આવી ? બધાને અભડાવી માર્યા. સૌના રંગમાં ભંગ પડયો. પરંતુ કેશરબાઇને ક્રોધને બદલે એ ડોસી પ્રત્યે પ્રેમ આવ્યો. તેણે એ ડોસીને ધીરજ આપતાં કહ્યું, 'મા ! જેવી મારી જનેતા મને પ્રિય છે તેવાંજ હું તમને સમજું છું. જેવો મારામાં આત્મા છે તેવો જ તમારામાં પણ છે એમ હું સમજું છું; જેટલો જીવવાનો મને હક્ક છે તેટલો તમને પણ છે એ હું માનું છું. હિંદ જેવો મારો દેશ છે તેવોજ તે તમારો પણ છે એવો મારો મત છે. અજ્ઞાની અને સ્વાર્થી ગુરૂઓએ ધર્મને નામે ભ્રમણા ઉપજાવી છે અને હિંદુઓને ખરા ધર્મથી ભ્રષ્ટ કર્યા છે—સદ્ધર્મથી ચ્યુત કર્યા છે. પારસી, ખ્રીસ્તી અને મુસલમાનો કરતાં અંત્યજોનો હિંદભૂમિપર વધારે અધિકાર છે. જે જે હિંદુ ધર્મનું પાલન કરે છે તે તે હિંદુઓનાં સગાં ભાઇબ્હેન ગણાવાં જોઇએ'

કેશરબાઇએ શ્રોતાજનોને ઉદ્દેશીને કહ્યું કે 'ભારતમાં શ્રી બુદ્ધ ભગવાન અને શ્રી વર્ધમાન સ્વામીએ ડીમ્ ડીમ્ વગાડીને કહ્યું છે કે મનુષ્યનું અપમાન કદાપિ કરશો નહિ, કારણ કે માનવજન્મ દેવોને પણ દુર્લભ છે. ચોર્યાશી લક્ષ જીવાયોનીમાં મુક્તિનો અધિકારી તો માનવ જ ગણાય છે. ધર્મનો પ્રત્યેક માનવીને અધિકાર છે. ઉંચ કે નીચપણું આત્મામાં નથી, પરંતુ કર્મમાં છે. નાનો કે મોટો, પુન્યવાન કે પાપી, ધર્મી કે અધર્મી આત્મા નથી પરંતુ મનુષ્યના કર્મો છે. કર્મને લીધેજ આત્મા ઉંચ કે નીચ ગોત્રમાં જન્મ લે છે. કર્મને લીધેજ આત્મા ગરીબ કે શ્રીમંત બને છે. કર્મને લીધેજ આત્મા સુખ કે દુઃખ ભોગવે છે.'

કેશરબાઇએ ફરીથી અંત્યજ ડોસીને સંબોધીને કહ્યું, 'માજી ! તમે નિરાશ ન થશો. તમારા માટે હું મારાથી બનતું જરૂર કરીશ. તમારૂં અપમાન એ પ્રભુનું અપમાન છે, કારણ કે પ્રભુના સંતાનોના

અપમાનમાં પ્રભુનું અપમાન છે. જગતના તમામ જીવો પરમાત્માના સંતાનો છે અને તેમાંયે માનવી એ પ્રભુના મોટા સંતાનો છે. પરમાત્માના એ વધારે પ્રેમપાત્રો છે. તેમનું અપમાન એ પરમાત્માનુંજ અપમાન છે. જે દેશમાં ન્યાય, ધર્મ કે નીતિને નામે શૂન્ય છે તે દેશની પ્રજા પરદેશીઓના હાથે અપમાન પામે છે. ભારતની પ્રજા અત્યારે ડગલે ને પગલે જે અપમાનો સહન કરે છે, તેમાં કુદરતનો હાથ છે. **કરણી તેવી ભરણી; કરશો તેવું પામશો.** આ તો **કલયુગ નહિ પણ કરયુગ છે: એક હાથે દે ઓર એક હાથે લે** એ વચનોમાં સત્યાંશ રહેલું છે.'

એમ કહીને કેશરબાઇએ એ અંત્યજ ડોસીમાને ભેટી પડતાં કહ્યું કે, ' માજી ! આવો ! હું તમને ભેટીને ભારતવાસીઓનાં પાપ ધોઇ નાખું. તમારો સત્કાર કરીને મારા પ્રભુનો સત્કાર કરૂં '

આ શબ્દો બોલતાની સાથે કેશર એ ડોસીમાને ભેટી પડી. લોકો એકદમ ખળભળી ઉઠયા અને નિંદા કરતા ત્યાંથી નાશી ગયા.

આખ્યાન બંધ રહ્યું. પરંતુ કર્તવ્ય–આખ્યાન આપોઆપ અપાઇ ગયું. આવા આવા પ્રસંગો લક્ષ્મીચંદ શેઠને તો નવાં નવાં શુભ કાર્યો કરવાની પ્રેરણા દરતા હતા. આજે તેમણે એક અંત્યજાશ્રમ સ્થાપવાનો પણ નિશ્ચય કર્યો



# પ્રકરણ ૪૦ મું

## કેશરબાઇ જૈન અંત્યજાશ્રમ

અને

## કેશરબાઇ જઇન ગૌશાળા

હરેક નવી વસ્તુથી લોકોને પ્રથમ આઘાત થાય છે, પરંતુ થોડા સમયમાં તેઓ નવી વસ્તુ આનંદથી સ્વીકારે છે. તેવીજ સ્થિતિ તાસ ગામની પ્રજાની હતી. થોડા દિવસ પહેલાં જ તેઓ અંત્યજ ડોસીને કેશરબાઇ ભેટી તેથી ભડકી ઉઠયા હતા અને નિંદા કરતા ચાલ્યા ગયા હતા, તેઓજ આજે તાસ ગામમાં કેશરબાઇ જૈન અંત્યજાશ્રમ અને કેશરબાઇ જૈન ગૌશાળાની સ્થાપનાના ઉત્સવમાં ઉમંગથી ભાગ લેવા તત્પર થઈ રહ્યા છે. અલબત્ત હજુ કેટલાક રૂઢીપોષકો પડયા હતા અને તેથી આવા માંગળીક પ્રસંગે કોઇનું દિલ ન દુઃખે એવા હેતુથી અંત્યજોને અડવામાં આભડછેટ માનનારાઓ માટે સભામાં જુદી બેઠકો રાખવામાં આવી હતી. અંત્યજોને તો આજે ખાસ આમંત્રણ હતું. બહારગામથી મોટા મોટા જ્ઞાતિ સુધારકો અને સમાજસુધારકો, આર્યસમાજીઓ તથા અન્ય ધર્મીઓ પધારવાના હોવાથી સભામંડપ ઘણો વિશાળ ઉભો કરવામાં આવ્યો હતો, તો પણ તે સમય થતાં પહેલાં ચિકાર ભરાઇ ગયો હતો. સ્ત્રીઓએ મોટી સંખ્યામાં હાજરી આપી સમાજસુધારા પ્રત્યેની તેમની લાગણી વ્યકત કરી હતી.

સભાનો સમય થતાં કાર્યની શરૂઆત કરવામાં આવી. અંત્યજ બાળાઓએ પ્રભુપ્રાર્થના કર્યા બાદ પ્રખર વિદ્વાન સુધારક માધવ-પ્રસાદને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું. પ્રમુખશ્રીએ ટુંકું પરંતુ અસરકારક ભાષણ આપતાં જણાવ્યું કે,

'આજે અત્રે ભારતની ઉન્નતિ કરનારી બે મહાન સંસ્થાઓ સ્થાપવામાં આવે છે અને તે શુભ કાર્ય મને સોંપવામાં આવે તે માટે હું મને ભાગ્યશાળી ગણું છું. પાટીદાર કોમમાં કેશરબાઇનો જન્મ થયો છે તે માટે એ કોમને મારાં અભિનંદન છે, તાસ ગામને આજે આ બે મહાન સંસ્થાઓની ભેટ મળે છે તે પણ તેનાં અહો-ભાગ્ય છે. કેશરબાઇ જેવી ધર્મપ્રેમી, તત્વજ્ઞ, સત્યશોધક અને પરમ દયાળુ બાઇનાં દર્શનથી હું પાવન થયો છું.

'અંત્યજોના અપમાનના પ્રત્યાઘાત રૂપે ભારતની પ્રજા અત્યારે ઠામ ઠામ અને પગલે પગલે અપમાન સહન કરે છે. દક્ષિણ આફ્રી-કામાં સારામાં સારો હિંદી અંત્યજોની સ્થિતિનો અનુભવ કરે છે. ભારતની પ્રજાએ અંત્યજોનું અપમાન કરીને જે પાતક વહોર્યું છે તેનું જ એ પરિણામ છે. આજે લક્ષ્મીચંદ શેઠ એ પાતક ધોઇ નાખ-વાની એક ઉત્તમ તક આપણને આપે છે, તે માટે આપણે તેમનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે.

ગૌશાળા માટે તો હિંદુ જનતાને મારે શું કહેવું? શ્રી કૃષ્ણ ભગવાને ગૌપાલન કરીને ભારતની પ્રજાને જે પાઠ આપ્યો છે તેથી વિશેષ હું શું કહી શકું? પરંતુ કમનશીબે ભારતવાસીઓ આજે એ પાઠ ભૂલી ગયા છે. આજે આપણે ગૌમાતા તરફ જે બેદરકારી બતાવીએ છીએ તે શ્રી કૃષ્ણ ભગવાન પ્રત્યેની આપણી બેદરકારી બતાવે છે. જે ભૂમિમાં શ્રી કૃષ્ણ ભગવાન સ્વયં ગાયો ચરાવતા તે ભૂમિમાં આજે ગાયોની કતલ થાય એ શું ઓછું શોચનીય છે? પરંતુ આજે આપણે આ ગૌશાળા સ્થાપીને એ પાપનું થોડું ઘણું પણ પ્રાયશ્ચિત કરીએ છીએ.

'કેશરબાઇ જૈન અંત્યજાશ્રમ અને કેશરબાઇ જૈન ગૌશાળા માટે શ્રીમાન્ લક્ષ્મીચંદ શેઠે પચાસ પચાસ હજાર જેવડી નાદર રકમ કહાડી છે અને એક લાખનું તેમણે ટ્રસ્ટડીટ કર્યું છે. આ બન્ને સંસ્થાઓ ખુલ્લી મૂકીને હું મને પોતાને કૃતકૃત્ય માનું છું.'

પ્રમુખશ્રીનું વ્યાખ્યાન પુરૂં થયા બાદ આજના ઉત્સવને પ્રસંગોચિત ગીત કેશરબાઈએ ગાઈ સંભળાવ્યું હતું.

( કવ્વાલી )

ભારતવાસી બાંધવ બ્હેનો, સત્ય ધર્મનો મર્મ લહો ;
ઉંચ નીચની કરી કલ્પના, અધર્મને નવ ધર્મ કહો
—ભારત. ૧

ગાય ભેંસ ને શ્વાન સંભારો, પશુ પંખીપર પ્રેમ ધરો ;
અંત્યજથી અળગા રહેવાનું, પાપી પગલું શીદ ભરો
—ભારત. ૨

ટીલાં ટપકાં બહુ તાણો છો, તપ જપ માંહે ધર્મ ગણો ;
દેવોને દુર્લભ નરતન જે, ક્રૂર થઇને કેમ હણો
—ભારત. ૩

સંધ્યાવંદન પ્રભુપુજનથી. અંતરંગમાં અતિ હરખો ;
ભગવત્ સુત ભંગીને ભાવે, બંધુ ગણીને નવ નિરખો
—ભારત. ૪

દયા ધર્મ મુખથી નીત બોલો, મર્મ ન સમજો અંતરમાં ;
પ્રભુ સુત પ્રભુ સમ સમજે ધર્મી, ધર્મ ન તંતર મંતરમાં
—ભારત. ૫

નિજ સમ પરજીવન ગણવામાં, ગીતા સાચું જ્ઞાન કહે ;
અંત્યજને અસ્પર્શ્ય ન સમજે, સ્વર્ગીય સુખ તો તેજ લહે
—ભારત. ૬

જે માતા સમ મેલ ઉપાડે, ભંગી ભ્રાત તે ભય પામે ;
રોગમુક્ત રાખે ભારતને, દૂર રહે ગામો ગામે
—ભારત. ૭

સ્વરાજ શી રીતે મળશે ? ન્યાયી સાથે નાથ રહે ;
શાંતિ અર્પે તે ' **શિવ** ' પામે, જુલ્મ કરે તે જુલ્મ સહે
—ભારત. ૮

કેશરબાઇનું પદ સાંભળી, ત્રિલોકના નાથની, ભારતમૈયાની, ગૌમાતાની અને કેશરબાઇની જય બોલાવી સૌ વિસર્જન થયાં.



# પ્રકરણ ૪૧ મું

## અઢીલાખની સખાવત

લક્ષ્મીચંદ શેઠે અત્યારપહેલાંજ કેશરબાઇ પ્રત્યેની પોતાની કૃતજ્ઞતા સિદ્ધ કરી બતાવી હતી. તેમણે પોતાની પાંચલાખ રૂપીયાની દોલત કેશરને ચરણે ધરી દીધી હતી. તેમાંથી અનાથાશ્રમ, વિધવાશ્રમ, અંત્યજાશ્રમ, ગૌશાળા વગેરે પાછળ બેલાખ રૂપીઆ અપાઇ ચૂકયા હતા. બીજા અઢીલાખનો પણ એવાજ શુભ કાર્યમાં ઉપયોગ કરવાનો પ્રબંધ થઇ ચુકયો હતો. એવાં શુભ કાર્યો જાહેર કરવા અને લક્ષ્મીચંદ શેઠને અભિનંદન આપવા આજે જાહેર મેળાવડો હતો. બહારગામના શ્રીમંતો અને વિદ્વાનોને પણ નિમંત્રણ કરવામાં આવ્યું હતું, તેથી તેઓના સ્વાગતમાં આજે તાસ ગામની પ્રજા ઉત્સાહપુર્વક ભાગ લઇ રહી હતી. આજે નાનું સરખું તાસ ગામ સારાયે ગુજરાતનું ધ્યાન ખેંચી રહ્યું છે.

મેળાવડા માટે એક ભવ્ય મંડપ ઉભો કરવામાં આવ્યો છે. સભામાં મોખરે બહારગામથી પધારેલાં નરનારીઓ બીરાજ્યાં છે અને તેની પાછળ તાસ ગામની પ્રજા ગોઠવાઇ ગઇ છે. આજે સર્વત્ર આનંદ અને ઉત્સાહ જણાય છે.

બરોબર બેનો સમય થતાં સભાના પ્રમુખ શ્રીમાન નગીનદાસ વ્યાસ પધારતાં તેમનો લોકોએ તાળીઓથી સત્કાર કર્યો.

પ્રારંભમાં પ્રભુપ્રાર્થના ગવાઇ. તે પછી ભાઈ વલ્લભે આમંત્રણપત્રિકા વાંચી સંભળાવી સૌનો સત્કાર કર્યો અને પ્રમુખસ્થાનની દરખાસ્ત મૂકી, જેને દેવાભાઇએ અનુમોદન આપ્યું.

પ્રમુખ મહાશયે પ્રમુખસ્થાન લેતાં આવા શુભ પ્રસંગે પોતાને પ્રમુખસ્થાન આપવા માટે સૌનો આભાર માન્યો. તે પછી તેમણે આજે જે શુભ સંસ્થાઓ ખુલ્લી મૂકવાની છે તેવી સંસ્થાઓની જરૂર અને ઉપયોગીપણા વિષે ટુંક વિવેચન કર્યું. તે પછી લક્ષ્મીચંદ શેઠને અભિનંદન આપતાં જણાવ્યું કે ગુજરાત આજે તેમનું ઋણી બન્યું છે.

તે પછી બીજા વિદ્વાનોએ પણ પ્રસંગોચિત વિવેચનો કર્યાં.

લક્ષ્મીચંદ શેઠ પોતાને અપાયેલા અભિનંદનનો જવાબ વાળવા ઉભા થયા. તેમણે જણાવ્યું કે;—

'તમે મને જે અભિનંદન આપ્યું છે તે માટે હું તમારો આભાર માનું છું, પરન્તુ મેં જે કાંઇ કર્યું છે, તેમાં મેં મારી ફરજ ઉપરાંત કશું કર્યું નથી. મારા ઉપર કેશરબાઇએ કરેલા ઉપકારનો આ અલ્પ બદલો છે. હું જો કે વૈષ્ણવકુળમાં જન્મ્યો છું, છતાં આજે હું જૈનધર્મી બન્યો છું તે કેશરબાઈનો પ્રતાપ છે. તેમણે મને નર્કમાં પડતો બચાવી ધર્મનું ભાન કરાવ્યું છે. તેમણે મને મનુષ્યનું કર્તવ્ય સમજાવ્યું છે. એ ઉપકારના બદલામાં મેં મારી તમામ મિલ્કત તેમને ચરણે અર્પણ કરી છે. તેઓ તો તેમાંથી એક પાઇ પણ લેવા ખુશી નથી. તેથી મારા મિત્રરત્ન વલ્લભભાઈની સલાહથી મેં કેશરબાઇને નામે લોકોપકારી સંસ્થાઓ સ્થાપી એ દ્રવ્યનો સદુપયોગ કરવાનો નિશ્ચય કર્યો છે. અત્યારપહેલાં આજ ગામમાં અનાથાશ્રમ, વિધવાશ્રમ, અંત્યજાશ્રમ અને ગૌશાળા નિમિત્તે મેં બે લાખ રૂપીઆ અર્પણ કર્યા છે. આજે બીજા અઢીલાખ નીચે પ્રમાણે અર્પણ કરૂં છું:—

| રૂપીઆ. | |
|---|---|
| ૫૦૦૦૦ | કેશરબાઇ જૈન દેશી દવાખાનું |
| ૫૦૦૦૦ | કેશરબાઈ જૈન શ્રાવિકાશ્રમ |
| ૨૫૦૦૦ | કેશરબાઇ જૈન સ્કોલરશીપ |
| ૧૫૦૦૦ | કેશરબાઈ જૈન સાહિત્યમંદિર |
| ૧૫૦૦૦ | મહાવીર જૈનાલય |
| ૧૫૦૦૦ | કેશરબાઈ જૈન ધર્મશાળા |
| ૧૫૦૦૦ | કેશરબાઈ જૈન કન્યાશાળા |
| ૧૫૦૦૦ | કેશરબાઈ જૈન વાંચનાલય |
| ૧૫૦૦૦ | કેશરબાઇ જૈન સંસ્કૃત પાઠશાળા |
| ૧૫૦૦૦ | કેશરબાઇ જૈન સંગીતશાળા |
| ૧૦૦૦૦ | કેશરબાઇ જૈન મહિલામંડળ |
| ૧૦૦૦૦ | કેશરબાઇ જૈન ઉપાશ્રય |
| ૨૫૦૦૦૦ | |

આ અઢી લાખ રૂપીઆનું મેં ટ્રસ્ટડીટ કર્યું છે અને તેમાં મારી સાથે ધર્મચંદ શેઠ, વલ્લભભાઇ અને દેવાભાઇ ટ્રસ્ટીઓ તરીકે નિયત કર્યા છે.

આ સંસ્થાઓ સાથે કેશરબાઇનું નામ જોડવામાં આવ્યું છે તેમાં તેમની સંમતિ નહોતી, પરંતુ તેમ કર્યા વિના મારા મનનું સમાધાન થઇ શકે તેમ નહોતું. જૈન શબ્દ પણ જૈનધર્મના પ્રભાવે તેમણે આટલી પ્રગતિ કરી છે તે દેખાડવાના હેતુથી જ જોડવામાં આવ્યો છે. તે સિવાય એ સંસ્થાઓનો તમામ હિંદુ નરનારીઓ

લાભ લઇ શકશે. તેમાં માત્ર એકજ શરત રાખવામાં આવી છે કે એ સંસ્થાનો લાભ લેનારાઓએ **ઘટ મંદિરમાં આવો રે, સાચો જૈની તે જ ગણાયે** અને **ઠરી અવરને ઠાર; એ છે જિનવર આગમ સાર** એ ત્રણ પદો મુખપાઠ કરવાં જોઇશે અને તેનું નિત્ય સ્મરણ કરવું જોઇશે; કેમકે કેશરબાઇના ધર્મગુરૂ મુનિરાજ શ્રી ચિદાનંદ મહારાજે કેશરબાઇને ખાસ ભલામણ કરી છે કે એ પદોના પઠન પાઠન સ્મરણ અને કીર્તનથી દિલની વિશુદ્ધિ થાય છે, મન દૃઢ બને છે અને જીવન નિર્મળ બને છે.'

આ પ્રમાણે વ્યાખ્યાનનો કાર્યક્રમ પુરો થતાં કેશરબાઇને ભજન ગાવાની વિજ્ઞપ્તિ કરવાના ચીઠ્ઠીઓ શ્રોતાજનો તરફથી પ્રમુખજીને મળવા લાગી. પ્રમુખે શ્રોતાજનોની ઇચ્છા કેશરબાઇને જણાવી. કેશરબાઇએ એ માગણી સ્વીકારી નીચે પ્રમાણે પદો ગાઇ સંભળાવ્યાં:–

( જુનું તો થયું રે દેવળ જુનું તો થયુ —એ દેશી )

વેલા વેલા આવો વાલા, વેલા આવો વીર
કૃપાળુ, જડવત્ થયેલા દિલમાં, વેલા આવો વીર–વેલા.

તત્વવેત્તાઓ નેતા રહ્યા ન સંઘમાં રે;
રૂઢી રાક્ષસી આપે, સંઘને પીડ—કૃપાળુ. ૧

વિત્તે વેચાયે બાળા: પશુસમ હિન્દમાં રે;
કયાંથી આવે સંતતિમાં, ઉચ્ચ ખમીર—કૃપાળુ. ૨

મૂઢ માબાપો ભ્રમથી લ્હાવો લેવા લાલચે રે;
લગ્નહોળીમાં હોમે બાળ શરીર—કૃપાળુ. ૩

કર્ત્તવ્ય ધર્મ તજીને, વૃધ્ધો પરણે બાળાઓ;
યુવતિ વિધવાના નેત્રે નિત્ય વહે નીર—કૃપાળુ. ૪

ધીમંત શ્રીમંત સર્વે વળગ્યા નિજ સ્વાર્થમાં રે;
રોતી વિધવાને આપે, નવ કોઇ ધીર—કૃપાળુ. ૫

પ્રગટાવો નાવિક દિલમાં, દયાની જ્યોત દયાળુ;
'શિવ'કારી નાવ સંઘની, પામે ભવતીર—કૃપાળુ. ૬

એ ગીત ગાઇ રહ્યા પછી પ્રભુશ્રી વીરને સૌના ઘટમંદિરમાં પધારવાની પ્રાર્થના કરી કેશરબાઇએ આગેવાનોને ઉદ્દેશીને નીચે પ્રમાણે પદ શરૂ કર્યું:—

( વ્હાલા વેગે આવો રે—એ દેશી )

આગેવાનો આવો રે, ન્યાયી પદ શોભાવો રે:
શરણે સમજી બાલિકાઓજી........
માત તાત તો લાલચમાં લપટાય—આગેવાનો

**સાખી**

બાર વર્ષના બાળને સાઠ વર્ષની નાર,
પરણાવો સહુ પ્રેમથી, કરી ઉત્સવ સુખકાર !
ડોસી દેખી બાળને, જો નવ ઉપજે પ્યાર,
તો કાં કન્યા સતાવો રે શરણે. ૧

કુસુમકળી સમ બાળકી, સાઠ વર્ષનો નાથ,
લાલચમાં લોભાઇને, સોંપો તેને હાથ !
વિવેકથી વિચારજો, કેવો લાગે સાથ,
અબળાનો છે દાવો રે શરણે. ૨

સર નાઇટ, જે. પી. વળી, કે. સી. આઇ. કહેવાય,
વકીલ, બેરીસ્ટર અને, ડોકટર પદવી ધરાય,
કવિ લેખક વકતા તથા, પંડિતમાં લેખાય.
ન્યાય કરીને જણાવો રે શરણે. ૩

આ પદથી તો કેશરબાઇએ સૌનાં દિલ હલમલાવી નાખ્યાં અને શ્રોતાજનો ઉપર તેની ઉંડી અસર થઇ. તે પછી કેશરબાઇએ દંપતિધર્મનું ભાન કરાવવા નીચેનું પદ ઉપાડયું :—

( બચ્ચા મત કરના અભિમાન—એ ચાલ )

દંપતિસુખમાં તે રહેનાર, જે સમજે છે ધર્મનો સાર–દંપતિ.
પતિધર્મ પતિઓ જાણીને, પત્નીને સુખ દેશે;
સતીધર્મ સતીઓ સમજીને, સ્વર્ગીય લ્હાવો લેશે–દંપતિ. ૧

પ્રાણરૂપ પત્નીને જે નર, દેવીરૂપે ગણશે;
ભાગ્યવંત તે દેવ પ્રમાણે, સંકટ સહેજે હણશે–દંપતિ. ૨

બાલ ચાલ લગ્નો નવ માનો, ધર્મ મર્મને સમજો;
લગ્નગાંઠથી જોડાઇને, સ્નેહે કષ્ટો ખમજો–દંપતિ. ૩

સુગુણી નારી સ્વામી સંગે, જીવન સાર્થક કરશે;
સંપી જગનો લ્હાવો લઇને, હિન્દની વિપદા હરશે–દંપતિ. ૪

કેવળ યશ કીર્તિને કારણ, લગ્ન કદી નવ કરજો;
દેવી દેવી સમ બાલરત્નનાં, દુર્લભ જીવન સ્મરજો–દંપતિ. ૫

સુખમય જીવનયાત્રા કરવા, મનમાં વૃત્તિ રાખો;
તો સમજી કરો લગ્ન સુનોનાં, અમૃતસમ ફળ ચાખો–દંપતિ. ૬

આ પછી તેમણે મહિલાઓને ઉદ્દેશીને ગાયું કે :—

( વ્હાલા વેગે આવો રે—એ દેશી )

અવિદ્યા તીમિર વિદારો રે, મહિલાવર્ગ સુધારો રે
બહાદુર બ્હેનો આજથી હોજી........
જ્ઞાન વિના નવ જીવન સુખમય થયાં–અવિદ્યા.

## સાખીઓ

પુરૂષ અને નારી મળી, પુરણ અંગ ગણાય;
સર્વ શાસ્ત્રનો સાર એ, વિવેકીઓને જણાય.
પણ નારી સત્તા બળે, પુરૂષ વર્ગથી હણાય,
સ્વપ્ન સુખ નાવ ધારો રે બહાદુર. ૧

સાઠ વર્ષનો ડોસલો, બાર વર્ષની નાર,
નજરે નિરખે છે છતાં, વદે ન વચન લગાર;
વરઘોડો કાઢી કહે, જુઓ આ આર્યસંસાર,
વચન વિવેકે વિચારો રે  બહાદુર. ૨

એક મરે બીજી કરે, ત્રીજી જોવા જાય,
વૃદ્ધ છતાં નર તો સદા, કુંવારો સમજાય;
કયા ઘરનો એ કાયદો ? પ્રશ્ન કદી ન પૂછાય,
દૂર કરો આ કુધારો રે  બહાદુર. ૩

દયા વિનાના દાનવો, ભારતમાં પેખાય,
આપ સુખી તો જગ સુખી, કહેવતમાં લખાય;
અબળાના શાપો વડે, દેશ દુઃખી દેખાય,
સત્વર કરજો સુધારો રે  બહાદુર. ૪

સમાજમાં મેમ્બર થઈ, સમજો નારીધર્મ,
સુસંગ ને સદ્ગ્રંથથી, દૂર કરો સૌ ભ્રમ;
સારાસાર વિચારથી આગમનો લ્યો મર્મ,
હિમ્મત કદી નવ હારો રે  બહાદુર. ૫

આ પદથી તો કેશરબાઇએ આજનો આર્યસંસાર શ્રોતાજનો સમક્ષ ખડો કરી દીધો. મહિલાઓને ઉદ્દેશીને તેમણે વળી કહ્યું :–

( બુઢી પીલાકે લુભા ગયા, કોઇ મોહે બુઢી પીલાકે લુભા ગયો–એ દેશી )

નારી જીવનની જ્યોતિ જગાવવા,
ઉમંગ ધરી મહિલામંડળમાં પધારજો.
જ્ઞાન સુધારસ પાન કરીને
નીત હૃદયને ઠારજો  ઉમંગ. ૧

નરભવ નાવ મળ્યું સદ્દભાગ્યે,
તરી અવરને તારજો ઉમંગ. ૨

મોહ, મદ. માયા, મત્સર આદિ,
ભવના વૈરી વિદારજો ઉમંગ. ૩

સાદું જીવન સુખકર માની,
વિલાસવૃત્તિ નિવારજો ઉમંગ. ૪

કલેશ કંકાસ કરી નિજ ઘરમાં,
હવે આ ભવ નવ હારજો ઉમંગ. ૫

નુતન યુગના નુતન ભાવો,
વિવેક રાખી વિચારજો ઉમંગ. ૬

મારૂં તે સારૂં નવ માનો,
સારૂં તે મારૂં ધારજો ઉમંગ. ૭

દમયંતિ સીતાદિ સતિયો,
પ્રતિદિન પ્રીતે સંભારજો ઉમંગ. ૮

છેલ્લાં બે પદોની, મહિલાઓ ઉપર છાપ પડેલી જોઇ, કેશરબાઇએ શ્રાવિકાશ્રમનું ઉપયોગીપણું દેખાડતું નીચેનું પદ ગાયું :—

( બચ્ચા મત કરના અભિમાન— એ ચાલ )

શ્રાવિકાશ્રમ સુખકર ધામ, પામે બાળાઓ આરામ.
અપાર આ સંસાર સાગરે, આશ્રમ નાવ હું માનું :
જ્ઞાનક્રિયારૂપી સાધનથી, તરવા સુલભ જાણું—શ્રાવિકા. ૧

અવિદ્યા તિમિર વિદારણ કરણ, આશ્રમ રવિ સમ માનો ;
શીલાદિ સદ્દગુણોનું પોષક, દુર્ગુણ શોષક જાણો—શ્રાવિકા. ૨

શિક્ષણ લઇને નિપુણ નારીઓ, એ આશ્રમથી થાશે ;
દુઃખકર કલેશો ભવ અટવીના, સત્વર દૂર પળાશે.–શ્રાવિકા. ૩

નિર્ધન અબળાઓ સુખ પામી, આશીર્વાદો દેશે;
ઉપયોગી જીવનને કરવા, શિક્ષક પદવી લેશે–શ્રાવિકા. ૪

સાદું જીવન સુખકર માની, ફેશનથી દૂર રહેશે;
પવિત્રતાને સરળપણાથી ધર્મતત્વને લેશે–શ્રાવિકા. ૫

હુન્નર કળા ને વિદ્યા બળથી, દેશની સેવા કરશે;
પ્રીતે પર ઉપકાર કરીને, ભવજળ સહેજે તરશે–શ્રાવિકા. ૬

આમ ઘણો સમય સુધી ગીતો અને પદોની જમાવટ ચાલી અને શ્રોતાઓ રસપુર્વક તે સાંભળવા બેઠા હતા. છેવટે સૌ કેશર-બાઇનો જય બોલાવી પોતપોતાને સ્થાને વિદાય થયા.



# પ્રકરણ ૪૨ મું

## વિદ્યા કળા મહાભુવનની યોજના

રાત્રિનો સમય હતો. ચોકમાં ચાંદનીનો પ્રકાશ પડતો હતો. કેશરબાઇ, દેવો, વલ્લભ, રામુ અને લક્ષ્મીચંદ શેઠ ચોકમાં ખાટલા નાખી બપોરના મેળાવડાની અને એ વખતના પદોની ચર્ચા કરતા બેઠા હતા. કેશરબાઇએ કહ્યું કે, 'આજના શુભ કાર્યથી મને અત્યંત આનંદ થયો. હવે તો મારા મનમાં એકજ ઉમેદ છે. ગુરૂકૃપાથી તે પૂર્ણ થાય એટલે હું સુખથી મરીશ.'

લક્ષ્મીચંદ શેઠે પૂછ્યું, 'બ્હેન ! હજુ શી ઉમેદ તારા દિલમાં રહી છે?'

'તારા ગામમાં એક **વિદ્યા કળા મહાભુવન** સ્થાપવાની મારી ઇચ્છા છે. એ ભૂવનમાં બાળકો, બાલિકાઓ, સાક્ષરો, નિરક્ષરો, વિધવાઓ, સધવાઓ, યુવકો, યુવતિઓ, ડોસાઓ, ડોસીઓ રહી શકે અને તેમને માટે અન્ન, વસ્ત્ર અને શિક્ષણની વ્યવસ્થા થઇ શકે. તેમા તમામ પ્રકારના હુન્નર ઉદ્યોગોનું શિક્ષણ આપી શકાય, તમામ પ્રકારના શાસ્ત્રીય સિદ્ધાંતોનો ત્યાં સહિષ્ણુતાથી અભ્યાસ કરી શકાય, તમામ પ્રકારના વિજ્ઞાનના પ્રયોગો થઈ શકે એવી તમામ પ્રકારની સામગ્રીવાળું એક વિદ્યા કળા મહાભુવન અહિં સ્થપાયેલું જોવા હું ઇચ્છું છું. આ મંદિરમાંથી જે નરનારીઓ નિપુણતા મેળવીને બહાર પડશે તેઓ સ્વરાજ્યને લાયક બન્યાં હશે અને પરદેશની સામે દરેક રીતે

હરિફાઇમાં ઉતરી શકે એટલી તેઓમાં કુશળતા હશે. અલબત્ત એવા મંદિર માટે ઓછામાં ઓછા પચાસ લાખ રૂપીઆ જોઇએ.' કેશરે પોતાની મહેચ્છા દર્શાવતાં કહ્યું.

'પણ એટલા બધાં નાણાં કયાંથી કાઢવાં?' વલ્લભે શંકા ઉઠાવી.

'મને ખાત્રી છે કે જો હું કચ્છ, કાઠીયાવાડ અને ગુજરાતમાં પ્રવાસ કરૂં તો ધનના ઢગલા થાય. મારા અંતરમાં એવી પુરેપુરી શ્રદ્ધા છે.' કેશરે શ્રદ્ધા દર્શાવતાં કહ્યું.

આ સાંભળીને લક્ષ્મીચંદ શેઠ તો દિંગ્મૂઢ બની ગયા. તે તો પોતાના મનમાં વિચારવા લાગ્યા કે કેશરની કલ્પનાઓ કેટલી વિશાળ છે? તેની ભાવનાઓ કેટલી ઉંચી છે? તેની અભિલાષાઓ કેટલી પરમાર્થી છે? ધન્ય છે એ દેવીને અને ધન્ય છે તેની જનેતાને! અહા! આ કલિકાળમાં આવા ઉત્તમ આત્માઓનો યોગ કયાંથી મળી શકે? મારાં સદ્ભાગ્ય છે કે હું આવી સતી સાધ્વીના સમાગમનો લાભ પામી શકયો છું! તેમણે કેશરને પૂછ્યું 'બ્હેન! હું શું કરી શકું? મને શી આજ્ઞા છે?'

'તમે અહિંજ રહી અહિં સ્થાપેલી સંસ્થાઓની વ્યવસ્થા કરો. મારા પતિ, વલ્લભ અને હું પ્રવાસે નીકળીએ.' કેશરે પોતાનો કાર્યક્રમ રજુ કર્યો.

લક્ષ્મીચંદ શેઠે એ પ્રમાણે કબુલ કરતાં કહ્યું કે, 'તમારા વિના મને અહિં ગોઠશે નહિ, પરંતુ તમારા પ્રવાસનો હેતુ એટલો મહાન છે કે હું એ વિયોગ સહન કરવા તૈયાર છું. તમે અહિંની કશી ફીકર ન કરશો. નિશ્ચિંતપણે તમારો પ્રવાસ સફળ કરો.'

રામુને અને સાથીઓને ખેતર અને ઢોર ઢાંખરની સંભાળ રાખવાની ભલામણ કરી કેશરે પ્રવાસની તૈયારીઓ કરી.

# પ્રકરણ ૪૩ મું

## કેશરનો પ્રવાસ

પોતાનો કાર્યક્રમ નક્કી કરી પોતાના પતિ અને ભાઇ વલ્લભ સાથે કેશરબાઇએ પ્રવાસનો આરંભ કર્યો. સૌ પહેલાં તેમણે કાઠીઆવાડનો પ્રવાસ કરવાનું ઠરાવ્યું. જો કે તેમનું નામ મશહુર હતું એટલે જ્યાં જાય ત્યાંથી સહાય મેળવવાની તેમને સંપુર્ણ ખાત્રી હતી. આમ છતાં તેમણે કાઠીયાવાડના કોઇ રાજા અને પ્રજામાં માનીતા હોય એવા વિદ્વાન અને પ્રતિભાશાળી પુરૂષને પ્રવાસમાં સાથે લેવાનો નિશ્ચય કર્યો. તેમણે શ્રીમાન પ્રભાકર પંડિતનું નામ સાંભળ્યું હતું. તેઓ વયોવૃદ્ધ અને અનુભવી ગૃહસ્થ છે. રાજા અને પ્રજાની સેવા કરીને તેમણે સૌના દિલમાં પોતાને માટે માનની લાગણી પેદા કરી છે. તેઓ ધર્માત્મા છે અને નિવૃત્ત જીવન ગાળી રહ્યા છે. કેશરબાઇએ એમની જ સહાય મેળવવાનો નિશ્ચય કર્યો અને તેમને ગામ ગયા.

શ્રીમાન પંડિત સાહેબને કેશરબાઇને આવેલી જાણી અત્યંત આનંદ થયો અને તેમનો સત્કાર કર્યો. કેશરબાઇએ તેમની સમક્ષ પોતાની યોજના રજુ કરી. તેઓ એ યોજના સાંભળીને અત્યંત પ્રસન્ન થયા. પોતાના અનુભવોનું દર્શન કરાવતાં તેમણે કહ્યું કે, 'બ્હેન ! યોજના અતિ ઉત્તમ છે, પણ તે ઘણી વિશાળ હોવાથી તે પાર પાડવા માટે સમય અને શ્રમ ઘણાં જોઇશે. એમાં અશક્ય જેવું તો કશું નથી.'

'કાકા ! આપના જેવા મહાન બુદ્ધિમાન અને સમર્થ પુરૂષની મને સહાય મળે તો મને સંપુર્ણ વિશ્વાસ છે કે આ કાર્ય પાર પડયા વિના ન રહે. આપ જુઓ છો કે મારા જેવી એક અબળા પોતાનું ઘર, બાળક અને ખેતીવાડી મૂકીને ભારત માટે ભ્રમણ કરવા નીકળી છે. આપ હવે સંસારથી નિવૃત્ત થયા છો. તો જો આપ મારી સાથે પ્રવાસે નીકળો તો બહુ થોડા જ સમયમાં એટલી રકમ એકઠી કરવાની મને શ્રદ્ધા છે. આપ વૃદ્ધ છો એ સમજું છું, પરંતુ આપને પ્રવાસની વધારે પડતી હાડમારી નહિ પડે તેની હું આપને ખાત્રી આપું છું' કેશરે શ્રીમાન પ્રભાકરસાહેબની સહાય માગતાં કહ્યું અને ઉમેર્યું કે 'આ જગત્માંથી સાથે શું લઇ જવાનું છે ? શુભ કરણી એજ આત્માની સફરનું ભાતું છે. આપને કેશવકૃતિમાં એ ભક્ત કવિ કહે છે તે યાદ તો હશે જ કે :—

( રાગ કાફી—તાલ દીપચંદી )

અમે તો આજ તમારા બે દિનના મેમાન.
સફળ કરો આ સહજ સમાગમ સુખનું એજ નિદાન;
આવ્યા જેમ જઇશું તે રીતે, સર્વે એમ સમાન ;
પાછા કોઇ દિને નહિ મળીએ, કયાં કરશો સન્માન ?—અમે. ૧

સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન ;
સંપી સદ્ગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન—અમે. ૨

લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન ;
હોય કશી કડવાશ અમારી, તો પ્રિય કરજો પાન—અમે. ૩

કેશવ હરિએ કરૂણા કીધી, ભૂલી ભાન,
તત્વે તાન રહે છે તેને, હોય ન જરીયે માન—અમે. ૪

કેશરનું નિર્મળ હૃદય, તેના કંઠની મધુરતા, તેની પરોપકારના કાર્યમાં અટલ શ્રદ્ધા; એ બધાએ પંડિતજીને પીગળાવી દીધા.

પોતાના કથનની શ્રીમાન પંડિતજીપર સારી અસર થયેલી જોઇ કેશરબાઇએ આગળ ચલાવ્યું :—

આપ તો મારા પિતા સમાન છો એટલે આપની પાસે માગણી કરવાનો મને અધિકાર છે. આપણા પૂર્વજો પચાસ વર્ષ પછી વાનપ્રસ્થાશ્રમમાં રહી પરમાર્થનાં કાર્યો કરતા એ વાત આપનાથી ક્યાં અજાણી છે? આપ સુજ્ઞ છો, ગુણજ્ઞ છો બુદ્ધિનિધાન છો, ધર્માત્મા છો અને મહાન પુન્યશાળી છો. આપ અત્યારે એવા સંયોગો ધરાવો છો કે આપ કરવા ધારો તે કરી શકો તેમ છો. રાજા મહારાજાઓમાં, અમીર ઉમરાવોમાં, પ્રજાજનમાં સર્વત્ર આપનું માન છે. આપની બુદ્ધિ, શક્તિ અને કીર્તિનો ભારતને લાભ મળવો જોઇએ. કાલની કોઇને ખબર નથી. કીધું તે કામ અને દીધું તે દાન. આપે અનેકને સંતોષ્યા છે ; અનેકનું કલ્યાણ કર્યું છે. હવે સારા ભારતના કલ્યાણ માટે આપની પાસેથી હું માત્ર છ મહિના માગું છું. એટલા પ્રવાસમાં ઘણું થઇ શકશે.'

કેશરબાઇની વકતૃત્વશક્તિએ શ્રીમાન પ્રભાકર પંડિતને વશ કર્યા. તેમણે કેશરબાઇની માગણી સ્વીકારી.

બીજેજ દિવસે પ્રવાસ શરૂ થયો. શ્રીમાન પ્રભાકર પંડિતની વૃદ્ધાવસ્થા, તેમની સફેદ દૂધ જેવી દાઢી, તેમનું ગૌરવર્ણ, વિશાળ કપાળ, આકર્ષક નયનો અને શરીરપરનો કશ્મીરી જબ્બો: એ બધાનો કાંઇ ઓર પ્રભાવ પડતો હતો.

કાઠીયાવાડનાં દરેકે દરેક મોટાં શહેરો—ગામોનો તેઓએ સાથે પ્રવાસ કર્યો. કેશરબાઇ ભજનો ગાતી અને પંડિતજી વિવેચન કરતા. પંડિતજીને આખુંયે કાઠીયાવાડ ઓળખતું હતું અને તેમાંયે તેમણે પરોપકારનું કાર્ય ઉપાડયું હતું, એટલે સર્વત્ર નાણાંની રેલ થવા માંડી. કાઠીયાવાડમાંથી પચીસ લાખ એકઠા કરી તેઓ કચ્છના

પ્રવાસે ગયા અને ત્યાં પણ ભજનોની ધૂન અને ટુંક વિવેચનો દ્વારા પ્રજાને અરજ કરવામાં આવતી. ત્યાંથી પણ પાંચ લાખ મળ્યા.

પછી તેઓ મુંબઇમાં આવ્યા અને મુંબઇમાંથી રૂપીયા દશ લાખ એકઠા કર્યા.

બાકીના દસ લાખ તેઓએ રજપુતાનાનાં રાજ્યોમાં પ્રવાસ કરી મેળવ્યા. આમ પાંચ મહીનાના પ્રવાસમાં કેશરબાઇ પચાસ લાખનો ફાળો એકઠો કરીને તામ્રગામ પાછી ફરી.



# પ્રકરણ ૪૪ મું

## સત્સંગ

આજે કેશર પોતાના પ્રવાસેથી પાછી ફરી હતી. સગાં, સંબંધીઓ અને સ્નેહીઓ ઉપરાંત અન્ય પ્રજાજનો પણ પોતાના ગામની એ દેવીનાં દર્શન કરવા કેશરના આંગણામાં એકઠાં થયાં હતાં.

રાત્રિનો સમય હતો. નભોમંડળમાં શશિ પોતાનાં શાંત કિરણો પ્રસરાવતો હતો. સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી. સૌના સત્કારનો જવાબ વાળતાં કેશરે નીચે પ્રમાણે પોતાના પ્રવાસનું વર્ણન કર્યું:—

ભાઈઓ અને બ્હેનો! ગુજરાત કાઠીઆવાડના પ્રવાસમાં મને આબુજી, તારંગાજી, ભોયણીજી, ગિરનાર અને શત્રુંજય આદિ તીર્થોની યાત્રાનો જેમ લાભ મળ્યો તેમ સત્સંગનો પણ અનાયાસે મને લાભ મળ્યો હતો. એ પ્રવાસમાં મને ઘણું જોવાનું અને જાણવાનું મળ્યું. અનેક જૈનમુનીઓ, આચાર્યો, પન્યાસજીઓ, સુશ્રાવકોનાં દર્શનનો મને લાભ મળ્યો અને અનેક સાધ્વીજીઓ અને સુશ્રાવિકાઓના પ્રસંગમાં હું આવી. મેં જૈન ધર્મ સ્વીકાર્યો છે એ જાણીને સૌએ મારા પ્રત્યે પ્રેમભાવ દર્શાવ્યો અને મારો સત્કાર કર્યો. હું તેમની પાસેથી જૈન ધર્મની પ્રસાદી લેતી અને બદલામાં મારા ગુરૂ મહારાજે આપેલી પ્રસાદી સૌને આપતી અને ગુરૂ મહારાજનાં ગુણગાન કરી કહેતી કે **કરી અવરને ઠાર એ છે શ્રી જિન આગમ સાર.** આ પદથી સૌ પ્રસન્ન થતાં.

પ્રવાસ દરમ્યાન મેં શ્રીમદ્ રાજચંદ્ર અને પંડિત લાલનનાં નામો રાજનગરમાં સાંભળ્યાં. તેમના સંબંધમાં અનુકૂળ તેમજ પ્રતિકુળ ઘણું સાંભળ્યું, પરંતુ એ બધાપરથી હું તો એવું અનુમાન કાઢી શકી કે એ બન્ને આત્માઓ પ્રભાવશાળી જરૂર હોવા જોઇએ. એ બન્ને આત્માઓ વિષે વિશેષ જાણવાની મારી જીજ્ઞાસા થઇ. રાજનગરમાં જ અનાયાસે શ્રીમદ્ રાજચંદ્રના એક પરમ ઉપાસક અને અનુયાયીનો મને ભેટો થયો. હું તેમને મળવા ગઇ ત્યારે પ્રાતઃકાળનો સમય હતો. તે ભાઇ 'શ્રીમદ્ રાજચંદ્ર' નામનો ગ્રંથજ વાંચી રહ્યા હતા અને ૧૦–૨૦ સ્ત્રી પુરૂષો ભક્તિપૂર્વક સાંભળતાં બેઠાં હતાં.

મેં એ ભાઇને શ્રીમદ્ રાજચંદ્રનો જૈન ધર્મ પ્રત્યે કેવો અનુરાગ હતો તે વિષે પ્રશ્ન કર્યો. તેમણે પોતાના હાથમાંના ગ્રંથમાંથી શ્રીમદ્ રાજચંદ્રના શબ્દોમાં જ ઉત્તર આપ્યોઃ—

'સર્વ વીતરાગનાં વચનોને સંપુર્ણ પ્રતીતિનું સ્થાન કહેવું ઘટે છે, કેમકે જ્યાં રાગાદિ દોષનો સંપૂર્ણ ક્ષય હોય ત્યાં સંપૂર્ણ જ્ઞાનસ્વભાવ પ્રગટવા યોગ્ય ઘટે છે. શ્રી જિનને સર્વ કરતાં ઉત્કૃષ્ટ વીતરાગતા સંભવે છે. પ્રત્યક્ષ તેમનાં વચનનું પ્રમાણ છે. માટે જે કોઇ પુરૂષને જેટલે અંશે વીતરાગતા સંભવે છે તેટલે અંશે તે પુરૂષનું વાક્ય માન્યતા યોગ્ય છે. સાંખ્યાદિ દર્શને બંધ મોક્ષની જે જે વ્યાખ્યા ઉપદેશી છે તેથી બળવાન પ્રમાણસિદ્ધ વ્યાખ્યા શ્રી જિન વીતરાગે કહી છે.'

શ્રીમદ્‌ના ગ્રંથમાંથી ઉપરોક્ત વચનો સાંભળી મને તેમના પ્રત્યે પૂજ્યભાવ પેદા થયો. મેં તેથી વધુ પ્રશ્ન પૂછ્યો કે, 'સાંપ્રત કાળમાં જૈન ધર્મ જે પ્રમાણે સમજવામાં અને માનવામાં આવે છે તે શ્રી વીતરાગ સંમત ધર્મ છે કે?' જવાબમાં એ ભાઇએ શ્રીમદ્‌ના ગ્રંથમાંથી નીચેનો ફકરો વાંચી સંભળાવ્યો :—

'સ્વપર પરોપકારક પરમાર્થ સત્ય ધર્મ જયવંત વર્તો. આશ્ચર્યકારક ભેદ પડી ગયા છે. ખંડિત છે. સંપુર્ણ કરવાનું સાધન દુર્ગમ દેખાય છે. તે પ્રભાવને વિષે મહત્ અંતરાય છે. દેશ કાલાદિ ઘણા પ્રતિકુળ છે. વીતરાગોનો મત લોક-પ્રતિકુળ થઈ પડયો છે. રૂઢીથી જે લોકો તેને માને છે તેના લક્ષમાં પણ તે પ્રતિત જણાતો નથી અથવા અન્ય મતને વીતરાગનો મત સમજી પ્રવર્તે જાય છે. યથાર્થ વીતરાગોનો મત સમજવાની તેમનામાં યોગ્યતાની ઘણી ખામી છે. દૃષ્ટિરાગનું પ્રબળ રાજ્ય વર્તે છે. વેશાદિ વ્યવહારમાં મોટી વિટંબના કરી મોક્ષ માર્ગને અંતરાય કરી બેઠા છે. તુચ્છ, પામર પુરૂષો વિરોધક વૃત્તિના ઘણી અગ્રભાગે વર્તે છે. કિંચિત સત્ય બહાર આવતાં પણ તેમને પ્રાણઘાત તુલ્ય દુઃખ લાગતું હોય એમ દેખાય છે.'

આવા બુદ્ધિશાળી નરનો કયાં જન્મ થયો હતો? કયારે તેઓ જન્મ્યા હતા? તેમની શક્તિઓ કેવી હતી? તેમણે શું શું કર્યું હતું? તેમણે કયારે દેહત્યાગ કર્યો? વગેરે જાણવાની મારી જીજ્ઞાસાવૃત્તિ જાગી અને મેં શ્રીમદ્‌ના ભક્તને એ પ્રશ્નો કર્યા. મારી પ્રશ્નપરંપરાથી એ ભાઇ મુંઝાતા જણાયા. પ્રશ્ન કરનારનું સમાધાન કરવું જોઇએ અને છતાં અત્યોક્તિ કે ન્યુનોક્તિ ન થવાં જોઇએ એ તેમની મુંઝવણ હતી. તેમણે મોડાશથી જવાબ આપ્યો :—

'હું તો પામર છું. શ્રીમદ્ પુરૂષોત્તમ હતા. હું અલ્પમતિ છું. તેઓ બુદ્ધિના નિધાન હતા. હું સાધક છું, તેઓ સિદ્ધ હતા. તેમના સંબંધમાં કાંઇ પણ બોલતાં મને સંકોચ થાય છે. તેઓ સમર્થ આત્મા હતા. મારા જીવનમાં મેં તેમના સમાન મહાન્ આત્મા બીજા એકે જોયા નથી. હું દિવસોના દિવસ તેમના સમાગમમાં રહ્યો છું. તેમના જેવી મીઠી વાણી અન્યત્ર મેં કયાંઇ સાંભળી નથી. તેમની અંતરંગ દશા તેમના પરિચયમાં આવ્યા વિના સમજી શકાય

તેમ હતીજ નહિ. મને ભય રહે છે કે હું જે કાંઇ કહીશ તેમાં એ સમર્થ આત્માને અન્યાય થઈ જશે, કારણ કે હું જેમ જેમ તેમનાં જ્ઞાન, ત્યાગ, વૈરાગ્ય, સામર્થ્ય અને બુદ્ધિશક્તિનો વિચાર કરૂં છું તેમ તેમ મારી મતિ મુંઝાઇ જાય છે. આમ છતાં આપ જીજ્ઞાસુ છો એટલે હું જાણું છું તેટલું આપને કહીશ.

'શ્રીમદ્‌નો જન્મ કાઠીયાવાડમાં આવેલા મોરબી તાબે વવાણીયા ગામમાં રાવજીભાઇને ત્યાં સંવત્ ૧૯૨૪ના કાર્તક સુદ ૧૫ના શુભ દિવસે થયો હતો તેઓ જન્મથી જ કવિ હતા. તેમની સ્મરણશક્તિ અદ્‌ભુત હતી. લઘુ વયમાં જ તેમણે 'ભાવના,' 'બોધ' અને 'મોક્ષમાળા' નામનાં બોધક પુસ્તકો રચ્યાં હતાં. નવ વર્ષની ઉંમરે તેમણે રામાયણ અને મહાભારત કાવ્યમાં ઉતાર્યાં હતાં. પંદર વર્ષની ઉંમરે તેમણે મોરબીમાં જાહેરમાં અષ્ટાવધાન કર્યું હતું. તે પછી ક્રમશઃ દ્વાદશાવધાન, ષોડષાવધાન અને છેવટે શતાવધાન કરવાનું તેમનામાં સામર્થ્ય પ્રકટયું હતું.

'મુંબઇમાં શતાવધાનના કેટલાક પ્રયોગો તેઓશ્રીએ જાહેરમાં કરી બતાવ્યા હતા. 'સાક્ષાત્ સરસ્વતી'ની તેમને પદવી મળી હતી. તે વખતના હાઇકોર્ટના જજ સર ચાર્લ્સ સાર્જંટે તેમને વિલાયત જવાની સલાહ આપી હતી. વીસ વર્ષની ઉંમર થતાં શતાવધાનના પ્રયોગો કરવા તેમણે બંધ કર્યા હતા અને એ શક્તિનો ઉપયોગ તેમણે અંતરંગ દશા ખીલવવા તરફ કર્યો હતો.

'ત્યારથી તેમણે પ્રાયઃ ધ્યાનમાં અને આત્મચિંતનમાં જ પોતાનુ સર્વ લક્ષ રોકયું. તેમની પાસે આવનારાઓને તેઓ આત્મબોધ આપતા અને પત્ર વહેવારમાં પણ તેમની એજ મુખ્ય દૃષ્ટિ રહેતી.'

'તેઓ ઝવેરાતનો ધંધો કરતા, છતાં તેમનું મુખ્ય લક્ષ આત્મા પ્રત્યે જ હતું. તેઓશ્રીને બે પુત્રો અને બે પુત્રીઓ હતાં. માતા, પિતા, ચાર બ્હેનો, એક ભાઇ અને ધર્મપત્ની સાથે રહેવા છતાં તેઓ

અંતરંગમાં સંસારથી વિમુક્ત હતા. સંવત્ ૧૯૫૭ના ચૈત્ર વદ ૫ ના તેમનો દેહોત્સર્ગ થયો. માત્ર ૩૩ વયની લઘુ વયમાં તેમણે આ ક્ષણ-ભંગુર દેહનો ત્યાગ કર્યો. આટલી નાની ઉંમરમાં પણ તેમના પ્રસંગમાં આવનારાઓ જોઇ શકતા હતા કે તેમના દેહમાં મહાન્ સમર્થ આત્મા વિરાજતો હતો. તેઓએ પ્રત્યેક દર્શન, સંપ્રદાય અને ધર્મનો ઉંડો અભ્યાસ કર્યો હતો.

'આથી વિશેષ તેમના સંબંધમાં કહેવાની મારી શક્તિ નથી. તેમના સંબંધી વિશેષ જાણવા માટે તેમના પત્રો, પુસ્તકો, કાવ્ય-સંગ્રહ અને 'શ્રીમદ્ રાજચંદ્ર' વગેરેનું વાંચન કરવું જોઇએ.'

આટલું કહીને તેમણે મને શ્રીમદ્ રાજચંદ્ર નામનો ગ્રંથ ભેટ આપવા માંડયો, પરંતુ મેં તે ગ્રંથ ભેટ તરીકે ન લેતાં તેની કિંમત આપી તે ખરીદી લીધો. એ પુસ્તકમાં શ્રીમદ્દની અનેક છબીઓ છે, પરંતુ તેમાંથી ધ્યાન અને કાર્યોત્સર્ગની છબીઓ મને બહુ જ ગમે છે. તમે પણ એ છબીઓનાં ખુશીથી દર્શન કરી શકશો.

શ્રીમદ્દના એ પરમ ઉપાસકને મેં વળી એક પ્રશ્ન કર્યો કે, 'આપના જીવનનું લક્ષ શું છે?' તેમણે મને ઉત્તર આપ્યો કે, 'મારા એ મહાન્ ગુરૂદેવનાં વચનો વિચારવાં, તે જીવનમાં ઉતારવાં અને તેનો વિકાસ કરવો એ જ મારા જીવનનો ઉદ્દેશ છે.'

એ ભાઇ સાથેની વાતચીત ઉપરથી જણાયું કે ખંભાત પાસે એક ગાઉ ઉપર વડવા નામનું ગામ છે. ત્યાં શ્રીમદ્દના અનુયાયીઓએ શ્રીમદ્દના નામથી એક આશ્રમ બંધાવ્યો છે અને ત્યાં રહીને તેઓ આત્મચિંતન કરે છે. આ ઉપરાંત સિદ્ધપુર અને અગાસમાં પણ એક એક આશ્રમ છે. સિદ્ધપુરમાં મુનિશ્રી રત્નરાજ અને અગાસમાં મુનિશ્રી લઘુરાજ સ્વામી રહે છે.

મેં એ ભાઇની પાસેથી માહીતી મેળવી એ ત્રણે આશ્રમની મુલાકાત લેવાનો નિશ્ચય કર્યો.

પહેલાં હું સિદ્ધપુરના આશ્રમનાં દર્શને ગઇ. સ્ટેશનથી માત્ર પંદર મીનીટના રસ્તાપર જ એ આશ્રમ છે. આશ્રમ નાનો પરંતુ રળીયામણો છે. ત્યાં મને મુનિશ્રી રત્નરાજ અને અન્ય મુનિઓનાં દર્શન થયાં અને ભાવિક શ્રાવકોનો પણ સમાગમ થયો. ત્યાં મને ઘણો આનંદ થયો.

ત્યાર પછી હું વટવા આશ્રમનાં દર્શને ગઇ. એ આશ્રમ ભવ્ય છે. ત્યાં શ્રી પાર્શ્વનાથ ભગવાનનું સુંદર મંદિર છે. મેં ત્યાં ભાવથી દર્શનપૂજન કર્યું. આ આશ્રમમાં ઘણા મકાનો છે. પ્રત્યેક મકાનની અંદરની દિવાલો ઉપર સુંદર અક્ષરે શ્રીમદ્‌નાં બોધવચનો લખેલાં છે. ત્યાં મને ગંગા સમાન નિર્મળ ગંગા બ્હેનનાં દર્શન થયાં. તેઓ શ્રીમદ્‌નાં પરમ ઉપાસક છે.

છેલ્લે હું અગાસના આશ્રમના દર્શને નિકળી. સ્ટેશનની સામે જ આશ્રમ છે. આ આશ્રમ વિશાળ છે. અનેક મુમુક્ષુ નરનારીઓ અહિં વસે છે. અહિં દરરોજ રાત્રે સઘળા આશ્રમવાસીઓ શ્રીમદ્‌ના ચિત્ર-પટ સામે ભેગા મળી સ્તુતિ કરે છે. એક ભક્તે જે સ્તુતિ કરી તે મને એટલી ગમી ગઇ કે મેં પણ તે લખી લઇ કંઠસ્થ કરી છે. સ્તુતિ કરવાની પદ્ધતિ પણ એટલી જ પ્રશંસનિય છે. પહેલાં એક જણ ગાય અને પછી બધા સાથે તે ઝીલે. આવી પદ્ધતિ અન્ય મંદિરોમાં મેં ક્યાંઇ નથી જોઇ. મુનિ મહારાજ શ્રી લઘુરાજ સ્વામી એક વયોવૃદ્ધ ભક્ત આત્મા છે. તેઓ સરળ સ્વભાવના છે. પ્રથમ તેઓ સ્થાનક-વાસી સંપ્રદાયના સાધુ હતા, પરંતુ શ્રીમદ્‌નો સમાગમ થયા પછી તેમને તેઓશ્રીના વચનમાં શ્રદ્ધા થઇ અને શ્રીમદ્‌ના દેહોત્સર્ગ પછી તેમણે શ્રીમદ્‌ના અનુયાયીઓને પ્રેરણા કરી આશ્રમ બંધાવ્યો છે. ત્યાં દર વર્ષે શ્રીમદ્‌ની જન્મતિથિ અને નિર્વાણતિથિ ઉજવાય છે અને એ પ્રસંગે સેંકડો મુમુક્ષુઓ ત્યાં આવે છે. પર્યુષણ પર્વમાં પણ અનેક ભવ્ય આત્માઓ ત્યાં આવે છે અને સત્સંગનો લાભ લે છે.

અત્રે સમય બહુ થઇ જવાથી પોતાના પ્રવાસની બાકીની કથા બીજા પ્રસંગ ઉપર રાખી કેશરબાઇએ અગાસમાં કંઠસ્થ કરેલી શ્રીમદ્‌ની સ્તુતિ હાજર રહેલાઓને સંભળાવી:—

( રાગ ભૈરવી—તાલ ત્રિતાલ )

( કોઈ કહેજો જોગીડાને જઇને હો રાજ—એ દેશી )

જોયા જીવનમાં જુદા આ જગના ઉત્પાત,
ગુરૂરાજ આજ આવો કરીએ અંતરની વાત:
મત—પંથે બંધાએલા કરે પક્ષપાત,
કીર્તિ કાજે જમાવી બેઠા છે જમાત—જોયા.

રામચંદ્ર દેવકીના નંદ છો આનંદ કંદ,
કરો ઝટપટ દૂર પ્રભુ ભવના એ ફંદ:
મહા મોહ અરિ કરે અમ આત્માની ઘાત—ગુરૂરાજ૦ ૧

મુનિવેશ વિણ દિસો છો મહા મુનિરાજ,
અમે ઇચ્છીએ આજ નિજ આત્માનું કાજ:
નથી ગમતી અમોને લૌકિક નાત—ગુરૂરાજ૦ ૨

મહાનિધિ સમ આત્મસિદ્ધિ દીધી દાનમાં
મોક્ષમાર્ગના મંત્રો કહ્યા કાનમાં;
ગયો એથી અંધકાર, થયું ઉરમાં પ્રભાત—ગુરૂરાજ૦ ૩

અન્ન, જળ, વસ્ત્ર આપનારા છે જગે અનેક,
સમકિત રત્નદાન દેનારા મળ્યા છો એક:
એ વિણ અમ થાત નક્કી નાથ! અધ:પાત—ગુરૂરાજ૦ ૪

માત, તાત, ભ્રાત નારી, સુત, મિત્ર, પરિવાર,
સ્વાર્થવૃત્તિ રાખી ચિતમાં કરે છે વ્યવહાર;
સરે સ્વાર્થ મુખ ફેરવીને મારે સહુ લાત—ગુરૂરાજ૦ ૫

દેવ, ગુરૂ, સાધુ, સંતનો નિઃસ્વાર્થ સંબંધ;
સમજાવી ધર્મમર્મ અટકાવે કર્મ–બંધ;
એ આભાર અમને છે સર્વદા સુજ્ઞાત—ગુરૂરાજ૦ ૬

જન્મ, જરા, મૃત્યુ મહા રોગથી અમે ડર્યા,
અનંત કાળ યમરાજથી ફરી ફરી મર્યા;
એથી ઉગરવા કરીએ ચર્ણે પ્રણિપાત—ગુરૂરાજ૦ ૭

કળિકાળ મહા વિકાળ, જગવિશાળ ભરે ફાળ,
જ્યાં અનંગરંગના પ્રસંગની બહુ ધમાલ;
આ કાળે મળ્યા છો પુન્યયોગે ખરેખાત—ગુરૂરાજ૦ ૮

કામ, ક્રોધ, લોભ માન, મદ અરિ બળવાન,
ભવસાગરે રંજાડે એ મગરો મહાન;
યોગીરાજ ! આપનાથી નથી કાંઇ અજ્ઞાત—ગુરૂરાજ૦ ૯

કંઇ મહાત્માઓ, સાધુઓ, સંન્યાસી ને સંત,
મોહ મદીરા પી મસ્ત બન્યા ભૂલ્યા ભગવંત;
ઠામ ઠામ ધુમધામ મચી રહી ભલી ભાત—ગુરૂરાજ૦ ૧૦

ઝેર જેવાં લાગે છે કીર્તિ, દાન, માન, પાન,
ગમે દીલમાં સત્સંગ અને જિનગુણગાન;
જ્ઞાનામૃત પીવાની રહે વૃત્તિ દિનરાત—ગુરૂરાજ૦ ૧૧

રોઇ રોઇ અમે આંખલડી રાતી કરી,
વિરહે મનડું મુંઝાયે, નથી ગમતું જરી;
કૃપાસિંધુ ! અહોનિશ અમે કરીએ કલ્પાંત—ગુરૂરાજ૦ ૧૨

ત્રિવિધ તાપના સંતાપને નિવારનાર છો,
મહા અવિદ્યા તિમિરને મીટાવનાર છો;
સહજ આત્મરૂપ પ્રગટાવનાર છો પ્રખ્યાત—ગુરૂરાજ૦ ૧૩

સદા સાથ રહેજો કૃપાળુ! તમે,
પ્રભુ! પ્રેમે પૂજીશું તમને અમે,
ગુરૂ-શિષ્યનો નાતો છે જગત વિખ્યાત—ગુરૂરાજ૦ ૧૪

દેહાધ્યાસ ખાસ ટાળવા ઉરે અભિલાષ,
દુઃખકારી દેખાયે છે મોહનો સહવાસ;
શિવ—સુખનું ભાન કરાવો સાક્ષાત્—ગુરૂરાજ૦ ૧૫

આ પ્રમાણે સ્તુતિ સાંભળી સૌ તેની પ્રશંસા કરતા વિસર્જન થયા.



# પ્રકરણ ૪૫ મું

## સામાયિક

કેશરબાઇના પ્રવાસના અનુભવની પહેલા દિવસની કથા સાંભળ્યા પછી બીજું એટલું જ આનંદદાયક પ્રવાસવર્ણનો સાંભળવાની ખાસ ગામની પ્રજામાં ઉત્સુકતા જાગી હતી. આથી અનેક જિજ્ઞાસુ આત્માઓ કેશરને ત્યાં બીજે દિવસે રાત્રે એકઠા થયા હતા. શ્રોતાજનોની જિજ્ઞાસા જોઇ કેશરબાઇએ પોતાના અનુભવની કથા આગળ ચલાવીઃ—

બંધુઓ અને બ્હેનો ! મેં ગઇ કાલે તમને શ્રીમદ્ રાજચંદ્ર સંબધી હકીકત કહી હતી. આજે હું એવા જ બીજા જૈન પંડિત લાલન સંબંધી તમને કહીશ. તેઓશ્રી જૈન પ્રજામાં અત્યંત જાણીતા છે.

જેમ રાજનગરમાં મને શ્રીમદ્ રાજચંદ્રના ઉપાસકનો ભેટો થયો હતો તેમ કાઠીયાવાડના પ્રવાસ દરમીયાન ભાવનગર મુકામે પંડિત લાલનના એક પ્રશંસકનો પણ પરિચય અનાયાસે થઇ ગયો. મેં જૈન ધર્મ સ્વીકાર્યો છે એ જાણી તે ભાઇ બહુ પ્રસન્ન થયા અને મને પોતાને ત્યાં લઇ ગયા. એ પ્રદેશની જૈન ધર્મની પ્રવૃત્તિ વિષે મેં તે ભાઇને પૂછ્યું. જવાબમાં તેમણે 'જૈન ધર્મ પ્રકાશ' નામનું માસિક મારા હાથમાં મૂકીને જણાવ્યું કે જૈન ધર્મ પ્રસારક નામની સભા તરફથી એ માસિક પ્રગટ થાય છે અને આજે વર્ષો થયાં જૈન કોમની તે સેવા બજાવે છે. સભા સંબંધી વાતચીત દરમીયાન તેમણે એ સભા કેવી રીતે ઉત્પત્તિ પામી ? કેમ તેની વૃદ્ધિ થઇ ? સભાએ અત્યારસુધીમાં શું શું કામ કર્યું છે ? વગેરે સર્વ

હકીકત જણાવી. વધુમાં તેમણે 'આત્માનન્દ પ્રકાશ' પ્રગટ કરનાર 'આત્માનંદ જૈન સભા' અને તે સભા દ્વારા પ્રગટ થયેલા ગ્રંથો વિષે પણ ખુબ માહીતિ આપી.

આ સંસ્થાઓ જોવાની મારી જીજ્ઞાસા થઇ. તેમણે મારી સાથે આવીને એ બન્ને સભાનાં વિશાળ મકાનો અને જ્ઞાનભંડારો દેખાડયા. ત્યાંની વ્યવસ્થા જોઇને મને ભારે આનંદ થયો. આત્માનંદ સભાના મકાનમાં મુનિરાજ શ્રી આત્માનંદ મહારાજની ભવ્ય છબીનાં દર્શન કરીને હું કૃત્યકૃત્ય થઇ.

એ મુનિરાજ આ યુગના યુગપ્રધાન જેવા હતા. તેમણે 'અજ્ઞાન તિમીર ભાસ્કર, 'જૈન તત્વાદર્શ' વગેરે અનેક લોકોપયોગી પુસ્તકો રચ્યાં છે. એ પુસ્તકો મેં ખરીદી લીધાં છે.

જૈન ધર્મ પ્રસારક સભામાં મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજીના ભવ્ય ચિત્રપટનાં મેં દર્શન કર્યાં અને મને પોતાને ભાગ્યશાળી સમજી. આ જ્ઞાનમંદિરમાંથી મેં વિદ્દરત્ન મોતીચંદ ગીરધરલાલ કાપડીયા કૃત 'અધ્યાત્મ કલ્પદ્રુમ,' 'ઉપમીતી ભવ પ્રપંચ' વગેરે ગ્રંથો લીધા. અહિં મને પંડિત લાલનકૃત 'સ્વાનુભવ દર્પણ' નામનું પુસ્તક જોવા મળ્યું. એ જૈન પંડિત વિષે પણ મેં અગાઉ કેટલુંક સાંભળ્યું હતું. તેથી મેં તેમને વિષે અહિં વધુ પૂછપરછ કરી તો મને જાણવા મળ્યું કે એ પંડિતના દર્શનનો લાભ સહેજે મળી શકે તેમ છે, કેમકે ભાવનગરથી પાલીતાણા જતાં રસ્તામાં 'મઢડા' નામનું સ્ટેશન આવે છે તે સ્ટેશનની સામેજ પંડિતજીના અનુયાયીઓએ 'લાલન નિકેતન' નામની સંસ્થા સ્થાપી છે અને ત્યાંજ પંડિતજીના સમાગમનો લાભ સહેજે મળી શકે છે.

શ્રી શત્રુંજયની જાત્રા કરી પાછા ફરતાં મેં મઢડે ઉતરવાનો નિશ્ચય કર્યો. સદ્દભાગ્યે હું મઢડે ઉતરી તે વખતે પંડિતજીના અનુયાયીઓ સ્ટેશને ફરતા હતા. તેઓ મને નિકેતનમાં લઇ ગયા. ત્યાં

મને ઘણું જોવાનું અને જાણવાનું મળ્યું. મકાનમાં દાખલ થતાં જ મારી દૃષ્ટિ ' ભારતમંદિર ' ઉપર પડી. એ મંદિરમાં ' ભારત માતા 'ની ભવ્ય મૂર્તિનાં મને દર્શન થયાં. એ મૂર્તિની જમણી બાજુએ મહાત્મા ગાંધીજીની અને ડાબી બાજુએ લોકમાન્ય તિલક મહારાજની મોટી ઓઇલ પેઇન્ટીંગવાળી છબીઓ છે. આ સિવાય આ સંસ્થામાં ભક્તિમંદિર, સાહિત્યમંદિર, ધ્યાનમંદિર, સેવાશ્રમ, શાંતિભુવન, આનંદભુવન, ઉદ્યોગશાળા વગેરે પણ મને જોવા મળ્યાં.

સાંજના ભારતમંદિરના ઓટલાપર સેવાશ્રમ, યોગાશ્રમ અને ઉદ્યોગશાળાના અભ્યાસીઓએ પ્રાર્થના કરી અને તે પછી ભારત માતાની આરતી ઉતારી. એ દૃશ્ય અત્યંત રમણીય હતું. મને તો એ આરતી એટલી ગમી ગઇ કે મેં તે ઉતારી લઇ કંઠસ્થ કરી છે. આજની કથાને અંતે હું તમને તે સંભળાવીશ.

પંડિત લાલન ત્યાં યોગના અભ્યાસીઓને યોગનો અભ્યાસ કરાવતા. એ યોગાભ્યાસીઓમાંના એક ભાઇએ પંડિત લાલન સંબંધી મને માહીતિ આપતાં કહ્યું કે, ' આજે જૈન કોમમાં એમના જેવો સમર્થ વકતા કોઇ નથી. તેઓએ મુનિરાજશ્રી મોહનલાલજી મહારાજ પાસે બાર વ્રત લીધાં છે. તેમણે અને તેમનાં પત્નીએ એજ મહારાજ પાસે હંમેશને માટે ચોથા વ્રતની બાધા લીધી છે. તેઓશ્રી મહારાજ પાસે દિક્ષા પણ લેવાના હતા; પરંતુ એક સજ્જને તેમને એવી સલાહ આપી કે ' તમે અમેરીકા જઇ ત્યાં અહિંસાનો પ્રચાર કરો.' આથી પંડિતજી અમેરીકા ગયા અને ત્યાં ચાર વર્ષ રહી અહિંસા અને જૈન ધર્મ સંબંધી અનેક વ્યાખ્યાનો આપ્યાં. તે પછી તેઓ સર વસનજી ત્રીકમજી સાથે ઇંગ્લેન્ડ પણ ગયા હતા. તેમણે પોતાનું આખું જીવન વાંચન, લેખન ઉપદેશ અને આત્મચિંતનમાં જ ગાળ્યું છે. તેઓ સ્વભાવે શાંત, શરળ, સત્યપ્રિય, સમભાવી અને ગુણદૃષ્ટા છે. શત્રુ-મિત્ર પ્રત્યે તેમની

સમાન વૃત્તિ છે. પારકાના દોષ જોવામાં તેઓ અંધ છે. નિંદા કરવામાં મુક છે. ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં તેઓ સાધુ જેવા છે. 'લાલન આત્મ વાટિકા,' 'સહજ સમાધિ,' 'સવીર્ય ધ્યાન,' 'સ્વાનુભવ દર્પણ' વગેરે અનેક પુસ્તકો તેમણે લખ્યાં છે. તેઓ દરરોજ ઓછામાં ઓછી પાંચ અને વધીને દશબાર સામાયિક કરે છે. સામાયિકદ્વારા તેઓ આત્મદર્શન કરાવે છે. પ્રભુ શ્રી વીરના સમયમાં જેમ પુનિયો શ્રાવક સામાયિકનું ખરૂં રહસ્ય સમજ્યો હતો, તેમ આ કાળમાં ભારતની જૈન પ્રજામાં સામાયિકનું ખરૂં રહસ્ય તેઓજ સમજ્યા છે. સામાયિકમાં જ તેઓ સિદ્ધિ જુએ છે. મુક્તિનું પરમ સાધન, શાંતિનો સરળ માર્ગ અને કર્મપર જય મેળવવા માટે સતેજ શસ્ત્ર તેઓ સામાયિકને જ માને છે. ગુજરાત કાઠીયાવાડમાં અનેક સ્થળે તેમણે સામાયિક વિષે વ્યાખ્યાનો આપ્યાં છે. તેમની સાન્નિધ્યમાં જેઓ સામાયિક કરે છે તેઓને તો સ્પષ્ટ સમજાય છે કે આવું સામાયિક તેઓએ પૂર્વે કદી કર્યું નહોતું. સામાયિકની સુગમ રીતી બતાવનાર તેમના જેવું કોઈ નથી. હજારો જૈન વિદ્યાર્થીઓને તેમણે સામાયિકમાં રસ લેતા કર્યા છે.'

પંડિત લાલનના સામાયિક વિષેના આટલા ઉંડા અભ્યાસ અને ચિંતન વિષે સાંભળ્યા પછી મને પણ તેમની પાસેથી એ જ્ઞાન સંપાદન કરવાની જીજ્ઞાસા થઇ. બીજે જ દિવસે પ્રાતઃકાળમાં હું તેમની સાથે સામાયિકમાં જોડાઇ. મેં તેમની સાથે ત્રણ સામાયિક કરી, પરન્તુ એટલો સમય ક્યાં ગયો તેની મને સમજ પડી નહિ. મનને કેમ વશ કરવું? પ્રત્યાહાર કરી ધારણા, ધ્યાન અને સમાધિ એ સામાયિકદ્વારા ઝટ કેમ પ્રાપ્ત કરી શકાય છે? વગેરે હું તે વખતે બરાબર જોઇ શકી. એ વૃદ્ધ પુરૂષને મેં બાલસ્વરૂપે જોયા. તેમની નિર્વિકાર દૃષ્ટિ, ધાર્મિક ભાવના અને સર્વમાં સમાનવૃત્તિ જોઇ હું આશ્ચર્યચકિત થઇ. મેં પણ દરરોજ એક સામાયિક કરવાની પ્રતિજ્ઞા લીધી.

મહડાથી નીકળવાનું મને મન જ થતું નહોતું. જાણે સ્વર્ગમાં

આવી હોઉં એવો મને સ્પષ્ટ અનુભવ થતો હતો. એ આશ્રમનિવાસી બ્હેનોની સેવાની ભાવના, તેમનામાં રહેલ સંપ અને ઉચ્ચ વિચારોથી મને અત્યંત હર્ષ થયો.

આ પ્રમાણે શ્રીમદ્ રાજચંદ્રના અનુયાયીઓની સંસ્થા અને પ્રવૃત્તિઓ ઉપરથી **સત્સંગનો** ખ્યાલ મેં આપ્યો છે. પંડિત લાલનના પરિચયદ્વારા હું તમને સામાયિકનું રહસ્ય બતાવવા માગું છું.

સામાયિક એ શ્રાવકના બાર વ્રતમાંનું નવમું વ્રત છે. દરેક શ્રાવકે દરરોજ બે ઘડી પર્યંત પોતાની સઘળી જગતજંજાળ વીસારી મૂકી, પોતાના સ્વરૂપનું ચિંતન કરવા માટે એકાંતમાં કટાસણા ઉપર બેસી, દશ મનના, દશ વચનના અને બાર કાયાના દોષો દૂર કરી, સ્વપરની વહેંચણી કરવા શ્રી વીતરાગ ભગવાનની આજ્ઞા પ્રમાણે સામાયિક કરવી જોઇએ. સામાયિક વખતે શ્રાવક પણ મુનિ જેવો ગણાય છે. મુનિ જેમ ચોવીસે કલાક સામયિકમાં જ હોય એમ ગણાય છે તેમ શ્રાવક બે ઘડી સુધી મુનિ ગણાય છે. શ્રાવક જ્યારે સામાયિકમાં હોય ત્યારે તેને દેહ, ગૃહ, કુટુંબ કે જગતની ચિંતા હોવી ન જોઇએ; તે તો પરમાત્માના ધ્યાનમાં મસ્ત બની જવો જોઇએ. શ્રી વીતરાગ ભગવાન કહે છે કે :—

**'દિવસે દિવસે લખ્ખં દેઇ સુવન્નસ ખંડીઅં એગો,
એગો પુણ સામાઇયં કરે ન પહુપે તસ્સ'**

**અર્થાત્ એક** માણસ દરરોજ લાખ ખાંડી સોના મહોરોનું દાન કરે અને બીજો માણસ દરરોજ બે ઘડી સામાયિક કરે તો દાન કરનાર કરતાં સામાયિક કરનાર ચડી જાય. સામાયિકના મહાત્મ્યની આ ગાથા મનન કરવા યોગ્ય છે. લાખ ખાંડી સોના મહોરોના દાન કરતાં સામાયિકની કિંમત જ્યારે વીર પ્રભુએ વધારે આંકી છે, ત્યારે એ સામાયિક કેવી હશે? તેનું રહસ્ય શું હશે? તે તો પંડિત

લાલનના સમાગમ વિના સમજી શકાય તેમ નથી. આજ વર્ષો થયાં તેઓ અહોનિશ સામાયિકનું જ ચિંતન કરવામાં અને તેનું રહસ્ય સમજવાના પ્રયાસમાં જ રોકાયેલા છે. તેઓ એમ માને છે કે મુક્તિના સમગ્ર સાધનમાં સામાયિક જ શ્રેષ્ટ સાધન છે. યોગ અને ધ્યાનની કુંચીઓ સામાયિકદ્વારા મળી શકે છે. મુક્તિના આનંદનો અનુભવ સામાયિકથી જ મેળવી શકાય છે. ખરેખર, દરેકે દરરોજ એક સામાયિક કરવી જોઇએ અને જેમને અવકાશ અને સાધન હોય તેમણે તો સામાયિકનું રહસ્ય સમજવા માટે પંડિત લાલન અને ભક્તિ અને સત્સંગનું રહસ્ય સમજવા માટે શ્રીમદ્ રાજચંદ્રના અનુયાયીઓનો સમાગમ કરવો જોઇએ. છેવટ 'શ્રીમદ્ રાજચંદ્ર' એ પુસ્તક વાંચી જવાની તો મારી સૌને ભલામણ છે.

હવે સમય બહુ થઇ ગયો છે માટે મેં તમને વચન આપ્યું છે તે મુજબ ભારત માતાની આરતી તમને ગાઇ સંભળાવી આજની કથા સમાપ્ત કરીશ.

## ભારત માતાની આરતી

( લેખક : **સીતારામ શર્મા** )

જય જય માતૃભૂમિ, મા જય જય માતૃભૂમિ,<br>
ગુણ તારા નિત્ય ગાઇ, નમીએ ચરણ ચુમિ. જય૦ ૧

તુજ કિરીટ[1] સ્વરૂપ, નંદનવન રાજે—મા નંદન૦<br>
ભાલ પ્રદેશે તારા, શીખ પ્રજા છાજે. જય૦ ૨

ક્ષત્રિય વીરનો વાસ, ઉભરે ઉરક્ષેત્રે[2]—મા ઉભરે૦<br>
સદૈવ તારે કાજે, પડતા રણક્ષેત્રે. જય૦ ૩

તુજ કેશાવલિરૂપ, હીમગિરિ શોભે—મા હીમગિરી૦<br>
વિશ્વે અતિ વખણાઇ, જગનાં મન લોભે. જય૦ ૪

બંગ અને ગુજરાત, એકલડીએ તપતાં—મા એકલડીએ૦
સાહિત્યે, વિજ્ઞાને, સહુ પહેલાં ધપતાં. જય૦ ૫

સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર, સત્વરૂપ તારાં—મા સત્વ૦
ઉદ્યોગે વ્યાપારે, સૌંદર્યે સારાં. જય૦ ૬

મહારાષ્ટ્ર, મદ્રાસ, [3]દૃઢ ઉદયગામી[4]--મા દૃઢ૦
સબળ શ્રેષ્ટ બુદ્ધિયુત, સ્થંભ જોડ જામી. જય૦ ૭

હૈયે હાર સ્વરૂપ, ગંગા ને યમુના—મા ગંગા૦
કટી[5] આભૂષણ જેવા, આબુ વિંધ્ય ભલા. જય૦ ૮

અમાપ અર્ણવ નીર[6], તુજ ચરણો ધોતા—મા તુજ૦
શુભ શિરછત્ર સ્વરૂપે, ગિરિરાજે સ્હોતા. જય૦ ૯

સુજલાં સુફલાં માત ! સુધર્મની [7]ધાત્રી—મા સુધર્મ૦
હજીએ તું એની એ, છે જગને ખાત્રી. જય૦ ૧૦

ગ્રહી પ્રતિજ્ઞા આજ, તુજ મુકિત માટે—મા તુજ૦
સ્વરાજ મંત્રો જપશું, સહુ શિરને સાટે. જય૦ ૧૧



---

૧. તાજ, ૨. રાજપુતાના, ૩. જોડ. ૪. ઉદયપંથે ગમન કરનાર, ૫. કેડના, ૬. હિન્દી મહાસાગરનાં, ૭. માતા.

# પ્રકરણ ૪૬ મું

## સ્વામીવચ્છલ

'કેમ, ભાણી! આટલી ઉતાવળી કયાં જાય છે?'

'કેશરને ત્યાં'

'કેશરની જ્યારે વાતો સાંભળીએ છીએ ત્યારે તો તેને પગે લાગવાનું મન થઇ જાય છે, પણ તેનું વર્તન જોઇએ છીએ ત્યારે તો તેના ઉપર તિરસ્કાર આવે છે.'

'એટલે! શું તમને તેના વર્તનમાં કાંઇ શંકા આવે છે?'

'તને દુનિયાનો અનુભવ નથી. વલ્લભ અને કેશર પરસ્પર સામે જુએ છે ત્યારે મને તો તેમની આંખોમાં વિકાર દેખાય છે.'

'શું એક સ્ત્રી કે પુરૂષે એકબીજાની સામે જોવું પણ નહિ, એમ તમારૂં કહેવું છે?'

'હું એમ કયાં કહું છું? પણ આ બે જણાઓના તો આપણા ગામમાં કાંઇ થોડા ભવાડા થયા છે? તું જાણતી નથી કે 'વલ્લભ અને કેશરના આડા સંબંધની કેશરની સાસુને જાણ થતાં તેણે તેને ઘરમાંથી પણ કાઢી મૂકી હતી?'

'મને તો એમાં તદ્દન જુઠાણું જણાયું હતું. કેશરની સાસુની પ્રકૃતિ વ્હેમી અને સ્વભાવે તે અભિમાની અને ક્રોધી હતી. એટલે તેણે પોતાના સ્વભાવનું દર્શન કરાવ્યું. હું તો કેશરને કેવળ નિર્દોષ માનતી અને હજુ પણ પવિત્ર જ માનું છું.'

'બ્હેન! ભીંત વિના ચિતર ન નીકળે. થોડું હોય તો ઝાઝું થાય, પણ મૂળમાં કંઇક તો હોવું જ જોઇએ.'

'ધનીમા! તમે પણ પુરાં વહેમી દેખાઓ છો. અરે! સીતા, દમયંતી, અંજની, કલાવતી વગેરે સતીઓને માથે;પણ કલંક આવ્યાં હતાં.'

'બ્હેન! એ તો સતજુગની વાતો. આ કળજુગમાં તે વળી એવા ઉત્તમ આત્માઓ હોય ખરા?'

'જે કાળમાં ઘણા જીવો સદ્દગુણી હોય તે સતયુગ કહેવાય અને જે કાળમાં ઘણા જીવો દુર્ગુણી હોય તે કળયુગ ગણાય, પણ એનો અર્થ એવો તો જરાયે નથી કે સતયુગમાં કોઇ દુર્ગુણી હોય જ નહિ અને કળજુગમાં કોઈ સદ્દગુણી અવતરે જ નહિ.'

'ભાણી! તું આજે બરોબર નજર રાખજે. એ ભાઇબ્હેન કહેવરાવતા દુરાત્માઓ જ્યારે એકબીજાની સામે જુએ છે ત્યારે તેમની આંખોમાં શું દેખાય છે તે જોજે!'

'એથી મને કાંઇ લાભ ખરો કે? હશે! કરશે તે ભરશે. હું તો મારા આત્માના કલ્યાણ માટે ત્યાં જાઉં છું. તેમના દોષો જોવા નથી જતી.'

'એ ખરૂં! પણ બ્હેન! મારી તો આંખો એવી ટેવાઇ ગઇ છે કે તેને દોષ દેખાયા વિના રહેતો જ નથી. મને સાંભળવામાં તો કાંઇ રસ પડતો જ નથી.'

'ધનીમા! એમાં તો તમે તમારૂં ખોશો. છાણમાં પણ પૈસો પડયો હોય તો તે ઉપાડી લેવો જોઇએ. આપણને છાણથી કામ કે પૈસાથી?'

'ખરૂં કહે છે, બ્હેન! મેં તો આખું જીવતર આમ પરના દોષ જોવામાં અને પારકી નિંદા કરવામાં ખોયું છે. આજ પછી કોઇના દોષ નહિ જોઉં અને કોઇની નિંદાયે નહિ કરૂં. લે! આટલી તારી શીખામણ સદા સ્મરણમાં રાખીશ.'

વાસ ગામની પાટીદાર જ્ઞાતિમાં ધની ડોસીનું નામ પ્રસિદ્ધ છે. નાની વાતને મોટું સ્વરૂપ આપવું એ તો તેને સહજ છે. સોમાં નવ્વાણું માણસો કેશરને હવે ભક્તાત્મા માને છે, છતાં ધની ડોસીના વિચારમાં હજુ સુધી કાંઇપણ ફરક પડયો નહોતો, એ તેની અને ભાણીની ઉપરની વાતચીત ઉપરથી આપણે જોઇ શકયા છીએ. 'ગામ હોય ત્યાં ઢેઢવાડો હોય ' એ કહેવત કાંઇ ખોટી નથી. કશા પણ સ્વાર્થ વિના અને કેવળ પરોપકારી વૃત્તિથી કેશર આટઆટલી સેવા કરે છે, છતાં ધની ડોસી જેવા જીવો તેના તરફ હજુ પણ શંકાની નજરે જુએ છે એજ જગતની વિચિત્રતા છે. યુરોપ કે અમેરિકામાં પોતાના પાડોશીને ત્યાં શું થાય છે તે જાણવાની કોઇને ફુરસદ હોતી નથી, ત્યારે ભારતમાં પરની કુથલી વિના લોકોને ચેન પડતું નથી. જે દેશની પ્રજા પોતાના જીવનની કિંમત ન સમજે અને જીવનની અમુલ્ય ક્ષણો આમ વેડફી નાખે તે દેશના ઉદયની આશા શી રીતે રાખી શકાય?

આજકાલ તો બીજાને જે વધારે વગોવે તે મોટો માણસ ગણાય છે. રાજા મહારાજા, શેઠ શાહુકાર, અધિકારી અમલદાર કે સરકારને જે વધારે ગાળો આપે તે ખરો દેશભક્ત મનાય છે અને તે મોટા માણસમાં ખપે છે. પરના અણુ સમાન દોષને પર્વત જેવો મોટો કરીને જે પ્રજાને દેખાડે તે આજકાલ કુશળ પુરૂષ મનાય છે. પૂર્વે તો પરના પરમાણું સમાન ગુણને પર્વત સમાન સમજી, તેની સ્તુતિ કરી, તેને ઉત્તેજન આપી, તે ગુણનો વિકાસ કરવામાં જીવનની સાર્થકતા સમજતા હતા. તેથી તે કાળમાં સદ્ગુણોનો વિકાસ અને પ્રકાશ થતો અને પરસ્પર લાભ થતો. આજે તો ગામે-ગામ ધની ડોસી જેવા દોષ જોનારા અને નિંદામાં આનંદ માનનારા આત્માઓ પગલે પગલે નજરે પડે છે.

ભાણી અને ધની ડોશી કેશરને ત્યાં પહોંચ્યાં ત્યારે ત્યાં તો

સ્ત્રીપુરૂષોની ઠઠ્ઠ જામી હતી. ભાણીને થયું કે અમે વાતો કરવામાં રહ્યાં તેમાં પાછળ પડયાં.

કેશરે હમેશ પ્રમાણે પંચ પરમેષ્ટીનું સ્મરણ કરી, મહાપુરૂષોને વંદન કરી પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું.

સજ્જનો અને સન્નારીઓ !

મારા પ્રવાસ દરમીયાન મને ઘણું જોવાનું, જાણવાનું અને સમજવાનું મળ્યું છે. કેટલાક પ્રસંગોએ મને રડાવી છે; કેટલાક પ્રસંગો જોઇ હું નિરાશ થઇ છું અને કેટલાક પ્રસંગોથી મને આનંદ પણ થયો છે. આનંદદાયક બે પ્રસંગો મેં તમને પ્રથમના બે દિવસમાં કહ્યા છે. હવેના પ્રસંગો ખેદ કરાવનારા છે, પરંતુ તેમાંથી પણ કાંઇક શીખવાનું મળશે એવા હેતુથી હું તે કહું છું.

માણેકપુરમાં અમે એક ધર્મશાળામાં એક ઓરડામાં સામાન મુકી જિનમંદિરમાં પ્રભુદર્શન કરવા ગયા. દર્શન પૂજન કરી અમે ધર્મશાળા તરફ પાછા ફરતા હતા, ત્યારે પૂજારીએ અમને અમારૂં સ્થાન પૂછ્યું. મેં ઉત્તર આપ્યો કે, 'અમે ધર્મશાળામાં ઉતર્યા છીએ.' અમે ધર્મશાળામાં પહોંચ્યા ને થોડી વાર થઇ હશે એટલામાં નેમચંદ શેઠ કે જેઓ માણેકપુરના જૈનોમાં અગ્રેસર ગણાય છે તેઓ ધર્મશાળામાં આવ્યા. તેમની ઉંમર ૪૫–૫૦ વર્ષની આસપાસની દેખાતી હતી. તેઓ શરીરે ઘઉંવર્ણા, ભરેલા બાંધાના અને સહેજ મોટા પેટવાળા, છતાં દેખાવે કંટાળો ન ઉપજે એવા હતા. ધર્મ-શાળાના ઓટલા પર એક વૃદ્ધ માંદો શ્રાવક પડયો હતો. તેણે શેઠને આજીજી કરીને કહ્યું કે, 'મને પંદર દિવસથી તાવ આવે છે. મારી ખબર કરનાર કોઇ નથી. મને દવા દેનાર કોઇ નથી, કોઈ કાંજી કરી પાનાર પણ નથી. દયા કરીને મારે માટે કંઇક ગોઠવણ કરો.' નેમચંદ શેઠે તેને તરછોડી કાઢતાં જવાબ આપ્યો:– 'તારા કર્મના ભોગ, અમે શું કરીએ ? અમે અમારૂં ફોડીએ કે

તારા જોવાની ચિંતા કરીએ ? ' પેલા વૃદ્ધે શેઠના પગમાં પડીને પુનઃ પ્રાર્થના કરી કે, ' શેઠ ! આપ તો પુન્યશાળી છો. આપના ઉપર પ્રભુના ચારે હાથ છે. હું જૈન છું. શ્વેતામ્બર મૂર્તિપુજક છું. આપની જ નાતનો છું. આપ દયાળુ છો; દાતા છો. ધર્મી છો, મારી આંતરડી આપને દુવા દેશે. આપ સુખી થશો મારી ગરીબની આટલી દાદ સાંભળશો તો પ્રભુ રાજી થશે. ' શેઠનું દિલ પિગળવાને બદલે તેમનું તો માથું ફરી ગયું. તેમણે ધર્મશાળાના રખેવાળને બોલાવીને તેને હુકમ કર્યો કે ' આને અહિંથી હાંકી કાઢ. સાળો માથું પકવે છે. ' રખેવાળ આ હુકમ સાંભળી આભો બની ગયો. શેઠે તેને ત્રાડીને કહ્યું, ' શું વિચાર કરે છે? મેં કહ્યું તે નથી સાંભળતો ? ' રખેવાળનું દિલ શેઠના જેટલું કઠોર નહોતું. તેણે શેઠને કહ્યું, ' સાહેબ ! એનું કોઇ નથી. એ બિચારો ક્યાં જશે ? માંદો છે; ઘરડો છે. ભલે પડયો રહે. સાહેબ ! ' પોતાના હુકમનો અનાદાર થયેલો સમજી શેઠ રખેવાળ ઉપર ગુસ્સે થઇ ગયા અને તેને ઘાંટા પાડીને કહ્યું, ' તું શાનો આટલો ડાહ્યો થાય છે? સાળા ગધેડા ! હું કહું છું એટલું ઝટ કર. આજ પછી આવા માંદાઓને અહિં દાખલ ન કરતો. આ ધર્મશાળા છે. આ મુસાફરો અને યાત્રાળુઓને ઉતરવાનું સ્થાન છે. આ કાંઇ માંદાની હોસ્પીટલ નથી. સમજ્યો ! ' આ પ્રમાણે રખેવાળને ધમકાવી, હુકમ ફરમાવી શેઠ એક પગલું આગળ વધે છે ત્યાં તેમણે મને પોતાની પાછળ ઉભેલી જોઇ. જાણે કાંઇ બન્યું જ ન હોય તેમ મોઢું હાવકું રાખી, બે હાથ જોડી, જરાક નમીને તેમણે કહ્યું, 'બ્હેન, આજે મારા તરફથી સ્વામીવચ્છલ છે. તો તમને સૌને જમવાને નોતરૂં છું. ' મેં હાથ જોડીને તેમને ઉત્તર વાળ્યો કે ' પ્રથમ તો આ વૃદ્ધને અહિં ઓટલાપર સુવાની રજા આપો; પછી આપણે જમવાની વાત કરીએ. ' શેઠ તરતજ મનમાં પામી ગયા કે આ બાઇ યાત્રાળુ છે અને જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાં મારી અપકીર્તિ કરશે. તેથી તેમણે મારૂં માન સાચવતા હોય તેવી રીતે

રખેવાળને કહ્યું કે, ' એ ડોસો ભલે ઓટલાપર રહે. તેને હાંકી કાઢીશ નહિ. '

શેઠનો હુકમ ફેરવાવી અમે જે ઓરડામાં ઉતર્યા હતા ત્યાં ગયા. શેઠનો યોગ્ય સત્કાર કરી, આસન આપીને મેં પુછ્યું કે, ' શેઠજી ! સ્વામીવચ્છલ એટલે શું !' તેમણે તરતજ ઉત્તર વાળ્યો, ' જે આપણો ધર્મ પાળે તે સ્વામીભાઈ કહેવાય અને તેમને ભોજન આપવું એ સ્વામીવચ્છલ.' મેં કહ્યું,

' શું તમે આટલી ઉમ્મરે પણ આવી સાદી વાત સમજી શકયા નથી ? અત્રે કોઈ સાધુ મહારાજ પધારે છે કે નહિ અને પધારે છે તો વ્યાખ્યાનો વાંચે છે કે નહિ ? ' શેઠજીએ જવાબ આપ્યો, ' બ્હેન ! મુનિમહારાજ તો વર્ષોવર્ષ પધારે છે. ચોમાસું રહે છે અને સૂત્રો સંભળાવે છે.' મેં વળી પુછ્યું ' ત્યારે તેમણે તમને સ્વામી-વચ્છલનો અર્થ નથી સમજાવ્યો ? શેઠજીએ પ્રત્યુત્તર વાળ્યો. ' મેં તમને કહ્યો તે સિવાય બીજો અર્થ સ્વામીવચ્છલનો અમે જાણતા નથી. મુનિમહારાજ તો આચારંગજી, ભગવતીજી જેવાં મોટાં સૂત્રો વાંચે તેમાં અમે કાંઇ સમજીએ નહિ અને ચંદારાજાનો રાસ કે શ્રીપાલ રાજાનો રાસ જેવાં ચરિત્રો વાંચે ત્યારે તે સાંભળવામાં રસ પડે, પણ મનમાં એમ થાય કે એ તો સતયુગના જીવો હતા એટલે ઉત્તમ હતા અને અમે તો કળિયુગના જીવો, એટલે અધમ રહ્યા. એટલે એ ચરિત્રોની અમારા જીવન ઉપર અસર થવા પામતી નહિ.' શેઠજીએ ખુલ્લા દિલથી પોતાની હકિકત કહી તેથી મને લાગ્યું કે તે બિચારો ભોળો છે. તેથી મને તેના પ્રત્યે દયા આવી અને મુનિ-રાજો વિષે પણ મનમાં જરા ખેદ થયો કે તેઓ ભગવતીજી જેવા મોટા સૂત્રો વાંચવાને બદલે સાંપ્રત જીવનની હકિકતો શ્રોતાઓને સંભળાવતા હોય તો કેવું સારૂં ! પણ અત્યારે તેનું શું ? મારા મગજમાં આવેલા વિચારો એકદમ જતા કરીને મેં શેઠને કહ્યું કે,

'શેઠજી ! તમે આજે મહાન પાપનું કામ કર્યું છે. સ્વામીવચ્છલનો મર્મ તમે સમજતા હોત તો તમારા હાથે આવું અઘટિત કાર્ય થાત નહિ એમ હું માનું છું' આ સાંભળીને શેઠને આશ્ચર્ય થયું. તેમણે આશ્ચર્યપૂર્વક મને પુછ્યું, 'આજે મારા હાથે પાપનું કામ થયું છે? મને તો તેનું સ્મરણ પણ નથી.' મેં કહ્યું, એ 'પાપ આજે તો શું પણ હમણાંજ અને તે પણ મારી આંખો સામે જ.' શેઠ મારા કહેવાનો ભાવાર્થ સમજ્યા, પરંતુ તેમાં તેમને પાપ જણાવાને બદલે જાણે યોગ્યજ કર્યું હોય તેમ ઉત્તર વાળ્યો, 'બ્હેન, આને તમે પાપ કહો છો ? આવું તો અમારે દરરોજ કરવું પડે છે. આને જો તમે પાપ કહેશો તો પછી અમે સંસારમાં એક ઘડી પણ નહિ રહી શકીએ.' શેઠના આવા વિચારોથી મને ભારે ખેદ થયો, છતાં મેં મીઠાશથી તેમને કહ્યું, 'શેઠજી! જો તમને સ્વામીવચ્છલનો ખરો અર્થ સમજાવવામાં આવ્યો હોત તો તમે સંસારમાં રહીને પણ સારી રીતે સ્વામીવચ્છલ કરી શકત. પણ તેમાં તમારી લેશ પણ કસુર હું જોઇ શકતી નથી, કારણ કે તમને જે માર્ગદર્શક મળ્યા છે તે પોતે પણ બિચારા સન્માર્ગ જાણતા નથી તો પછી તમને શી રીતે દેખાડી શકે ? સ્વામીવચ્છલનો ખરો અર્થ એ છે કે જેઓ આપણા સહધર્મી હોય તેમની સેવા, ભક્તિ, સુશ્રુષા કરવી તે સ્વામીવચ્છલ કહેવાય. વળી સહધર્મીનો અર્થ પણ સંકુચિત ન કરજો. મનુષ્યમાત્ર સહધર્મી ગણાય. કારણ કે મનુષ્યત્વની દૃષ્ટિએ સૌ માનવો બંધુઓ ગણાવા જોઇએ. આથી સહેજ સંકુચિત અર્થ કરીએ તો ભારતમાતાના સૌ સંતાનો ભાઇઓ ગણાય; કેમકે સૌ એક માતાના બાળકો છે. એથી વધારે સંકુચિત અર્થ લઇએ તો એક પ્રાંતમાં જન્મેલા સૌ પરસ્પર ભાઇઓ ગણાય. જેમ કચ્છી, કાઠીયાવાડી, ગુજરાતી, મારવાડી, પંજાબી, બંગાળી એ બધા એકજ પ્રાંતમાં જન્મેલા હોવાથી ભાઇઓ ગણાય છે તેમ એકજ ધર્મમાં જન્મેલા પણ ભાઇઓ ગણાય, તેમની સેવા કરવી એ વાત્સલ્ય ભાવ

કહેવાય. એટલે માતા જેમ પોતાના પુત્ર સાથે વર્તે તેમ માણસે પોતાના ભાઇઓ સાથે વર્તવાનું છે. નામના કે કીર્તિને કારણે લાડુ કે દુધપાકનાં મિષ્ટાન્ન ઉડાવવાં એ સ્વામીવચ્છલ ન કહેવાય. એક નિરાધાર દુઃખી વિધવાને મદદ આપવામાં, એક અપંગને સહાય કરવામાં, કોઈ વિદ્યાર્થીને વિદ્યાનાં સાધનો પુરાં પાડવામાં, કોઈ માંદાની માવજત કરવામાં, કોઇ અનાથ બાળકને આધાર આપવામાં, કોઇને હુન્નર ઉદ્યોગ શીખવવામાં કે કોઈ પતિત થતા સ્ત્રી કે પુરૂષને બચાવવામાં તન, મન અને ધનનો ઉપયોગ કરવો એનું નામ સ્વામી-વચ્છલ છે. એ પદ્ધતિ જોવી હોય તો મુક્તિફોજ અને મીશનરી ખાતાં જોઇ આવજો અને તેઓ જેમ માનવ—આત્માઓની સેવા કરે છે તે શીખી આવજો.'

આ સાંભળીને શેઠજી તો ઠંડાગાર થઈ ગયા. તેમનું મોં પડી ગયું. તેમની આંખો એકાએક ઉઘડી ગઈ હોય એવો તેમના ચહેરા ઉપર ભાસ પડવા લાગ્યો. તેમણે ગળગળા થઇને કહ્યું, 'બ્હેન ! આજસુધી સ્વામીવચ્છલનો આવો અર્થ મને કોઇએ કહી સંભળાવ્યો નહોતો. આજેજ એનો સાચો અર્થ હું સમજ્યો છું અને તમને ખાત્રીથી કહું છું કે આજ પછી જે રીતે તમે સ્વામીવચ્છલ કરવા કહ્યું છે તે રીતેજ કરીશ. અને તેની શરૂઆત અત્યારથી જ પેલા ઓટલા પર પડેલા વૃદ્ધ, અશક્ત અને માંદા શ્રાવકની સારવાર કરીને કરીશ.' મેં કહ્યું, 'ભાઈ ! તમારા આ શબ્દો સાંભળીને મને બહુ આનંદ થયો. તમે જ્યારે એ દુઃખી આત્માને કડવાં વેણ કહેતા હતા ત્યારે મને બહુજ દુઃખ થતું હતું. મને લાગ્યું કે આ ભાઇ અણુ-સમજથી ઝેરની પ્રભાવના કરે છે અને તેનાં કડવાં ફળ તેમને ભોગ-વવાં પડશે.' શેઠે પુછ્યું, 'બ્હેન ! ઝેરની પ્રભાવના એટલે શું ? એમાં હું કાંઇ સમજ્યો નહિ. કૃપા કરીને તે કહો.'

શેઠની સન્માર્ગ જાણવાની વૃત્તિ જોઇ મેં તેમને સમજાવ્યું કે, 'આપણને જે જીભ મળી છે તે પ્યાલો છે. એ જીભથી જો ગાળો

આપીએ તો ઝેરની પ્રભાવના કરી ગણાય અને ગુણગાન કરીએ તો અમૃતની પ્રભાવના કરી કહેવાય. કોઇની નિંદા, વિકથા કે કુથલી કરવી એ ઝેરનો સ્વામીવચ્છલ કર્યો સમજવો અને કોઇ ભલાઇની વાતો, પ્રભુસ્તુતિ, ધર્મચર્ચા, જ્ઞાનવાર્તા કે કોઇના ગુણગાન કરવા એ અમૃતનો સ્વામીવચ્છલ થયો માનવો. કેટલાંક વર્ષો પહેલાં મને એક જૈન મુનિમહારાજ મળ્યા હતા. તેમણે મને એક સૂત્ર શીખવ્યું હતું કે '**ઠરી અવરને ઠાર એ જિન આગમ સાર.**' આ સૂત્રનું મેં જેમ જેમ મનન કર્યું તેમ તેમ તેમાંથી મને કંઇ નવું જ સુઝયું. જેમ જેમ એ સૂત્રને હુ વર્તનમાં મૂકતી ગઇ તેમ તેમ મને સમજાવા લાગ્યું કે વગર પૈસે એક ગરીબ માણસ હજારો મનુષ્યોને અમૃત જમાડી શકે. જો તે સત્સંગદ્વારા મીઠું, હિતકર અને સત્ય બોલતાં શીખ્યો હોય તો અનેક ગરીબોને દિલાસો આપીને, અનેક દુઃખીઓને આશ્વાસન આપીને, અનેક પીડિતો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવીને તેમનાં દુઃખ હળવાં કરી શકે છે, જ્યારે એક અજ્ઞાની આત્મા વાણીનો દુરૂપયોગ કરીને ઝેર પીરસીને લાખો માણસોના આત્મા દુભવે છે.'

આ સાંભળીને શેઠે કહ્યું, 'બ્હેન ! અમૃત અને ઝેરના સ્વામીવચ્છલ કેવા હોય તે તો હું સમજ્યો. પણ આપ ગુરૂ પાસેથી જે પદ શીખ્યાં છો તે મને શીખવો તો હું એ પદનું મનન કરીશ અને તેને વર્તનમાં મૂકીશ.' મેં તેમને '**ઠરી અવરને ઠાર**' એ પદ આખું લખી આપ્યું અને તેની ચાલ પણ શીખવી.

શેઠે કહ્યું, 'બ્હેન! મારા જીવનમાં આજનો દિવસ સોનાનો સમજું છું. હવે પછી જ્યારે આપ અત્રે પધારશો ત્યારે મને કોઇ બીજા રૂપે જ નિહાળશો. મને સ્પષ્ટ સમજાય છે કે મેં મારા જીવનને કુમાર્ગગામી બનાવ્યું હતું. સન્માર્ગ મને કોઇએ સમજાવ્યો જ નહોતો. ધનપ્રાપ્તિમાં જ મેં સર્વસ્વ માન્યું અને વાહવાહ કરાવ-

વામાં જ હું ધર્મ સમજ્યો. આજે જ હું સમજી શક્યો કે હું માર્ગ ભૂલ્યો હતો અને ભ્રમમાં પડ્યો હતો !

મેં કહ્યું, ' આજથી અનાથાશ્રમો, બોર્ડીંગો, ગુરૂકુળો, વિધવાશ્રમો, વનિતાવિશ્રામો, હોસ્પીટલો, સુતિકાગૃહો વગેરે માનવસેવાનાં જે જે સ્થાનો જુઓ તે તે સ્થાનોને બનતી સહાયતા કરજો અને તેને સ્વામીવચ્છલ સમજજો.

શેઠજીએ કહ્યું, ' બ્હેન ! સ્વામીવચ્છલનું રહસ્ય આજે હું બરાબર સમજ્યો. હું હમ્મેશ પાઠ કરી શકું એવી કોઇ કવિતા આપને આવડતી હોય તો આપો. હું તેનો નિત્ય પ્રાતઃકાળમાં ઉઠીને પાઠ કરીશ કે પછી ભૂલી જ ન જવાય.'

આથી મેં તેમને નીચે પ્રમાણે કવિતા સંભળાવી, જે તેમણે ઉતારી લીધીઃ—

( ભાવે ભજો ભવિયા ભગવાન–એ ચાલ )

દીન દુઃખીપર દયા કરો, સ્વામીવચ્છલ એજ ખરો–દીન
અજ્ઞાની અબળાઓ નિરખી, અંતરમાં કંઇ દાઝ ધરો
—સ્વામી. ૧

અનાથ વિધવાઓની વિપદા, દૂર કરીને ઉરમાં ઠરો
—સ્વામી. ૨

કીર્તિ કામના ધરી અંતરમાં, માન અર્થિ હવે ન મરો
—સ્વામી. ૩

ભક્તિ, પ્રીતિ, દયા ધરીને, ' ઉજમણું ' કરી કર્મ હરો
—સ્વામી. ૪

વનિતાવર્ગને વિદ્યા આપી, ' શિવ ' સુંદરીને સદ્ય વરો
—સ્વામી. ૫

સજ્જનો અને સન્નારીઓ !

માણેકપુરના નેમચંદ શેઠના વર્તન ઉપરથી આપ સૌ સમજી શકયા હશો કે ગામેગામ અને ઘેરેઘેર આવા નેમચંદો અનેક પડ્યા છે, કે જેઓ સ્વામીવચ્છલ લાડવા ઉડાવવામાં જ સમજે છે. પણ સેવામાં સ્વામીવચ્છલ સમજનારા તો વિરલ આત્માઓજ હોય છે. માણસો વાણીદ્વારા અમૃત અને ઝેરની પ્રભાવનાઓ કેવી રીતે કરે છે તે તમે આજે બરાબર સમજી શકયાં હશો. વાણીથી જ કલેશ, કંકાસ કે કજીયા થાય છે. વાણીથી જ પરનાં દિલડાંને સુખ કે દુઃખ આપી શકાય છે. આગમમાં કહ્યું છે કે,

મહુરં નિઉણં થોવં, કજ્જાપડીયં અગવ્વીય અતુચ્છં
પુવં મયી સંકલીયં ભણીજ જં ધમ્મ સંયુતં

અર્થાત્

મધુર, નિપુણતાયુક્ત, અલ્પ કાર્ય હોય તોજ ગર્વ વગરનું, તોછડાઈ વગરનું, પ્રથમ મનમાં સંકલ્પ કરીને ધર્મયુક્ત વચન બોલવું.

અન્ય સ્થળે કહ્યું છે કે,

બાપલડી રે જીભલડી તું કાં નવી બોલે મીઠું ?
વિરૂઆ વચન તણું ફળ વિરૂઓ તે શું
તેં નવી દીઠું રે—બાપલડી રે.
અગ્નિએ દાઝયું નવપલ્લવ થાયે
કુવચન દુર્ગતિ ગાળે
અગ્નિ થકી પણ અધિકું કુવચન
તે તો ક્ષણ ક્ષણ સાલે રે—બાપલડી રે.

સજ્જનો વાણીનો સદુપયોગ કરે છે અને વાણીથી તેઓ સંતપ્ત આત્માને શાંતિ કરે છે, જ્યારે દુર્જનો વાણીનો દુરૂપયોગ કરીને અનેક આત્માના દિલને બાળે છે. વચન કેવું બોલવું એ ઉપરની ગાથાઓ ઉપરથી આપ સૌ સમજી શકયાં હશો; તેમજ આજની ચર્ચા ઉપરથી સ્વામીવચ્છલનું રહસ્ય પણ સમજ્યાં હશો. આજે બહુ મોડું થઇ ગયું છે એટલે આ જ્ઞાનચર્ચા અહિં સમાપ્ત કરવામાં આવે છે. આવતી કાલે નવીન જણાવીશ.

શ્રોતાઓ કેશરબાઇનો ઉપકાર માની સૌ સૌને સ્થાને ગયા.



# પ્રકરણ ૪૭ મું

## કમળાની દર્દભરી કથા

'કેમ! આજે આટલાં ઉતાવળાં ક્યાં ચાલ્યાં?' ભાણીએ ધની ડોસીને ઉભા રાખવાના ઉદ્દેશથી પુછ્યું.

'ભાણી, આપણે આજે પણ બેમાં થઇ ગયાં. ગઈ કાલે આપણે કેશરના વ્યાખ્યાનમાં મોડાં ગયાં એટલે આપણને સહુની પાછળ બેસવું પડયું, તેથી સાંભળવામાં જોઇએ તેવી મજા નહિ આવી. તેથી મેં નિશ્ચય કર્યો કે આજ સૌ પહેલાં જવું અને સૌથી આગળ બેસવું.' ધની ડોસીએ દિલની વાત કહી.

'મનોમન સાક્ષી છે. એ તો જેવું તમને લાગ્યું તેવું જ મને પણ લાગ્યું અને તેથીજ હું પણ આજે હંમેશ કરતાં વહેલી નીકળી છું. એ તો ઠીક પણ ધનીમા! સાચું કહો! ગઈ કાલે અમૃત અને ઝેરની પ્રભાવના સંબંધી જયારે કેશરે ઉપદેશ કર્યો ત્યારે તમારા મનપર તેની કાંઈ અસર થઇ કે નહિ? જેવું હોય તેવું સાચું કહેજો હો!' ભાણીએ પોતે આગલે દિવસે ધની ડોસીને કોઇની નિંદા નહિ કરવાનો ઉપદેશ કર્યો હતો અને વ્યાખ્યાનમાં પણ પોતાની એ વાતને પુષ્ટી મળી હતી તેથી તેણે એ વાત ઉચ્ચારી.

'ભાણી! મારી આંખોમાં કોઇ દિવસ આંસુ ન આવે અને તેમાંયે વ્યાખ્યાનથી ન જ આવે પણ ગઇ કાલે જયારે ઝેર અને અમૃતની પ્રભાવનાની વાત નીકળી ત્યારે મારી દૃષ્ટિ સન્મુખ મારૂં

આખું જીવન દીવા જેવું સ્પષ્ટ દેખાવા લાગ્યું. તે વખતે મને એમ જ થયું કે આખા જીવનમાં મેં તો ઝેરની પ્રભાવના જ કરી છે. અરે રે! નિંદા, વિકથા, કુથલીમાં જ જીવન પુરૂં કર્યું છે. કાંઇપણ કારણ વિના ગામની કુથલીમાં જ સમયની બરબાદી કરી છે. આ વિચારે જીવ બળવા લાગ્યો અને આંખમાં પાણી આવી ગયાં. મેં તો તે જ વખતે નિશ્ચય કરી લીધો કે આજ પછી કોઇ દિવસ કોઇની પણ નિંદા કરવી નહિ અને કોઇને કડવાં વચનો પણ કહેવાં નહિ.' ધની ડોસીએ પોતાના દિલનો ઉભરો ઠાલવ્યો.

'આપણે બ્રાહ્મણોની કથાઓ સાંભળી છે; પુરાણો સાંભળ્યાં છે; પણ અત્યારે કેશરની કથામાં જે રસ–આનંદ પડે છે અને સમજણ મળે છે તેવી સમજણ પ્રથમ કોઇ દિવસ આપણને કોઇએ આપી છે?' ભાણીએ કેશર તરફનો પોતાનો પક્ષપાત પ્રદર્શિત કર્યો.

'ના, ના. કદિ નહિ. મને તો એમ જ લાગે છે કે એ કથાકારો ક્યાં આપણને બોધ આપવા કથા વાંચે છે? એ તો પોતાના પેટને ખાતર જ વાંચે છે. 'વર મરો કે કન્યા મરો, પણ બ્રાહ્મણનું તરભાણું ભરો' એ કહેવત પ્રમાણે શ્રોતાઓને બોધ લાગે કે નહિ લાગે તે સાથે એમને લેવાદેવા ક્યાં હતી? કેશર તો શ્રોતાઓને બોધ આપવા માટે જ ઉપદેશ કરે છે. એને જરાએ લોભ કે લાલચ નથી એને કાંઈ માનપાનની પરવા નથી. એ તો કેવળ નિઃસ્વાર્થપણે બોધ આપે છે એટલે એની અસર થયા વિના રહે જ નહિ. શાસ્ત્રમાં આપણે સાંભળ્યું છે કે,

'એક ઘડી, આધી ઘડી, આધીમેં પણ આધ;
તુલસી સંગત સંતકી, કટે કોટિ અપરાધ.'

એ વચનો કેશર જેવા આત્માઓને લાગુ પડે છે. એવા સત્ય પ્રરૂપક, નિઃસ્વાર્થી આત્માઓના પરિચયમાં પાંચ મીનીટ રહેવાય તો પણ કરોડો જન્મોનાં પાપો બળીને ભસ્મ થઇ જાય એમ મને લાગે

છે. ગઇ કાલે મને જે પશ્ચાતાપ થયો છે તેની મારા સિવાય બીજા કોઇને કલ્પના પણ કયાંથી આવે? એ વખતે મારાં કેટલાં પાપો બળ્યાં હશે! બ્હેન! એતો દેવી છે. આપણા ગામનાં સદ્‌ભાગ્ય છે કે આવો પવિત્ર આત્મા આપણા ગામમાં વસે છે.' ધની ડોસીએ કેશરના બોધની પોતાના મન ઉપર થયેલી અસર વ્યકત કરતાં દિલનો ભાવ દેખાડયો.

'ગઇ કાલે તમે કહેતાં હતાં ને કે કેશર અને વલ્લભ એકબીજા તરફ જોયા કરે છે અને તેમની આંખોમાં વિકાર છે. કલિકાળમાં તે વળી ઉત્તમ જીવો કયાંથી અવતરે?' ભાણીએ આગલા દિવસની વાત તાજી કરવા અને ધની ડોસીના વિચારોમાં થયેલા પરિવર્તનની કસોટી કરવા પ્રશ્ન કર્યો.

'બ્હેન! ખરૂં પુછે તો ગઇ કાલે તારા કથનની મારા મન ઉપર કંઇક અસર થઇ હતી અને તે વખતે જ મેં તને કહ્યું હતું કે હવે પછી હું કોઇની નિંદા નહિ કરૂં અને કોઇના દોષ નહિ જોઉં. કેશરની કથા સાંભળી ત્યારે તો મન સાથે ગાંઠ જ વાળી લીધી કે એ તો આપણી ઉપકારીણી છે, એટલે એના દોષ જોવા એ તો પાપ જ છે. પણ મેં તો તે વખતે એવો જ નિશ્ચય કરી લીધો કે હવેથી કોઇના પણ દોષ જોવા નહિ. 'કરશે તે ભરશે' એ વૃત્તિ મારા મનમાં દઢ જ થઇ ગઇ છે. આ આંખો શું કોઇના દોષ જોવા મળી છે? અને જીભ શું નિંદા–વિકથા કરવા સાંપડી છે? નહિ, હવે તો એનો સારામાં સારો ઉપયોગ કરીશ એવો ઠરાવ મેં ગઇ કાલે કરી લીધો છે. કેશર તો દેવી જેવી જ છે. રાત્રે સ્વપ્નામાં પણ જાણે એ મને બોધ આપતી હતી અને હું તેનાં વચનામૃતનું પાન કરતી હતી.' ધની ડોસીએ પોતાના પરિવર્તનની ખાત્રી આપતાં કહ્યું.

'બહુજ સારૂં, મને એટલું જ જોઇતું હતું. આપણે એક જ શેરીમાં રહીએ. માર્ગ એક જ અને જવાનું પણ એક જ સ્થળે, એટલે

ભેગાં થઇ જ જવાય. મને ગઇ કાલે તો એવી ભીતિ લાગતી હતી કે આ તો રોજ ધનીમા ભેગાં થવાનાં અને ગામની નિંદા કરવાનાં અને લેવાદેવા વિના મારે તે સાંભળવી પડશે. પણ આજે તમારી ભાવના -વૃત્તિ-દૃષ્ટિ બદલાઇ ગયેલી જોઉં છું ત્યારે મારા દિલમાં કેટલો આનંદ થતો હશે એ તમને હું શું કહું ?' ભાણીએ પરિવર્તન માટે તેને અભિનંદન આપતા શબ્દોમાં કહ્યું.

આ પ્રમાણે વાતો કરતાં કરતાં તેઓ કેશરબાઇને ત્યાં આવી પહોંચ્યાં. આજે તેઓ વહેલાં હતાં એટલે સ્થાન પણ આગળ મળ્યું. થોડીવારમાં સેંકડો નરનારીઓનો સમુદાય એકઠો થયો. કેશરબાઇએ નિત્ય મુજબ પંચ પરમેષ્ટીનું સ્મરણ કરી પોતાના પ્રવાસનું વર્ણન શરૂ કર્યું:-

સજ્જનો અને સન્નારીઓ !

સત્સંગ, સામાયિક અને સ્વામીવત્સલ સંબંધી હું આગળ વર્ણન કરી ગઈ છું આજે હું તમને એક રોમાંચક ઘટના સંભળાવવા માગું છું તે ધ્યાનપુર્વક સાંભળજો.

ચંદ્રનગરની ધર્મશાળામાં સામાન રાખી અમે જિનમંદિરમાં દર્શને ગયાં. ત્યાં એક રંભાને પણ શરમાવે એવી રૂપવતી બાળાને અમે જોઈ. એની ઉમ્મર વીસ બાવીસ વર્ષની અમને જણાઇ. તેણે અંગે અલંકારો ધારણ કર્યા નહોતા, છતાં તેની કાયા કંચન જેવી દીપી રહી હતી. જાણે સૌંદર્યની જ મૂર્તિ હોય એવી તે દીસતી હતી. તે વિધવા હતી. તેનો કંઠ કોકિલાના જેવો મધુર હતો. રાગરાગણીઓને તો જાણે તે પી ગઇ હોય એવી તેના સ્તવનોમાં સંગીતની તાલિમ હતી. અમે ઘણાં મંદિરોમાં દર્શન કરવા ગયાં હતાં અને ઘણાં સ્તવનો સાંભળ્યાં હતાં પણ આવી સુરીલી સ્તવના અમે કયાંઇ સાંભળી નહોતી. કેટલેક સ્થળે તો અમને કંટાળો પણ આવતો. કોઇ સ્થળે તો નરી મૂર્ખતા જ માલુમ પડતી. જાણે પરમાત્માના હાજરી પત્ર-

કમાં પોતાની હાજરી નોંધાવવા આવ્યા હોય એવો ભાસ થતો. એક જણ સ્તવન ગાતો હોય તો બીજો ચૈત્યવંદન બોલતો અને ત્રીજો સ્તુતિ કરતો હોય. કોઇ તો વળી જોરથી ઘંટ વગાડતો હોય. સર્વત્ર વિવેકનો તો અભાવ જ જણાતો હતો. પણ આજે એ બધાનું સારું વળી ગયેલું અમને લાગ્યું.

એ બાઇ તો પ્રભુની મુખમુદ્રા સન્મુખ એકી ટસે જોયા જ કરતી હતી. તેનું ચિત્ત એકાગ્ર હતું. તેનું ધ્યાન પ્રભુમાં જ હતું. અમે ગયા ત્યારે તે નીચેનું સ્તવન ગાતી હતી.

ના રે પ્રભુ નહિ માનું, નહીં માનું અવરની આણ—ના રે.
મહારે તારૂં વચન પ્રમાણ,—ના રે પ્રભુ.—

હરિ હરાદિક દેવ અનેરા, મેં દીઠા જગમાંય રે;
ભામિની ભરમ ભૃકુટીયેં ભુલ્યા, તે મુજને ન સુહાય.-ના રે. ૧

કોઇક રાગી ને કોઇક દ્વેષી, કોઇક લોભી દેવ રે;
કોઈક મદ માયાથી ભરીયા, કેમ કરીયે તમ સેવ.-ના રે. ૨

મુદ્રા પણ તેમાં નવિ દિસે પ્રભુ, તુજ માંહેલી તિલમાત્ર રે;
તે દેખી દિલડું નવિ રીઝે, શી કરવી તેહની વાત.-ના રે. ૩

તું ગતિ તું મતિ તું મુજ પ્રીતમ, જીવ જીવન આધાર રે;
રાત દિવસ સ્વપ્નાંતર તુંહી, તું માહારે નિરધાર.-ના રે. ૪

અવગુણ સહુ ઉવેખીને પ્રભુ. સેવક કરીને નિહાલરે:
જગબંધવ એ વિનતિ મોરી, મહારાં સવિ દુઃખ દૂરે ટાળ-ના રે. ૫

ચોવિશમાં પ્રભુ ત્રિભુવન સ્વામી, સિદ્ધારથના નંદ રે;
ત્રિશલાજીના ન્હાનડીયા પ્રભુ, તુમ દીઠે અતિ આનંદ.-ના રે. ૬

સુમતિવિજય કવિ રાયનો રે, રામવિજય કર જોડ રે;
ઉપગારી અરિહંતજી મહારા, ભવ ભવના બંધ તોડ-ના રે. ૭

જેમ જેમ એ બાઇ સ્તવન ગાતી ગઇ તેમ તેમ અમારા

ઉરમાં ભક્તિ જાગ્રત થતી ગઇ. જાણે પ્રભુની સાથે તે વાતો કરતી હોય, જાણે પરમાત્માને તે પોતાના દિલનો ભાવ જણાવતી હોય એવો ભાવ તેની મુખમુદ્રાપર સ્પષ્ટ તરી આવતો હતો. તેના અભિનય ઉપરથી અમને સમજાતું હતું કે તે સમજીને જ સ્તુતિ કરી રહી છે. અમે તો એક ચિત્તે સાંભળ્યા જ કરતા હતા. પ્રાર્થના પૂર્ણ કરી તે મંદિરની બહાર નીકળતી હતી ત્યાં મેં તેને રોકી. તેની ચતુરાઇ, વિનય, નમ્રતા વગેરે જોઇ અમે તો સ્તબ્ધ જ થઇ ગયા.

મેં તેને તેનું નામ પૂછ્યું. તે જાણે શરમાતી હોય તેમ નીચું જોઇને તેણે ઉત્તર આપ્યોઃ—' કમળા '. મેં તેને અવકાશ મળે તો ધર્મશાળામાં મળવા આમંત્રણ આપ્યું અને તેણે વિના આનાકાનીએ એ સ્વીકાર્યું. અમે ધર્મશાળામાં ગયા અને ભોજનાદિથી પરવારી અમે બેઠા હતા ત્યાં બપોરના બે વાગ્યાના સુમારે તે અમારે ઉતારે આવી. અમે તેનું સ્વાગત કરીને બેસાડી અને તેના ખબરઅંતર પૂછ્યા. પછી તેના જીવનની હકિકત પૂછતાં તેણે સંકોચ પામતાં કહ્યું, ' એ જાણવાથી તમને દુઃખ થશે, મારી કથા કરૂણાજનક છે. ' એથી તો અમારી જીજ્ઞાસા વધી અને મેં કહ્યું, ' બ્હેન ! ત્યારે તો અમારે તે જરૂર સાંભળવી છે. તમને જો હરકત ન હોય તો સંકોચ વિના કહો. ' અમારી વૃત્તિ કોઇના દુઃખનું સ્મરણ કરાવી તેને દુઃખી કરવાની નહિ પણ સહાનુભૂતિભરી હતી—એવી કમળાની ખાત્રી થતાં તેણે કહ્યું, ' મારી જીંદગી વિષે આટલી જીજ્ઞાસાથી મને પૂછનાર તમે પ્રથમ જ મળ્યા છો. તમે જાણો છો કે એક દુઃખી માણસને પોતાના દુઃખનો ઉભરો ખાલી કરવાનું યોગ્ય સ્થાન મળે છે ત્યારે તેને કેટલો આનંદ થાય છે ! તમારા જેવા સદ્દગુણી આત્માને મારી કથા કહેવામાં મને શી હરકત હોય ? હું મારી કથા યથાર્થ કહીશ. '

આટલું કહી તેણે પોતાની કથા શરૂ કરીઃ—

'જે વખતે મારો જન્મ થયો તે વખતે મારા પિતાજીની સ્થિતિ બહુ જ સારી હતી. ગામમાં તેઓ આબરૂદાર ગણાતા હતા. અમારી જ્ઞાતિમાં પણ તેમની પ્રતિષ્ઠા બહુ જ સારી હતી. જેમ જેમ હું મોટી થતી ગઇ તેમ તેમ મારા પિતાજીને ધંધામાં પ્રતિકુળતાઓ આવતી ગઇ. જ્યારે હું આઠ વર્ષની થઇ ત્યારે તો મારા પિતાજી કરજદાર થઇ ગયા હતા. અમારૂં ઘર ગીરો મૂકાઇ ગયું હતું. મારી માતુશ્રીના દાગીના વેચાઇ ગયા હતા. મારા બન્ને ભાઇ મારાથી નાની વયના હતા. મારા પિતાશ્રી ચિંતામાં ને ચિંતામાં અડધા થઇ ગયા અને એને લીધે જ તેઓ બીમાર પડયા. ડોકટરોનાં બીલ ચૂકાવવાની અમારી શક્તિ નહોતી. ઘરની નાની મોટી જણસો વેચાઇ ગઇ હતી. મારા માતુશ્રીના દુઃખનો પાર નહોતો. મુળથી અમારૂં કુટુંબ ખર્ચાળ હતું અને તેમાં પણ જ્ઞાતિના ખર્ચાળ રીત-રિવાજોને લીધે અમે બહુ જ ઘસાઇ ગયા હતા. સગા સંબંધીઓ જાણતા જ નહોતા કે અમારી અંતરંગ સ્થિતિ કેવી છે. એટલામાં મારા દાદા ગુજરી ગયા. એક તરફ મારા પિતાશ્રી માંદગીને બીછાને હતા અને બીજી તરફથી મારા દાદાનું કારજ કરવાની ફરજ મારાં માતુશ્રીને માથે આવી પડી. મારાં માતુશ્રીએ પોતાના પિયરથી મદદ માગી. તેઓ સાધારણ સ્થિતિના હતા, પરંતુ મારી માતાની કરૂણા-જનક આજીજીથી તેઓએ બનતી મદદ કરી. મારા દાદાનું કારજ તો પત્યું, પણ હવે પછી અમે કોઇની મદદ મેળવી શકીએ એવું એકેય સ્થાન અમારા માટે અમે રાખ્યું નથી—એ મારાં માતુશ્રી બરાબર સમજતાં હતાં. હિંદુ નારી ગમે તેવી અજ્ઞાન હોય પણ તેનો કુટુંબપ્રેમ જગતમાં જાણીતો જ છે, તે ખાવા પીવામાં અને પહે-રવા ઓઢવામાં લોભ કરશે, પરંતુ પોતાની કૌટુંબિક ફરજ બજાવ-વામાં કયારે પણ જરાય પાછું નહિ જુએ. મારા પિતાશ્રીની માંદગી લંબાતી જ ગઇ. ૭ મહિનાથી તેઓ બિછાને હતા. વૈદ્યોની ફાકી ખાઇ ખાઇને અને કાઢાઓ પી પીને તેઓ કંટાળી ગયા હતા, તેમની

માંદગીમાં તો દિન પ્રતિદિન વધારો થતો જતો હતો. શરીરમાં અશક્તિ વધી પડી. અંતે મારા તરફ તેમની નજર ગઇ. મારૂં વેવિશાળ થાય અને તેમાંથી બે પાંચ હજારની સહાયતા મળે તો જ નિર્વાહ ચલાવી શકાય એમ તેમને જણાયું. એટલે એક પચાસ વર્ષના ડોસા સાથે આઠ હજાર રૂપિયા લઇને મારૂં વેવિશાળ કર્યું. એ વખતે હું ગુજરાતી ત્રીજી ચોપડી ભણતી હતી. પતિ અને પત્નીની ફરજો, સંસાર અને તેના સુખ દુઃખો વિગેરે હું કશું જ સમજતી નહોતી. એટલામાં તો મારા લગ્ન પણ નક્કી કરવામાં આવ્યા. સગા સંબંધીઓમાં, જ્ઞાતિમાં કોઇને એમાં વાંધો ન લાગ્યો. સૌ આનંદથી ગીતો ગાઇ, મિષ્ટાનો ઉડાવી પોતપોતાને સ્થાને પડયા. હું તે વખતે માત્ર દશ વર્ષની કુમળી કળી હતી.

'હું સાસરે ગઇ. મારા પતિનો ભાગ્યોદય મધ્યાકાશે હતો. મારા પહેલાં તેઓ ત્રણ પત્ની કરી ચૂકયા હતા અને એ પ્રત્યેકથી તેમને એક એક સંતાન પણ હતું. મારાથી મોટી વયના બે દિકરા અને એક દિકરી મારા ખોળામાં મૂકવામાં આવ્યા. હું તેમની માતા ગણાવા લાગી.

'મારી નાની ઉમ્મરને લીધે મારા પતિની મનકામનાઓ હું પૂર્ણ કરી શકું તેમ હતું જ નહિ તેથી તેમણે એક વેશ્યા રાખી. તે મારા પતિને પ્રસન્ન કરીને તેમનું દ્રવ્ય હરણ કરી રહી હતી.

'મારા તરફ મારા પતિ પોતાની એકજ ફરજ સમજતા હતા અને તે મને સુંદર વસ્ત્રાભુષણો પહેરાવવાં, ગાડીમાં ફેરવવી અને સ્વાદિષ્ટ ભોજનો જમાડવાં. એ સિવાય તે મારા પ્રત્યે બીજી કશી ફરજ સમજતા નહિ.

'તેમના બન્ને દિકરા અને દિકરીના વેવિશાળ શ્રીમંત કુટુંબમાં કરવામાં આવ્યા હતા. અમે ચારે જણ લગભગ સરખી ઉમરનાં હતા, તેથી અમારામાં વારંવાર કલેશ કંકાસ થતા. મારા પતિ

કોઇ વખત મને તો કોઇ વખત પોતાના સંતાનોને પણ માર-પીટ કરતા.

'હું વખતોવખત મારા પિયર પણ જતી. મારા લગ્નથી મળેલા પૈસામાંથી પિતા કુટુંબનો નિર્વાહ ચલાવતા હતા. તેઓ બિમારીમાંથી ઉઠયા હતા. હરતા ફરતા થયા હતા, પરંતુ ધંધો કાંઇ ન હોવાથી સટ્ટે ચડયા હતા અને ઘણુંખરૂં દ્રવ્ય ખોઇ બેઠા હતા. તેમની નજર મારા પતિની શ્રીમંતાઇ પર રહ્યા કરતી અને તેઓ જાણે મારા પતિના મૃત્યુની રાહ જોતા હોય એવું તેમના કથન ઉપ-રથી સમજી શકાતું હતું.

'મારા પતિએ લાજ શરમ કોરે મૂકી હતી. હવે તો તે પોતાની રાખેલી વેશ્યા અને શોખીન સ્નેહીઓને રાત્રે ઘરે બોલાવતા અને ગાનતાન કરતા અને રંગરાગ ઉડાવતા. હું મારા ઓરડામાં બેઠી બેઠી ગાયનો સાંભળતી, અને ધીમે ધીમે કોઇ ન સાંભળે તેમ ગાતી. મારા કંઠમાં સ્વાભાવિક મધુરતા તો હતી જ અને તેમાં ગાનતાન જાણવાનો પ્રસંગ મળ્યો એટલે મને ગાતાં આવડી ગયું.'

'આમ મારાં લગ્ન થયાને પાંચેક વર્ષ વિત્યાં, એટલામાં મારા પતિને ગરમીનો રોગ લાગુ પડયો, અને એ રોગે તેમનો પ્રાણ લીધો. મરતી વખતે તેમણે એક વીલ કર્યું હતું અને તેમાં ત્રણ ટ્રસ્ટીઓ નીમીને તેમને મારા દિકરાઓ ઉમરલાયક થાય ત્યાં સુધી અમારા પર દેખરેખ રાખવાની સત્તા આપી હતી. મારી યુવાની અને રૂપ ઉપર ટ્રસ્ટીઓમાંથી એક આંધળો બન્યો અને જ્યારે જ્યારે મને એકલી જુએ ત્યારે ત્યારે મારી સાથે અટકચાળા કરવા પ્રયત્ન કરવા લાગ્યો. નાનપણમાં મેં કથાઓમાં શીલનું મહાત્મ્ય અનેક વખત સાંભળ્યું હતું. સતીઓને માથે કેવી વિપત્તિઓ પડે છે અને તેઓ કેવી રીતે પોતાનું સતીત્વ સાચવે છે એ બધી વાતો મારા

સ્મરણમાં હતી. એ કથાઓ મને આ વખતે સહાયક થઇ પડી. મેં મારા માતુશ્રીને મારી હકીકત જણાવી. તેમણે મને પોતાની પાસે બોલાવી લીધી. હું પાંચ સાત હજારના દાગીના લઇને પિતાને ત્યાં ગઇ.

'પિયરમાં આવ્યા પછી મેં સંસ્કૃતનો અભ્યાસ કરવા માંડયો. દર્શનપૂજન, સામાયિક પ્રતિક્રમણ, વ્રત પચ્ચખાણ વગેરે કરવા લાગી અને વ્યાખ્યાન સાંભળવા પણ જવા લાગી. ઘરમાં અવકાશના સમયે સતીઓની કથા વાંચતી અને તેમાંથી પ્રોત્સાહન મેળવતી.

'પરંતુ જ્યારે મારી ઉમ્મર અઢાર વર્ષની થઇ ત્યારે જ હું સમજી શકી કે યુવાની કેવી દિવાની છે અને કામદેવની કેટલી સત્તા છે. એ વખતે વાસનાઓ દાબી દેવા મારે જે પ્રયત્નો કરવા પડયા છે તે હું અને પ્રભુ જ સમજીએ છીએ. વિધવાવસ્થા કેવી દુઃખદાયક છે તે મને ત્યારે જ સમજાયું. જ્ઞાતિજનો અને ધર્મપ્રેમીઓ સ્ત્રીઓ તરફ કેટલા બેદરકાર છે એ મને દીવા જેવું દેખાવા લાગ્યું. મુનિઓને પાણીના અને વનસ્પતિના જીવોની જેટલી કાળજી છે તેના હજારમા ભાગની પણ માનવ—વિધવા પ્રત્યે તેમની કાળજી ન દેખાઇ. અગ્રેસરો, સુધારકો, પંડિતો, વિદ્વાનો અને સાક્ષરો કેવળ સ્વાર્થી જણાયા. મેં અનુભવ્યું કે માનપાન અને કીર્તિ માટે તેઓ વ્યાખ્યાનો કરે છે અને લેખો લખે છે. તેમના અંતરમાં ખરી દાઝ હોય એમ હું જોઇ શકી નહિ. મારા જેવી અનેક બાળવિધવાઓ ધરોધર રોતી કકળતી તેઓ પોતાની સગી આંખે જુએ છે, છતાં તેના માટે તેઓ કાંઇપણ ભોગ આપવા તૈયાર નથી એજ તેમની લાગણીનું માપ કાઢવા માટે પુરતું છે. એક સુધારકે મને પુનર્લગ્ન કરવાની સલાહ આપી. મેં તેમને એટલો જ ઉત્તર આપ્યો કે, 'તમે ભલે પુનર્લગ્નમાં માનતા હો, પરન્તુ મને એ માર્ગ ઇષ્ટ નથી લાગતો. પુરૂષો તો સન્માર્ગથી પડયા છે. હવે સ્ત્રીઓએ પણ પડવું એવો એ માર્ગ છે. સતીને તો પતિ એક જ હોય. લુલો કે લંગડો, કાણો કે કુબડો, નાનો કે મોટો,

સ્વરૂપવાન કે કુરૂપ, સાજો કે માંદો, સુખી કે દુઃખી, જેવો હોય તેવો સતીને મન તો તે પરમેશ્વર હોય છે. સ્ત્રીઓના હૃદય પારખવાને પુરૂષો કદાપિ શક્તિમાન થઇ શકશે નહિ, આર્યરમણીઓ આખા જગતમાં પૂજાવાને લાયક બની છે તે તેમના આ એક જ સદ્દગુણને લીધે જ. કૃપા કરીને કોઇ વિધવાને અને ખાસ કરીને મને તો આવી સલાહ આપશો નહિ.' તે સુધારક મારા આવા વિચારોથી અનુત્તર બની ગયો. તે મારા ચરણમાં માથું મૂકીને મારી સ્તુતિ કરવા લાગ્યો કે, 'બ્હેન! તું તો દેવી છે. તારા દર્શન માત્રથી પાપ પલાયન કરી જાય એમ મને લાગે છે. તારા જેવી સતીઓથી જ આર્ય દેશ ઉજ્વલ બન્યો છે અને રહ્યો છે.' ત્યારથી એ ભાઇ મને પોતાની બ્હેન સમજે છે અને મારા પ્રત્યેક કાર્યમાં બનતી સહાય આપે છે.

'મેં તો નિશ્ચય કર્યો છે કે જીવનના છેલ્લા શ્વાસ સુધી દુઃખી વિધવાઓની ઉન્નતિ અર્થે મારે બનતા પ્રયત્નો કરવા અને તેમના દુઃખમાં ભાગ લેવો.

'મારા જીવનની મૂખ્ય હકીકતો મેં તમને કહી છે. એ દુઃખના દિવસો કેમ પસાર કર્યા? રાતોની રાતો રડવામાં કેમ વિતાવી? કેવી કેવી આફતો સામે મારે ઝુઝવું પડયું? એ બધું કહેવાની ભાગ્યે જ જરૂર હોય, કારણકે તમે સુજ્ઞ છો અને સ્ત્રીજાતિના દિલને તમે સમજી શકો તેમ છો.'

આટલું કહીને કમળાએ પોતાની કથા સમાપ્ત કરી. તેની કથા સાંભળતી વખતે મારૂં જીગર ચીરાઇ જતું હતું. મારા મનમાં તે વખતે અનેક કલ્પનાઓ આવતી હતી. પુરૂષોની જોહુકમી, સ્વાર્થાંધતા, મૂઢતા, લુબ્ધતા, કાયરતા, દીનતા, ક્રૂરતા, લંપટતા મારી દૃષ્ટિ સન્મુખ મૂર્તિમંત દેખાતા હતા. કમળાની કથાથી મને ઘર ઘર કમળાના દર્શન થવા લાગ્યા. સ્ત્રીજાતિની શક્તિ, બુદ્ધિ, હૃદય જાણે છુંદાઈ

જતાં હોય એમ મને ભાસવા લાગ્યું. માંકડ, મચ્છર, મંકોડા, કીડી અને કંથવાની રક્ષા કરનારી જૈન કોમ પ્રત્યે અંતરમાં ગ્લાનિ થવા લાગી. વરઘોડા, સામૈયા અને ત્રિગડા ગઢની રચનામાં રોકાયેલા મુનિઓ પ્રત્યે તિરસ્કાર આવવા લાગ્યો. મેં મન સાથે એવો નિર્ણય કર્યો કે મારાથી બને તેટલો પરિશ્રમ, આવી અધમ રૂઢિઓના મૂળ ઉખેડવામાં મારે કરવો જોઇએ.

હું આવા વિચારો કરતી હતી ત્યારે કમળા મારી સામે જોઇ રહી હતી. મને લાગે છે કે મારી મુખાકૃતિ ઉપરથી તે મારી ભાવના સમજી ગઇ હશે અને તેથી જ તેણે મને કહ્યું, ' બ્હેન ! મેં જ્યારે મારી કથા કહેવી શરૂ કરી ત્યારે જ મને લાગ્યુ કે એ સાંભળી તમને દુ:ખ થશે તેમ જ મારા માતાપિતા અને મારા પતિ પ્રત્યે તિરસ્કાર આવશે. તેથી જ મેં તેમના કોઇના નામ તમને કહ્યા નથી, તેમ જ તમારા દિલમાં ઉકળાટ થાય તેવી ભાષા પણ મેં વાપરી નથી. અલબત્ત મનમાં મને ઘણીવાર દુ:ખ લાગ્યું છે, છતાં મારા બલિદાનથી મને એક જ દિલાસો મળે છે કે મારા દુ:ખી માતપિતાના દુ:ખના દિવસો મારા જીવનને ભોગે કંઇક અંશે દૂર થયા. મારા પિતાની ગરીબ સ્થિતિમાં, તેમની માંદગીમાં મારા વેવિશાળથી ઉપજેલા પૈસા તેમને ઉપયોગી થઇ પડયા અને એ રીતે મારા ઉપકારી માતપિતાના દુ:ખમાં હું લાભ લઈ શકી એજ મને આશ્વાસન આપનારૂં થઇ પડયું. સુખદુ:ખ તો કર્માધીન છે. કર્મે જેની સાથે લેખ લખ્યા હોય તે કોઇથી કદિ ટળતા નથી. કર્મપરની મારી અટલ શ્રદ્ધા મારા સંતપ્ત મનને શાંતિ આપે છે.

' બ્હેન ! આજ સુધી મેં મારી કથા કોઇને કહી નહોતી અને કોઇને કહેવાની મારી ઈચ્છા પણ નહોતી, પરન્તુ તમારો આગ્રહ અને તમારી મારા પ્રત્યેની સ્નેહભરી લાગણીથી હું તમારી માગણીને તાબે થઇ. મારી દુ:ખદ કથા ભૂલી જજો. જગતમાં હંમેશા એમ

બનતું જ આવ્યું છે. આપણે સૌ નિમિત્ત માત્ર છીએ. કોઇ કોઇને સુખ કે દુઃખ આપવા સમર્થ નથી. સહુ પોતાના કર્મે બાંધેલા ફળો ભોગવે છે. બીજાઓ તો નિમિત્ત માત્ર છે.'

કમળાના આ ઉદ્દગારોએ મારા દિલમાં તેના પ્રત્યે માનની લાગણી પેદા કરાવી. એક ઉત્તમ આત્માને શોભે તેવી તેની ભાવના નિહાળીને મને ભારે આનંદ થયો. મેં તેને કહ્યું. 'બ્હેન ! તમે તમારા માતપિતા અને પતિના નામ ભલે છુપાવ્યા. મને તે જાણવાની જરૂર પણ નથી. પરન્તુ જે સુધારકબન્ધુની હકિકત તમે કહી તેમનું નામ તમને હરકત ન હોય તો જણાવશો. હું તમને ખાત્રી આપું છું કે તમારા સંબંધી કશી પણ વાત હું તેમને પૂછવા નથી ઇચ્છતી. તમારા વિષે હું તેમની સાથે કશી વાત પણ નહિ ઉચ્ચારૂં. મને તેમનું કામ છે. માટે જ તેમનું નામ જાણવા ઇચ્છું છું.'

કમળાને મારા વચનપર વિશ્વાસ બેસી ચૂકયો હતો તેણે જરાયે આનાકાની વિના કહ્યું કે 'એ ભાઇનું નામ ચંદ્રદેવ છે અને તેઓ આ ગામમાં પ્રસિદ્ધ છે.'

આટલી વાતચીત પછી કમળાએ મારી હકિકત જાણવાની જીજ્ઞાસા દેખાડી. મેં પણ સંક્ષેપમાં મારી ઓળખાણ આપી, જેથી તેને સંતોષ થયો. અમારા વચ્ચે સ્નેહગાંઠ બંધાઇ, પછી થોડીવારે તેણે જવાની રજા માગી અને વિદાય થઈ.

કમળા ગઇ પણ તેની જીવનકથા મારા મગજમાંથી નહોતી ગઈ. તેના છેલ્લા ઉદ્દગારો મારા હૃદયપટપર કોતરાઇ જ રહ્યા હતા. 'મારા માતપિતાના દુઃખના દિવસોમાં હું કામ આવી એથી મારા મનને દિલાસો મળે છે.' એ તેના વચનોમાં આર્યરમણીનું દેવીજીવન ઝંપાયું છે. કર્મે લખેલું મિથ્યા ન થાય' એ તેના ઉદ્દગારોમાં તેની ધર્મ અને કર્મ પ્રત્યેની અવિચળ શ્રદ્ધા સ્પષ્ટ દેખાઇ આવે છે. કમળાના જવા પછી મેં ધર્મશાળાના મુનીમને કહીને ચંદ્રદેવને બોલાવ્યા

અને તે માટે મેં કહ્યું કે, આજે રાત્રે આ ધર્મશાળાના વિશાળ ચોકમાં ભાષણ આપવાનો મારો વિચાર છે, માટે જૈન નરનારીઓ સારી સંખ્યામાં હાજરી આપે તેવો બંદોબસ્ત તમે કરો તો સારૂં.' તેમને મારી એ વાત રૂચી અને જરા પણ વિલંબ કર્યા વિના બધી ગોઠવણ કરી દીધી. ધર્મશાળાના ચોકમાં બત્તીઓ ગોઠવાઇ ગઈ. સમય થતાં જૈન કોમના અગ્રેસરો અને નરનારીઓથી ચોગાન ભરાઇ ગયું. તે પ્રસંગે મેં નીચે પ્રમાણે વ્યાખ્યાન આપ્યું:—

ધર્મબન્ધુઓ અને ધર્મ બ્હેનો !

હું આજે યાત્રા નિમિત્તે તમારા ગામમાં આવી છું. અને જિન દર્શન કરી પાવન થઇ છું. અત્રે આવ્યા પછી મારા સમજવામાં આવ્યું છે કે તમારી કોમમાં એક મહાન અનર્થકારક ઘાતકી રિવાજ ચાલી રહ્યો છે. જો કે એ રિવાજ માત્ર તમારા ગામમાં અને તમારી કોમમાં જ છે એવું કાંઇ નથી. એ કુરિવાજ ભારતમાં અનેક સ્થળે દૃષ્ટિગોચર થાય છે, પરન્તુ તમારા ગામમાં અને તે પણ જૈન કોમમાં ક્રૂર રિવાજ ચાલુ રહે એ ઇચ્છવાજોગ નથી.

શ્રી જિનભગવાને જિનઆગમમાં જીવદયા માટે ઘણો જ હૃદયસ્પર્શી બોધ આપ્યો છે. જીવનનું સ્વરૂપ જિન આગમમાં જે પ્રમાણે બતાવવામાં આવ્યું છે તે પ્રમાણે બીજા શાસ્ત્રોમાં દેખાતું નથી. એથી સહજ સમજી શકાય છે કે શ્રી જિનને જીવો પ્રત્યે કેટલી અનહદ દયા હોવી જોઇએ, અને તેમના જીવનમાં પણ એ જોઇ શકાય છે. એક પુષ્પની પાંખડી દુભાય તે પણ શ્રી જિનેશ્વર ભગવાન સહન નથી કરી શકતા અને તેથી જ મુનિધર્મમાં પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય અને વનસ્પતિકાય જેવા એકેન્દ્રિય જીવોને પણ નહિ દુભાવવા ખાસ ભારપૂર્વક કહેવામાં આવ્યું છે અને મુનિને માટે વીસ વસાની દયા કહેલી છે. શ્રાવક ધર્મમાં જો કે એટલી સૂક્ષ્મ દયા પળાવવાનું ફરમાન નથી કહેલું, તોપણ સ્થૂળ દયા માટે તો શ્રાવકોને પણ ખાસ ઉપદેશ કરવામાં આવેલો છે.

મને ભારે ખેદ થાય છે કે શ્રી જિન ભગવાન અને તેમની પવિત્ર આજ્ઞાનું આપણે વિસ્મરણ કર્યું છે. આપણે ધર્મના બાહ્ય અંગોમાં ધર્મ માની આપણી સમગ્ર શકિતઓ એને માટે વેડફી નાખીએ છીએ, 'અહિંસા પરમોધર્મ' એ સૂત્રનું રહસ્ય જ આપણે વીસરી ગયા છીએ. નાના જીવોની રક્ષા કરવામાં રોકાયેલા આપણે મોટા જીવોને ભૂલી ગયા છીએ. અને તે મોટા જીવો તે પણ કેવા ? માનવજીવો કે જે જન્મને દેવો પણ વાંછે છે એવા દેવ દુર્લભ ભવને પામેલા, આર્યક્ષેત્રમાં અવતરેલા, ઉચ્ચ કુળમાં જન્મેલા અને જૈન ધર્મ પામેલા માનવોમાં આપણે જીવાત્મા જોઇએ છીએ ? માનવને ત્યાં અવતરેલ સંતાન–પછી તે બાલક હોય કે બાલિકા હોય પણ ઉભય માનવજ ગણાય. પરંતુ અફસોસ ! તમે તો બાળાઓનો વિક્રય કરો છો. જેમ પશુઓ વેચાય, ખાનપાનના પદાર્થો વેચાય તેમ તમારે ત્યાં કન્યારત્નો વેચાય છે. જેમ બીજા ધંધામાં દલાલો હોય છે, તેમ આ ધંધામાં દલાલો મળી રહે છે અને જેમ વેપારી બજારમાં માલ ખરીદનારા નજરે પડે છે તેમ કન્યારત્નના ખરીદનારા પણ મોજુદ છે. હું સમજી શકતી નથી કે તમારામાં હૃદય છે કે નહિ ? મને વિચાર આવે છે કે તમારા સગા સંબંધીઓ અને સ્નેહીઓ એવા અધમ કાર્યથી કેમ પોતાનો નિર્વાહ ચલાવે છે. એવો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યાં સુધી તમે આંખે આંધળા અને કાને બહેરા રહો છો. તમે નજરે જુઓ છો કે અમુક દુરાત્માએ પોતાની કન્યાના વેચાણના પૈસા લીધા છે, છતાં તમે તેની સાથે સંબંધ રાખો છો, જાનમાં જાઓ છો, મિષ્ટાન્ન ઉડાવો છો અને મોજ માણો છો. હું પુછું છું કે તમારામાં વિવેકશક્તિ રહી છે કે જતી રહી છે ? હું તમારી બ્હેન છું. મને કહેવાનો અધિકાર છે. હું તમને કર્તવ્યનિષ્ઠ જોવા ચાહું છું. તમે કર્તવ્યભ્રષ્ટ થાઓ એથી તો મને શરમાઇને મરવું પડે.

તમે અઠ્ઠાઇ ઉત્સવો ઉજવો છો; પ્રતિષ્ઠા મહોત્સવો કરો છો,

વ્રત પચ્ચખાણો અને દાન પુન્ય કરો છો; સામાયિક, પ્રતિક્રમણ અને પૌષધો કરો છો, પરંતુ માનવદયા વિના એ બધું નિરર્થક છે, જેના દિલમાં માનવ જાતિ પ્રત્યે દયા નથી. તેના અંતરમાં પશુ પક્ષીઓ કે કીડી મકોડી કે મચ્છર પ્રત્યે દયા સંભવતી જ નથી. કડવાં વચન કહેવા બદલ મને માફ કરશો. જેઓ કન્યાવિક્રય કરનારા છે તેઓ મારી દષ્ટિમાં કસાઇઓ છે—ખાટકીઓ છે. અરે કસાઇઓ પણ સારા, તેઓ તો પશુઓની હિંસા કરે છે, પરંતુ કન્યાવિક્રય કરનારાઓ તો એથી પણ અધમ છે. જેઓ માંસાહારી છે તેઓ તો પશુ પક્ષીનું માંસ ખાય છે, પણ કન્યાવિક્રય કરનારાઓ તો માનવનું માંસ—અરે પોતાની વહાલી પુત્રીનું માંસ ખાય છે. ધિક્કાર છે એ નરાધમોને ! ફીટકાર છે એ નરપિશાચોને અને તેવાઓને ઉત્તેજન આપનારાઓને. હું તમને એ સંબંધમાં વધારે શું કહું ! મારૂં અંતઃકરણ દ્રવે છે. સાંભળો ! સાંભળો !

( વૈદર્ભી વનમાં વલવલે )—એ રાગ

જાગી જુઓ જૈન બન્ધુઓ, કન્યારત્ન વેચાય;<br>
માનવદેહ ધરી કરી, પશુતુલ્ય ગણાય. જાગી. ૧

શ્રાવક નામ ધરી કરી, કરે કન્યાનો ઘાત;<br>
નિર્દય બાપ જાણો ખરે, નથી પુછતી નાત. જાગી. ૨

જિન દર્શન કરવા મથે, પૂજન કરવા ધાય;<br>
કરતાં તિલક કપાળમાં કેમ શરમ ન થાય ? જાગી. ૩

સામાયિક પાળે પ્રીતથી, પ્રતિક્રમણમાં પ્રેમ;<br>
કન્યા રીબાવી મારવા, નથી આવતી રહેમ. જાગી. ૪

વ્યાખ્યાન શ્રવણ કરે સદા, ભક્તિભાવ ધરાય;<br>
બાલા ચઢાવે શુળીએ, જૈન નામ લજાય. જાગી. ૫

ગાય બચાવે પ્રેમથી, દયાધર્મી મનાય;<br>
નિજ કન્યાને મારવા, ચિત્ત ઘાટ ઘડાય. જાગી. ૬

કન્યાવિક્રય કરનાર તો, નરકની ગોદે જાય;
સહાય કરે જે માનવી, તે પણ સાથે સધાય. જાગી. ૭

શ્રીમંતવર્ગ સુણો સહુ, કરે આશા બહુ શોક;
દયા કરો અબળા પરે. આયુ વિતાવો શું ફોક ? જાગી. ૮

લીલોતરી બાધા કરો, લોકરંજન કાજ;
કીડી બચાવો દંભથી, નથી અબળાને સાજ. જાગી. ૯

સત્ય દયાળુ જો હશો, કરશો પચ્ચખાણ;
કન્યાવિક્રય કરશો નહિ, ભલે જાય રે પ્રાણ. જાગી. ૧૦

ઉપદેશક લેખક સહુ, કરો પુન્યનું કામ,
અબળારક્ષક જો થશો, લેશો શિવપદ ધામ. જાગી. ૧૧

× × ×

જો આ કવિતા સાંભળી તમને તમારી ભૂલ દેખાતી હોય, તમારા દિલમાં દયાનો આવિર્ભાવ થતો હોય, તમને તમારી ફરજ સમજાતી હોય તો ઉભા થાઓ અને પ્રતિજ્ઞા કરો કે આજ પછી અમે કન્યાવિક્રય નહિ કરીએ, જે કરશે તેને ઉત્તેજન નહિ આપીએ અને એ ઘાતકી કામ કરનાર પ્રત્યે સહાનુભૂતિ નહિ દેખાડીએ.'

આ વખતે આખી સભામાંથી સમગ્ર નરનારીઓએ ઉભા થઇ, હાથ જોડી પ્રતિજ્ઞા લીધી.

આ પ્રમાણે ચંદ્રનગરના જૈન નરનારીઓએ કન્યાવિક્રય સદાને માટે બંધ કર્યો છે. તમને કમળાની દર્દભરી કથા સાંભળીને અને મારૂં વ્યાખ્યાન સાંભળીને કાંઇ અસર થઇ હોય તો તમે પણ ઉભા થઇ, હાથ જોડી પરમાત્માની સાક્ષીએ પ્રતિજ્ઞા કરો કે આજ પછી અમે કદિ પણ એ અધમ કૃત્ય કરશું નહિ.

કેશરબાઇના આ વ્યાખ્યાનથી તાસગામની પ્રજાને ભારે અસર થઇ. જેમ જેમ કેશરબાઇ બોલતી ગઇ તેમ તેમ સહુની આંખમાંથી અશ્રુની ધારા વહેતી ગઇ અને જ્યારે તેણે પ્રતિજ્ઞા કરવાનું કહ્યું ત્યારે સૌએ ઉભા થઇ પ્રતિજ્ઞા લીધી.

કેશરબાઇને આથી ભારે સંતોષ અને આનંદ થયો. તેણે કહ્યું કે મારા વ્યાખ્યાનની આજે સાર્થકતા થઇ.

આ પછી મોડી રાત્રે સૌ છુટા પડયા.



# પ્રકરણ ૪૮ મું

## લીલાપુરની લીલાવતી

'ભાણી ! ગઇ કાલે તો કેશરે ગજબ કર્યો. કમળાની કથા અને કન્યાવિક્રયના ક્રૂર રિવાજના વ્યાખ્યાને મારા મન ઉપર અજબ પ્રકારની અસર કરી છે.' ધનીડોસીએ હવે કેશર પ્રત્યે ભક્તિભાવ દર્શાવતાં કહ્યું.

'મને તો ગઇકાલે રાત્રે સ્વપ્નામાં પણ જૈન કોમની આધુનિક સ્થિતિનાં ચિત્રો નજરે પડતાં હતાં. મંદિરો, મહોત્સવો, તીર્થયાત્રાનાં સ્થળો, લગ્નપ્રસંગો અને વ્યાખ્યાનોમાં બાળવિધવાઓનાં જ દર્શન થતાં હતાં. તેમની દીન મુખમુદ્રાઓ નિરખી દિલમાં આગ સળગતી હતી, સાધુઓ કર્તવ્યભ્રષ્ટ થઇને પન્યાસ, પ્રવર્તક, ગણિ અને આચાર્ય પદ્વી માટે વલખાં મારતા, ચેલાઓ માટે તલપાપડ થતા, માન કીર્તિ માટે ફાંફાં મારતા, ગચ્છમત માટે કજીયા કંકાસ કરતા અને પુસ્તકો કોમળ કામળીઓ, સુંદર વસ્ત્રો અને પેટી પટારા માટે ભગીરથ પ્રયત્નો કરતા દેખાતા હતા. સંસારીઓના જેવાજ મુનિઓના વર્તન જણાતા હતા. ગૃહસ્થો જેવા જ તેઓ પણ સુખલોલુપ જણાયા. જાણે તેમને માથે કશી જવાબદારી જ ન હોય એવા બેદરકાર દષ્ટિગોચર થયા. તેમને સારા સ્વાદિષ્ટ ભોજનો મળે, સુંદર મનહર કામળીઓ અને મખમલ જેવી મુલાયમ પછેડીઓ પ્રાપ્ત થાય, વિશાળ ઉપાશ્રયોમાં ઉતારા સાંપડે, સામૈયાના સન્માન મળે, અઠ્ઠાઇ ઉત્સવો અને ત્રિગડા ગઢની રચનાઓ થાય અને તેમની વાહવાહ

બોલાય એ સિવાય તેમનું જાણે બીજું કશું કર્તવ્ય જ ન હોય એવી તેમની દીન દશા દેખાઈ. જૈન કોમ ભલે અધોગતિમાં પડે, જૈનો જગતમાં ભલે હડધૂત થાય, જૈનોની લક્ષ્મી ભલે કુમાર્ગે વપરાય, જૈનો ભલે કુરિવાજોથી જીવલેણ દર્દોમાં સપડાય, જૈનો ભલે મરણ શરણ થાય—એ બધા સાથે મુનિઓને જાણે કશો સંબંધ જ ન હોય અને તેમણે તો માત્ર પોતાના સુખ માટે જ મુનિપણું ધારણ કર્યું હોય એવી તેમની પ્રવૃત્તિ જોઇ મને તેમના પ્રત્યે તિરસ્કાર આવ્યો અને જૈન સમાજની સ્થિતિ માટે ખેદ થયો. ગઈ કાલ આખી રાત કેશરનું વ્યાખ્યાન જ મારા મગજમાં ઘોળાયા કર્યું હતું.' ભાણીએ પોતાની સ્થિતિ વધારે વિસ્તારથી વર્ણવી બતાવી.

'મને લાગે છે કે જિન ભગવાન, જૈન ધર્મ, જૈન સંઘ અને કેશરનાં દિલમાં જગતના માનવીઓ પ્રત્યે જે પ્રકારનો ભાવ છે તેવો ભાવ જો જૈન મુનિઓના અંતરમાં પ્રગટે તો જૈન કોમની ઉન્નતિ થાય એટલું જ નહિ પણ તે સાથે જૈન ધર્મનો પ્રચાર થયા વિના ન રહે. કેશરના કથનમાં તેના અંતરનું પ્રતિબિંબ પ્રતીત થાય છે. તે બોલે છે ત્યારે તેના શબ્દેશબ્દમાં તેના અંતરનો ઉકળાટ દેખાઈ આવે છે. પાણી, વનસ્પતિ, માંકડ, મચ્છર વિગેરેની રક્ષા માટે મુનિ મહારાજો જેટલી કાળજી રાખે છે તેની શતાંશ પણ તેઓ માનવો માટે રાખતા હોત તો આજે જૈનોની જગતમાં જે અપકીર્તિ થાય છે તે થાત નહિ. જુઠ, કુડકપટ, વિશ્વાસઘાત, દગો, છેતરપંડી અને પ્રપંચમાં પાવરધા બનેલા જૈનોને જો તેમની સાચી ફરજ સમજાવવામાં આવે તો મને લાગે છે કે જૈનોના જીવનમાં પરિવર્તન થયા વિના ન રહે. પાણી ઢોળવામાં પાપ, વનસ્પતિ ખાવામાં પાપ, રેંટીયો કાંતવામાં પાપ, ખેતર ખેડવામાં પાપ, નાની મોટી ક્રિયા કરવામાં પાપ, પંખો નાખવામાં પાપ, જ્યાં જુઓ ત્યાં પાપ—આવા પ્રકારના ઉપદેશો આપીને મુનિઓએ જૈનોને બીરૂ બનાવી દીધા છે. જૈન પ્રજા શરીરે સુદૃઢ, મક્કમ મનના, દિલના દિલાવર,

બુદ્ધિના નિધાન, રાજકાજમાં કુશળ, કળાઓમાં કુશળ અને નીતિમાં નિપુણ કેમ બને એ તરફ તો મુનિવર્ગે લક્ષ જ આપ્યું નથી. તેમણે તો માત્ર ચોથા આરાની વાતો સંભળાવીને સંતોષ માન્યો છે. કેશરની પેઠે જો તેઓ આપણી વર્તમાન સ્થિતિના દર્શન કરાવે અને સુતેલા જનોને જાગૃત કરે તો જૈન સાશનનો સર્વત્ર જય જયકાર થયા વિના રહે જ નહિ ' ધની ડોસી જાણે સાધુઓ કરતાં પોતે વધારે સમજુ થઇ ગઈ હોય અને મુનિઓનું કર્તવ્ય પણ જાણતી હોય એવી ડહાપણની વાતો કરવા માડી.

'ધની મા! ખરૂં છે–એમ જ છે. મને રાંડયાને પંદર વર્ષ થયાં. રંડાઇ ત્યારથી મેં સત્સંગ કરવો શરૂ કર્યો. વ્યાખ્યાનો સાંભળવામાં રસ લેવા માંડયો, ધર્મક્રિયાઓ શ્રદ્ધાપુર્વક કરવા માંડી, પણ આજે મને દિવા જેવું દેખાય છે કે એમાં બહારના આડંબર સિવાય વિશેષ કાંઇ નહોતું. મારી પોતાની ફરજ શું ? મારા કર્તવ્યો શા ? માનવ ધર્મ અને માનવ બંધુઓ પ્રત્યે મારી ફરજ શી ? જીવનનું કર્તવ્ય શું ? વિધવાઓનો ધર્મ શો ? તેણે કેમ જીવન ગાળવું જોઇએ ? એ બધું મને આજસુધી કોઇએ કાંઇ સમજાવ્યું હોય એમ મને સ્મરણમાં આવતું નથી. સીતા, સાવિત્રી, દમયંતી, તારામતી અને દ્રૌપદીની કથા સાંભળી એટલે જાણે ગંગા ન્હાયા ! મહાભારત, ભાગવત અને રામાયણ સાંભળવામાં જાણે જીવનની સાફલ્યતા થઇ ગઇ ! એ કથાઓમાં અને પુસ્તકોમાં વર્ણવેલા મહાન આત્માઓનું આપણે અનુકરણ કરવું જોઇએ, તે તરફ કોઈએ લક્ષ જ ખેંચેલું નહિ. તેઓ જાણે જન્મથી જ ઉત્તમ આત્માઓ હતા અને આપણે તો જાણે મુળથી જ અધમ આત્માઓ છીએ એવી માન્યતા જ ઠસાવવામાં આવી છે. એ મહાપુરૂષોએ પોતપોતાની પરિસ્થિતિને અનુકુળ પોતપોતાના કર્તવ્યો કર્યાં; આપણી પરિસ્થિતિને અનુકુળ આપણાં કર્તવ્યો આપણે કરવાના છે, એ તરફ કોઇએ લક્ષ આપ્યું જ નથી. મને લાગે છે કે સો સાગરને કાંઠે કાંઠે ફર્યા છે. સાગરમાં ડુબકી

મારી તેમાંથી કિંમતી મોતી કાઢનાર તો કેશર જેવા કોઈ વિરલ આત્માઓ જ છે. જો એ દેવીનો સમાગમ થયો ન હોત તો આજે મને જે માર્ગ જડયો છે તે જડત જ નહિ.' ભાણીએ કેશર માટે અનહદ ભક્તિ અને પોતાની હવે આંખ ઉઘડી હોય અને સન્માર્ગ સુઝયો હોય એવો ભાવ પ્રદર્શિત કર્યો.

'બ્હેન ! હવે તો આપણે ઘેરથી સાથે નીકળીએ છીએ અને માર્ગમાં ભેગા મળીએ છીએ એટલું જ નહિ પણ વિચારોમાં એક છીએ.' ધની ડોસીએ ભાણીના વિચારો સાથે પોતાની સહાનુભૂતિ દેખાડી.

આમ વાતો કરતા કરતા તેઓ બન્ને કેશરને ત્યાં આવી પહોંચ્યા. ત્યાં નિત્ય કરતાં સારી સંખ્યામાં લોકોની મેદની જામી હતી. વ્યાખ્યાનનો સમય થઇ ગયો હતો, કેશરબાઇએ પંચપરમેષ્ટીનું સ્મરણ કરી પોતાના પ્રવાસના વર્ણનનો આરંભ કર્યો.

સજ્જનો અને સન્નારીઓ !

ગઈ કાલે મેં તમોને કમળાની દર્દભરી કથા અને કન્યાવિક્રયના ઘાતકી રિવાજ વિષે કહ્યું હતું. આજે હું લીલાપુરની લીલાવતીની દીન દશાનું ચિત્ર તમારી સમક્ષ રજુ કરવા માગું છું.

અમે લીલાપુરની ધર્મશાળામાં ઉતારો કર્યો હતો. એ ધર્મશાળા ગામની પાસે જ હતી. ધર્મશાળા વિશાળ હતી. એક જૈન શ્રીમંતે તે બંધાવી હતી. તેમાં રહેવાની સગવડ ઉત્તમ પ્રકારની હતી. લીલાપુરના હવા પાણી અનુકુળ હોવાથી ઘણા કુટુંબો એ ધર્મશાળામાં મહીના બે મહીના કે કોઇ કોઇ તો ચાર ચાર મહીના પણ રહેતા હતા. ત્યાં રહેનારાઓ માટે ગાદલાં, ગોદડાં, વાસણો વિગેરેની પુરતી સગવડો હતી. ધર્મશાળાના વ્યવસ્થાપકે અમને એક સારો ઓરડો કાઢી આપ્યો અને જોઈતી ચીજો પુરી પાડી.

એ ધર્મશાળામાં લીલાવતી નામની સત્તર અઢાર વર્ષની એક યુવતી ધર્મશાળામાં રહેનારાઓને પાણી ભરી આપતી, વાસણો અને કપડાં ધોઇ આપતી અને તેમાંથી પોતાનો નિર્વાહ કરતી હતી. અમે ધર્મશાળામાં ઉતર્યા એટલે એ અમારી પાસે પણ આવી અને કહ્યું કે, 'જે કાંઇ કામકાજ હોય તે કહેજો; હું કરી આપીશ. આપની મરજી પડે તે આપજો.' તેને જોતાં જ મને તેની હકિકત જાણવાનું દિલ થયું. મેં તેને પુછ્યું કે, 'તું કોણ છે? તારે આ કામ શા માટે કરવું પડે છે?' તેણે કાંઇક સંકોચથી જવાબ આપ્યો, 'જૈન છું. મારૂં નામ લીલાવતી. અમે ગરીબ છીએ તેથી મજુરી કરી પેટ ભરીએ છીએ.' તેનો સંકોચ જોઇને મેં તે વખતે વધારે પુછપરછ કરવાનું માંડી વાળ્યું, પરંતુ મને લાગ્યું કે કોઈ સારા કુટુંબની પણ દુઃખી જણાય છે; તો તેને મારાથી બનતી મદદ આપવી એ મારી ફરજ છે એમ સમજીને મેં તેને કહ્યું કે, 'અમે દર્શન પુજન કરવા જઇએ છીએ. વખતે વ્યાખ્યાન સાંભળવા પણ જઇએ. એટલામાં તું પાણી ભરી, સીધું સામાન લાવી અમારા માટે રસોઈ કરી રાખજે.' તેણે ઉમંગથી ઉત્તર આપ્યોઃ 'તમે સુખેથી ધર્મધ્યાન કરજો, નિરાંતે આવજો. એટલામાં હું બધું તૈયાર કરી રાખીશ.'

લીલાવતીને સીધું સામાન લાવવા પૈસા અને ઓરડાની ચાવી આપી અમે દર્શન પુજન કરવા ગયા. મંદિરમાં અમને ખબર મળ્યા કે ઉપાશ્રયમાં એક મુનિ મહારાજજી સુયગડાંગજી સુત્ર અને ચંદ રાજાનો રાસ વાંચે છે. અમને તો ભાવતું હતું અને વૈદ્યે કહ્યું એના જેવું થયું. દર્શન પુજન કરી અમે વ્યાખ્યાન સાંભળવા ગયા. મુનિમહારાજની વ્યાખ્યાન શૈલી, તેમનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન, તેમની ન્યાયશાસ્ત્રમાં પારંગતતા વગેરે જોઈ અમને બહુ આનંદ થયો.

વ્યાખ્યાનમાં ષડદર્શનની હકિકત અને રાસમાં ચંદરાજાને કુકડો કરવામાં આવ્યો એટલી કથા તે દિવસે વંચાઇ.

મુનિરાજ વચ્ચે વચ્ચે દાખલા દલીલો આપી પોતાના વિષયને ન્યાય આપતા હતા અને શ્રોતાઓને કંટાળો ન આવે એવી કાળજી રાખતા હતા, પરંતુ મને તેથી સંતોષ ન થયો. કોઇ વૈદ્ય દર્દીઓને વૈદકનું પુસ્તક વાંચી સંભળાવે અથવા કોઇ સરજ્યન રોગીઓને વાઢકાપનું શાસ્ત્ર સંભળાવે તેમાં જેમ શ્રોતા અને વકતા બન્નેના સમયની બરબાદી થાય તેવું મને આ વ્યાખ્યાન માટે લાગ્યું. જેને વૈદ્ય થવું છે તેણેજ વૈદકના ગ્રંથ ભણવા જોઇએ અને જેને ઓપરેશનની ક્રિયામાં નિપુણ થવું છે તેને માટેજ વાઢકાપના શાસ્ત્રો છે. જેઓ દર્દીઓ છે તેમની તો ચિકિત્સા કરી, તેમના રોગનું નિદાન કરી તેમને ઔષધ આપવું જોઇએ કે વાઢકાપ કરવું જોઇએ. ગ્રંથો કે શાસ્ત્રોથી તેમને કાંઇ મતલબ નથી. જેમ શરીરના રોગ માટે તે મનના રોગો માટે છે.

પ્રજાની સ્થિતિ તપાસી તેના જે જે અંગ વ્યાધિગ્રસ્ત હે તેની ચિકિત્સા કરી અનુકુળ ઉપચાર–ઉપદેશ કરવો જોઇએ. જે પાશેર દુધ પણ પચાવી શકે તેવી સ્થિતિમાં ન હોય તેને પાંચ માવો ખવરાવવો એ જેમ દર્દીના દર્દમાં વધારો કરનારૂં છે તે પ્રમાણે જે બાળજીવો બહુ જ મંદ બુદ્ધિના હોય તેને ગૂઢ શ સંભળાવવા એ તેની બુદ્ધિને કુંઠિત કરવા જેવું છે. તેને તો યોગ્યતા પ્રમાણે સરળ ઉપદેશ આપવો જોઇએ. પરંતુ મારા વિચારો ત્યાં શું કામ લાગે ?

વ્યાખ્યાન પુરૂં થયા પછી અમે ધર્મશાળામાં આવ્યા. લ વતીએ રસોઇ તૈયાર રાખી હતી. અમે જમવા બેઠા. લીલાવતી સતી હતી. તેના શરીર પર ડામના ડાઘ જોવામાં આવ્યા. આશ્ચર્ય થયું. હું કાંઇ કારણ કલ્પી શકી નહિ. તેના જીવનની હ જાણવાની મારી જીજ્ઞાસા વધી. મેં તેને બપોરે મળવા બોલાવી

કામકાજથી પરવારી તે બપોરે આવી. મેં તેને કહ્યું: '

વતી ! તારા શરીર પર ડામના ડાઘ જોઇને તારી જીવનકથા જાણવાની મારી જીજ્ઞાસા વધી છે. તને હરકત ન હોય તો મને બધી હકિકત કહે.'

પહેલાં તો તેણે આનાકાની કરી, પરંતુ મારો અતિ આગ્રહ જોઇને તેણે પોતાની કથા નીચે પ્રમાણે વર્ણવીઃ—

'આ જ ગામમાં એક ગરીબ શ્રાવકને ત્યાં મારો જન્મ થયો છે. મારી નાની વયમાં જ મારા માતાપિતા સ્વર્ગવાસ પામ્યા. મારી માશીએ મને ઉછેરીને મોટી કરી અને બાર વર્ષની વયે એક ગરીબ શ્રાવકને ત્યાં મારા લગ્ન કર્યા. મારા પતિ મારાથી માત્ર એક વર્ષ જ મોટા છે. મારી સાસુનો સ્વભાવ બહુ જ વહેમી, ક્રોધી, ઇર્ષાળુ અને અભિમાની છે.

'એક દિવસ હું પાણી ભરીને ચાલી આવતી હતી ત્યાં અમારી શેરીના એક નફ્ટ યુવકે મારી છેડતી કરી, તે મારી સાસુના જોવામાં આવ્યું. તેમણે મને પુછયા કર્યા વિના મારા વર્તનપર જ શંકા કરી અને મને ખૂબ મારી અને એટલેથી ન ધરાતાં દશબાર ડામ પણ દીધા. હું તદ્દન બાળકી જેવી. મારૂં કોણ ? પતિ તો તદ્દન બાળક. મારી ફરિયાદ કોણ સાંભળે ? ફરિયાદ કરૂં પણ કોને ? માતાપિતા તો હતા નહિ. માશી પણ દેવલોક પામ્યા હતા. મારા પતિ હજુ કાંઇ કમાતા નથી. મારા સસરાને લકવાનો વ્યાધિ છે. એટલે હું મજુરી કરૂં છું અને તેમાંથી કુટુંબનો નિર્વાહ ચાલે છે.'

લીલાવતીએ બહુ જ ટુંકમાં પોતાની કરૂણ કથા કહી સંભળાવી. બાળલગ્નનાં કેવાં કડવાં ફળ આવે છે ? આર્ય સંસારમાં સાસુની સત્તા કેટલી હોય છે ? એ હું જોઇ શકી. મારો પોતાનો અનુભવ મને મદદરૂપ થઇ પડયો. મેં તે રાત્રે ધર્મશાળામાં સભા ભરી અને બાળલગ્ન વિષે વ્યાખ્યાન આપ્યું. બાળલગ્નથી કેવી કેવી હાનિઓ થવા પામે છે તેનો શ્રોતાઓને ખ્યાલ આપ્યો અને ભારતની

અવનતિનું એક મૂખ્ય કારણ બાળલગ્ન જ છે એ મેં શ્રોતાઓના મન પર ઠસાવ્યું. મેં એ વિષય ઉપર શ્રોતાઓને નીચેની કવિતા પણ સંભળાવી:—

( વૈદર્ભી વનમાં વલવલે–એ રાગ )

શું રે કરો જૈન બંધુઓ ! નથી કરતા વિચાર:
અંધ બની શું આચરો, હાનીકાર આચાર—શું રે. ૧

ગાડર સમ ચાલો સહુ, તજી હૃદય વિવેક:
આર્યપણું નિજ ખોઇને, મુકી બેઠા છો ટેક—શું રે. ૨

બાળકને ગણી રમકડું, પરણાવો છો નાર;
મિથ્યા કીર્ત્તિ કારણે, માથે નાખો છો ભાર—શું રે. ૩

પુષ્પ કળી ખીલ્યા વિના, જેમ તોડે કો બાળ;
શક્તિ ગુમાવે ફુલની, રહે કાંઇ ન માલ—શું રે. ૪

રત્ન ચિંતામણી પામીને, હર્ષ પામે કુંભાર;
ગર્ધભના કંઠે ધરે, ધરી મનમાં પ્યાર—શું રે. ૫

સુવર્ણથાળમાં પ્રેમથી, ભરે ધૂળ ગમાર;
અમૃતથી કો પગ ધુવે, કહો કેવો વ્યવહાર ?—શું રે. ૬

મૂઢ થયા માત તાત રે, કહું કોને આવાર;
ગજવર સમ નિજ બાળને, કરે ગર્ધભ સાર—શું રે. ૭

આર્યદેશનું રત્ન તે, પડયું મૂરખ હાથ;
કિંમત થાય ન તેહની, ઝવેરી નહી સાથ—શું રે. ૮

કુલભૂષણ કરો બાળને, આપી વિદ્યાદાન;
બાળલગ્નના પાશમાં, નહિ ભુલાવો ભાન—શું રે. ૯

આર્યદેશની ઉન્નતિ, વિદ્યા વિણ નહીં થાય;
કહે બુધજન પ્રેમથી, ધરો હૃદયની માંય—શું રે. ૧૦

જો ઇચ્છો સુખને તમે, કરો બાળ ઉદ્ધાર;
બાળલગ્નના ફંદમાં, નહીં નાખો એ સાર—શું રે. ૧૧
અનુભવ સુત્ર એ માનજો, ધરો શંકા ન ચિત્ત;
'શિવ' સુખ કારણુ બાળને, સંભાળો રે ખચિત—શું રે. ૧૨

* * *

આ કવિતા સાંભળતી વખતે શ્રોતાઓમાંથી કેટલાકોની આંખમાંથી અશ્રુની ધારા વહેતી હતી. મારા કથનની શ્રોતાજનોપર અસર થવા પામી હતી તે હું જોઇ શકી. એ અસર દૃઢ કરવા મેં નીચેનું દ્રષ્ટાંત કહી સંભળાવ્યું:—

એક ગામમાં પાસેના વનમાં એક ઋષિ ધ્યાનમગ્ન રહેતા હતા. તેમણે પોતાને માટે એક નાની ઝુંપડી બાંધી હતી. એક દિવસ પાંચ ઉંટ ઉપર કસ્તુરી લાદીને એક વણજારો ત્યાંથી નીકળ્યો. ઋષિની મઢુલી પાસે આવતાં વણઝારો એકાએક મરણ પામ્યો. ઋષિએ તેના મૃતદેહની દહનક્રિયા કરી. ઉંટો ઉપરની કસ્તુરી તેમણે પોતાની ઝુંપડીમાં એક ભાગમાં ભરી અને ઉંટોને જતા કર્યા.

થોડા દિવસ પછી ઋષિ બિમાર પડયા. નજીકના ખેતરના કેશવ નામના એક કણબીએ તેમની ખૂબ સેવા ચાકરી કરી, પરંતુ ઋષિને આરામ ન જ થયો. તેમની માંદગી વધતી ગઇ અને છેવટે તેમની જીભ પણ બંધ પડી. છેલ્લી ઘડીએ તેઓ બોલી શકયા નહિ પણ મરતાં મરતાં ઇશારો કરી તેમણે કેશવને કસ્તુરી દેખાડી અને તે લઇ જવા સુચના કરી. કેશવ કસ્તુરી ગાડામાં નાંખી લઇ ગયો. તે કસ્તુરીને ઓળખતો નહોતો એટલે તેણે તો તે ખાતર સમજી ગાજરના કયારા પાસે ઢગલો કર્યો.

બીજે દિસસે કેશવનો એક દૂરનો સગો ડાહ્યો પરદેશ ગયો હતો ત્યાંથી આવ્યો અને કેશવને ત્યાં ઉતર્યો. ડાહ્યો દાતણ કરતો બેઠો હતો ત્યાં તેને ગાડામાંથી કસ્તુરીની સુગંધ આવવા લાગી.

તેણે કેશવને ગાડામાં તે શું લાવ્યો હતો તે પૂછ્યું. કેશવે ખાતરની વાત કરી. ડાહ્યો સમજી ગયો કે કેશવ મૂર્ખ છે. તે કસ્તુરીને ઓળખતો નથી, તેને મન તો ખાતર જ છે. ડાહ્યાએ તેને કહ્યું કે એ ખાતર નથી પણ ઔષધી છે અને કયારામાં નાખીશ તો ગાજર બળી જશે.' કેશવે કહ્યું કે 'ત્યારે મને તેનો ખપ નથી. તું જોઇએ તો લઇ જા.' ડાહ્યાએ કેશવના ગાડા માગી લીધા અને કસ્તુરી પોતાને ત્યાં લઇ ગયો. તેણે કેશવને બદલામાં પાંચ રૂપીઆ આપ્યા. કેશવ તો તેથી ભારે ખુશ થયો. ડાહ્યાએ કસ્તુરી જોખી જોઇ તો તે ૧૨૫ મણ થઇ. તેણે હિસાબ કર્યો તો તે એક કરોડની મિલકત માલુમ પડી. ડાહ્યો તો જોતજોતામાં કરોડપતિ થઇ ગયો. તેણે બંગલા બંધાવ્યા, બગીચા બનાવ્યા અને નાતજાતમાં અગ્રેસર ગણાવા લાગ્યો. તેણે કરોડ રૂપીઆમાંથી લાખો રૂપીઆ પરમાર્થમાં ખર્ચ્યા. કેશવને પણ તેણે સુખી કર્યો. કેશવ તો સમજ્યો કે ડાહ્યો પરદેશમાંથી દ્રવ્ય કમાઈ લાવ્યો અને મારા પર ઉપકાર કરી મને મદદ કરે છે.

મેં શ્રોતાજનોને સમજાવ્યું કે આ દૃષ્ટાંતમાં ઋષિ એ પૂજ્ય તત્વ છે. કસ્તુરી એ બાળક છે અને કેશવ પિતા છે. કેશવ જેવા મૂર્ખ માબાપો પોતાના બાળકમાં રહેલી અનંત શકિતઓની કિંમત સમજતા નથી અને લગ્નરૂપી કયારામાં ફેંકી દઇ જીવનનું સત્વ બાળી નાખે છે. ડાહ્યા જેવા વિવેકી આત્માઓ જ કસ્તુરીની કિંમત સમજી તેનો યોગ્ય ઉપયોગ કરી સુખી થાય છે.

આ દૃષ્ટાંત ઉપરથી શ્રોતાજનોએ પોતપોતાના વર્તનની તુલના કરી લેવી.

આ પ્રસંગે બાળલગ્ન ઉપરાંત વૃદ્ધલગ્ન, રડવા કુટવાના રિવાજ, મૃત્યુ પછીનાં મિષ્ટાન્ન, ધાર્મિક મહોત્સવો, સાધુપદ, શ્રાવકપદ, સમકિત, સત્સંગ, દાન, શીયળ, તપ, ભાવ, નવ તત્વ, નય નિક્ષેપ,

ધર્મનું રહસ્ય, કર્મસ્વરૂપ–એમ ભિન્ન ભિન્ન વિષયો સંબંધી માહિતી આપી; પૂર્વ કાળના સાધુ સંતોના દૃષ્ટાંતો આપ્યા; તે વખતના આનંદ અને કામદેવ શ્રાવકોની કથા કહી સંભળાવી: સુલસા અને ચંદનબાળાની દશાના દર્શન કરાવ્યા; વર્તમાનકાળના મુનિઓ અને શ્રાવકોના વર્તનનું ભાન કરાવ્યું. મારા વ્યાખ્યાનની અસર ઘણી સારી થઈ. વ્યાખ્યાન પુરૂં થયું ત્યારે એક ભાવિક શ્રાવકે આધુનિક જૈનોની બાહ્ય અને અભ્યંતર સ્થિતિનું ચિત્ર નીચેના કાવ્યમાં રજુ કર્યું:—

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને–એ ચાલ )

પુદ્ગલ સુખની અભિલાષા ઉરમાં રહે,
આત્મિક સુખનાં કરીએ મુખથી ગાન જો;
'જૈન છીએ' એમ કહીએ સર્વને ગર્વથી,
પણ જિનવરનું નવ ધરીએ કદિ ધ્યાન જો.—પુ૦ ૧

દર્શન, પૂજન, સામાયક કરીએ સદા,
વ્રત, પચ્ચખાણો કરતાં રહે ઉલ્લાસ જો;
મુક્તિપદની પ્રાપ્તીની નવ કલ્પના,
લૌકિક સુખની રહે અંતરમાં આશ જો—પુ૦ ૨

પૌષધ ને પ્રતિક્રમણો કરીએ પર્વમાં,
વ્યાખ્યાન શ્રવણે ધરીએ ઉરમાં ભાવ જો;
યશ–કીર્તિનો હેતુ ચિત્તમાં રાખીને,
તન મન ધનનો લઇએ પ્રીતે લાવ જો—પુ૦ ૩

કેશર–ચંદનથી પ્રતિમાજી પૂજીએ,
પ્રભુકંઠે ધરીએ પુષ્પોની માળ જો;
સુગંધી ધૂપ દશાંગી નિત્ય ઉખેવીએ,
પણ માનવને દઇએ મુખથી ગાળ જો—પુ૦ ૪

'હીરા ને મોતીથી જિનજી શોભશે,'
એવું સમજી સજીએ નિત શણગાર જો;
લાખેણી આંગીથી દેવ દિપાવીએ,
અસારમાં અમે માન્યું મનમાં સાર જો— પુ૦ ૫

વીતરાગની દશા ન દિલમાં પારખી,
નિજ સમ પ્રભુને કરવા કરીએ પ્રયોગ જો;
જે વસ્તુમાં રાગ રહ્યો નવ જિનને,
તે વસ્તુઓ ધરવાનો ચિત્ત રોગ જો—પુ૦ ૬

ત્યાગ-વૈરાગ્યે વીતરાગ પ્રભુ શોભતા,
આત્મધ્યાનમાં રહેતા જે દિન રાત જો:
એ યોગીને ભોગી કરવા માગીએ,
મૂરખતાની શી કરીએ અમ વાત જો ?—પુ૦ ૭

અરિઓનું જય કરવા સ્મરવું જિનને,
વિરક્તતાના હેતુ છે વીતરાગ જો;
સાધ્યની સિદ્ધો સાધન વિણ ન બને કદિ,
એ સમજણનો કીધો ઉરથી ત્યાગ જો—પુ૦ ૮

પ્રભુ સમ થાવાની નવ ઉરમાં ભાવના,
પ્રભુને ગમતું કરવાના ન વિચાર જો;
પંચેદ્રીના વિષયોમાં સુખ લેખીએ,
આત્મિક સુખનો કર્યો ન ઉર નિરધાર જો—પુ૦ ૯

જીવાજીવ સ્વરૂપની સમજ મળે નહિ,
નય, નિક્ષેપા, પ્રમાણનું નવ જ્ઞાન જો;
દ્રવ્ય, ગુણ, પર્યાય સ્વરૂપ ન જાણીએ,
સપ્તભંગીનું અમને લેશ ન ભાન જો—પુ૦ ૧૦

જૈનેત્તર ને મિથ્યાત્વી મન માનીએ,
(પણ) નિજમાં સમકિતનાં લક્ષણ ન જણાય જો:

'મારૂં તે સારૂં' એ મનની માન્યતા
(પણ) સારૂં તે મારૂં' મનથી ન ગણાય જો—પુ૦ ૧૧

સુસંગ રંગ ન લાગ્યો મીઠો અંતરે,
કુસંગને માની બેઠા સત્સંગ જો;;
વિલાસ વૈભવમાં સુખ માની રાચીએ;
(પણ) ભગવતભક્તિનો નવ દિલમાં રંગ જો—પુ૦ ૧૨

પોષધશાળા, ઉપાશ્રયો બંધાવીએ,
ધર્મશાળા ને પાંજરાપોળે પ્રીત જો;
ધર્મસ્થાનકો ધર્મ નિમીત્તે યોજીએ,
(પણ) ભક્તિથી નવ કરીએ નિર્મલ ચિત્ત જો—પુ૦ ૧૩

'ધર્મના સ્થંભ છીએ' એમ મનમાં માનીએ,
(પણ) ધાર્મિકતાની લેશ મળે નવ ગંધ જો;
પાપી છતાં પાપી પર રોષ જ રાખીએ,
નિજ દોષો જોવામાં છીએ અંધ જો—પુ૦ ૧૪

સાધુ ધર્મના મર્મ ન જાણ્યા શાસ્ત્રથી,
મુનિવેશ નિરખી માન્યા મુનિરાજ જો;
ગચ્છ–મત–પંથ મમત્વે ગણીએ ધર્મને,
સદ્ધર્મીને દઇએ કો દિ ન સાજ જો—પુ૦ ૧૫

તિરથયાત્રા કરતાં ચિત્તમાં રાચીએ,
યાચીએ પ્રભુ પાસે ઇહલૌકિક સુખ જો;
દાન, શીયળ, તપ ને ભલી ભાવના ભાવીએ;
(પણ) ત્યાગભાવમાં લાગે દિલમાં દુઃખ જો—પુ૦ ૧૬

અઠ્ઠાઇ ઉત્સવમાં રૂચી ધરીએ અંતરે,
સ્વામીવત્સલ કરવા ઉરે ઉમંગ જો,
જિનમંદિરને સ્થાનક પ્રીતે બંધાવીએ,
(પણ) ધર્મ નિમિત્તે નમાવીએ નવે અંગ જો;—પુ૦ ૧૭

પ્રતિષ્ઠા મહોત્સવ કરતાં હરખાઇએ,
રથયાત્રામાં કરીએ મ્હોટી ધમાલ જો;
ત્રિગડાગઢની રચના કરીએ હેતથી,
પણ ચિત્તશુદ્ધિનો ન મળે કંઇ ખ્યાલ જો—પુ. ૧૮

સંઘપતિ થાવાની ઉત્કટ કામના
વિત્ત વાપરી કરીએ જગમાં નામ જો;
મંડપ, ધ્વજા, પતાકા, વરઘોડા ગમે,
અંતરંગમાં માન, લોભ ને કામ જો—પુ૦ ૧૯

દીન દુઃખીને દેખી દયા ન ઉપજે,
ગુણીને જોતાં નવ ઉપજે ઉર પ્રેમ જો;
ક્રોધ કરીને માનવને સંતાપીએ,
(પણ) એકેંદ્રી રક્ષાના લઇએ નેમ જો—પુ૦ ૨૦

જિનનાં સુત થઇ જિન સ્વરૂપ ન જાણીએ,
'જૈન'નું નામ લજાવ્યું જગમાં આજ જો;
માનવભવમાં '**શિવ**'પદ લાયક નવ થયા;
(એ) વિચારતાં અંતરમાં ઉપજે લાજ જો—પુ૦ ૨૧

આ કાવ્ય ગાતી વખતે કાવ્યનો ભાવ તેના ચહેરા ઉપર વ્યક્ત થતો હતો. શ્રોતાઓની દૃષ્ટિમાં સાંપ્રત જૈન શાસનની સાક્ષાત્ મૂર્તિ ખડી થયેલી માલુમ પડી; મને લાગ્યું કે આથી લોકો એકદમ નિરૂત્સાહી થઇ જશે અને જે કાંઇ કરે છે તે પણ કરતા અટકી જશે. તેથી તેમને ઉત્સાહ આપવા મેં કહ્યું કે આ તો લૌકિક દૃષ્ટિનું ચિત્ર છે, પરંતુ જેઓ લોકોત્તર દૃષ્ટિવાળા છે તેમની ઉચ્ચ દશાનું ચિત્ર હું તમારી પાસે રજુ કરીશ:—

રાગ ભૈરવી–તાલ ત્રિતાલ

( પાગ્યો પાગ્યો પદમણી નાર રે—એ ચાલ )

જિનવરને અનુસરનારા રે, અમે 'જૈનો' જય કરનારા—જિન

જીતનારને જિનવર કહીયે, જિનનાં સુત અમે નિજપદ લઇએ;
અરિ સંગે લડનારા રે—અમે. ૧

શત્રુંજય છે સુલભ અમને, સિદ્ધ દસ્ત છે અમ અરિદમને;
અરિનું બળ હરનારા રે—અમે. ૨

ઋષભાદિક તિર્થંકર સ્મરીયે, ગણધર મુનિવરને ન વિસરીએઃ
નવકાર મંત્ર જપનારા રે—અમે. ૩

વીર વચનને શિર પર ધરીયે, આણા ભંગ કદિ નવ કરીયે;
અભય દાન દેનારા રે—અમે. ૪

ગજસુકુમારની સમતા નિરખી, વન્દન કરીએ મનમાં હરખી;
મહાવીર ભજનારા રે—અમે. ૫

મેતારજ પર નજર અમારી, દેહની દૃષ્ટિ દઇએ નિવારી;
આત્મિક સુખ લેનારા રે—અમે. ૬

દેવને દુર્લભ નરભવ જાણી, માનવને નવ કરીએ હાની;
વિપદા વિદારનારા રે—અમે. ૭

રત્નખાણ મહીલાઓ માની, આગમમાં શ્રી વીરે વખાણી;
સતીયોને સ્તવનારા રે—અમે. ૮

કર્મ મર્મ સમજી સત્સંગે, ભોગવીએ અમ ઉદય ઉમંગે;
ઉદયાધિન રહેનારા રે—અમે. ૯

લખ્યું લલાટે મિથ્યા ન થાશે, એ શ્રદ્ધાબળ છે અમ પાસે;
મયણાસુંદરી સ્મરનારા રે—અમે. ૧૦

પરિષહ ને ઉપસર્ગો સહીએ, દુઃખ દે તેને દોષ ન દઇએ;
દુઃખમાં સુખ ગણનારા રે—અમે. ૧૧

દ્રવ્ય, ગુણ, પર્યાય પીછાણી, દેવ, ગુરૂ, સદ્ધર્મને જાણી;
મોહથી મુક્ત થનારા રે—અમે, ૧૨

સપ્તભંગી નયસપ્ત સમજીએ, **સ્યાદ્વાદે** હઠવાદને તજીએ;
**અનુ**ભવામૃત પીનારા રે—અમે. ૧૩

જડ ચેતનના ધર્મ વિચારી, સમ્યક દૃષ્ટિ કરી સુખકારી;
આત્મગુણો રચનારા રે—અમે. ૧૪

તપ જપ સંયમ ભાવે અમને, તિર્થની સેવા કરીએ સુમને;
'શીવ' પદને વરનારા રે—અમે. ૧૫

મારી કવિતાની સારી અસર થઇ. શ્રોતાઓમાં ઉત્સાહ આવ્યો. મેં તેમને કહ્યું કે પ્રત્યેક જૈને આ કવિતા મુખપાઠ કરી લેવી જોઇએ અને તેનું નિત્ય પ્રાતઃકાળે સ્મરણ કરવું કે જેથી લૌકિક દૃષ્ટિ ટળી જશે અને લોકોત્તર દૃષ્ટિનો ઉદય થશે. અત્યારે જે જીવન અધમ જણાય છે તે ઉત્તમ પ્રકારનું બની જશે.

શ્રોતાજનોએ એ કવિતા ઉતારી લીધી મારા વ્યાખ્યાન માટે તેમને જે સંતોષ થયો હતો તે તેમણે આભાર માનીને પ્રદર્શિત કર્યો.

બંધુઓ અને બહેનો !

આ પ્રમાણે લીલાપુરની લીલાવતીની કરૂણ કથા સાંભળીને મારા મન ઉપર જે અસર થઇ હતી અને તેને અંગે મેં ત્યાં જે વ્યાખ્યાન આપ્યું હતું તેનું રહસ્ય મેં તમને સંક્ષેપમાં કહી સંભળાવ્યું. મારા પ્રવાસ દરમિયાન મને ઘણું નવું નવું જાણવાનું મળ્યું છે અને મેં પણ મારા અનુભવોનો અનેક સ્થળે લાભ આપ્યો છે. એ બધા હું તમને સંભળાવવા બેસું તો મહિનાઓ જોઇએ. આપણી પાસે એટલો સમય પણ રહ્યો નથી; કેમકે આપણે હજુ **વિદ્યાકળા મહાભુવનની** સ્થાપના કરવાની રહી છે. તેને માટે મેં જે પચાસ લાખ રૂપીઆ એકઠા કર્યા છે તેની પણ હજુ વ્યવસ્થા કરવાની બાકી છે. માટે આવતી કાલથી આપણે વ્યાખ્યાનની પ્રવૃત્તિ

બંધ કરીને એ મહાભુવનની યોજના પાછળ કામે લાગવાનું છે. તાસ ગામના વતનીઓને મારૂં એટલું જ નિવેદન છે કે એ ભુવનથી માત્ર તાસ ગામનો નહિ, માત્ર ગુજરાતનો નહિ પણ સમગ્ર ભારતવર્ષનો ઉદ્ધાર થવાનો છે. માટે એ ભુવનની સ્થાપનામાં તમે સૌ તમારાથી બનતો ફાળો આપશો એવી મારી તમને સૌને પ્રાર્થના છે.

ભાઇઓ અને બ્હેનો !

આ પાંચ દિવસના વ્યાખ્યાનોમાં મેં જે કાંઇ કહ્યું છે તેનું મનન કરજો અને તે વર્તનમાં મૂકજો. મેં જે કાંઇ કહ્યું છે તે કેવળ હિત બુદ્ધિથી જ કહ્યું છે. મને કોઇ પ્રત્યે અભાવ કે દ્વેષ નથી, કોઇની લાગણી દુઃખાવવાની મારી વૃત્તિ નથી. માત્ર જિનશાસનની ઉન્નતિ અર્થે, જે કાંઇ મેં જોયું અને જે કાંઇ તેમાંથી મને જાણવાનું મળ્યું તે મેં કહી સંભળાવ્યું છે.

આજે સમય બહુ થઇ ગયો છે. તેથી હવે આજનું વ્યાખ્યાન સમાપ્ત કરૂં છું અને છેલ્લે પ્રભુ શ્રી વીરની જય બોલાવો તે પૂર્વે પુનઃ પ્રાર્થના કરૂં છું કે આવતી કાલથી સૌએ મહાભુવનની સ્થાપનાને અંગે બનતી સહાય આપવાની છે.

તે પછી પ્રભુ શ્રી વીર, જિનશાસન અને શ્રી સંઘની જય બોલાવી સૌ સૌને સ્થાને ગયા.



# પ્રકરણ ૪૯ મું

## ભારત વિદ્યા કલા મહાભુવનની સ્થાપના

તાલીસ ગામમાં ભારે ધામધુમ ચાલી રહી હતી, શહેરના રસ્તાઓ ઉપર ધજા પતાકાઓ ફરકી રહ્યા હતા. શહેરની આસપાસ તંબુઓની હાર લાગી રહી હતી. સ્વયંસેવકોની દોડાદોડ ચાલી રહી હતી. લક્ષ્મીચંદ શેઠ, ધર્મચંદ કાકા, વલ્લભ, દેવો, વગેરે મહા ઉત્સવની તૈયારીઓ કરી રહ્યા હતા. જે ભારત વિદ્યા કલા મહાભુવનની સ્થાપના માટે કેશરે પ્રવાસ કર્યો હતો અને જેને માટે તેણે રૂપીઆ પચાસ લાખનો ફાળો એકઠો કર્યો હતો તે મહાભુવનની સ્થાપના કરવાનો આ મહોત્સવ હતો. કચ્છ કાઠીયાવાડ ગુજરાત અને મુંબઇના શ્રીમંતો અને વિદ્વાનોને નિમંત્રવામાં આવ્યા હતા. ત્રણ દિવસનો જંગી જલસો ગોઠવવામાં આવ્યો હતો. મહાત્મા રામદાસના હાથે આ મહાભુવન સ્થાપવાની શુભ ક્રિયા થવાની હતી. આસપાસના ગામડાના લોકોને પણ આ મહોત્સવની ખબર આપવામાં આવી હતી. બધા મહેમાનોનો સમાવેશ થાય એવો વિશાળ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. અનેક બોધદાયક મુદ્રાલેખોથી, રાષ્ટ્રીય નેતાઓની છબીઓથી અને આશોપાલવના તોરણોથી મંડપને શણગારવામાં આવ્યો હતો.

પહેલે દિવસે જ હજારો નરનારીઓથી મંડપ ઉભરાઇ જવા લાગ્યો. મહાત્મા રામદાસજીની પધરામણી થતાં લોકોએ તેમને હર્ષનાદ, જયનાદ અને તાળીઓના ગડગડાટથી વધાવી લીધા. તેમણે

આસન લીધું એટલે બાળાઓએ પ્રભુપ્રાર્થના અને મહેમાનોના સ્વાગતના ગીતોથી કાર્યનો આરંભ કર્યો. મંત્રી શ્રી. વલ્લભભાઇએ આમંત્રણપત્રિકા વાંચી અને કેશરબાઇના પ્રવાસ અને તેમાં એકઠા થએલા ફાળાની ટુંક હકીકત રજુ કરી. લક્ષ્મીચંદ શેઠે મહેમાનોના સ્વાગતના બે શબ્દો કહ્યા અને મહાત્મા રામદાસને ભુવનની સ્થાપના કરવા વિનંતિ કરીઃ

મહાત્મા રામદાસ ભુવનની સ્થાપના કરવા ઉભા થયા ત્યારે શ્રોતાજનોએ ફરી તેમને તાળીઓ અને હર્ષનાદથી વધાવી લીધા. થોડીવારે શાંતિ ફેલાતાં મહાત્મા રામદાસજીએ ભુવનની સ્થાપનાની ક્રિયા કરતાં જણાવ્યું કે 'સજ્જનો અને સન્નારીઓ! આજે આપણા દેશમાં કળાનો નાશ થઇ રહ્યો છે. જે વિદ્યા અપાય છે તે પણ યુવાનોને નિર્માલ્ય અને ગુલામી વૃત્તિવાળા બનાવે છે, સાહસિકતા આજના યુવાનોમાં રહી નથી. બાલિકાઓની સ્થિતિ તો એથીયે ભયં-કર રીતે ખરાબ છે. તેઓને તદ્દન અજ્ઞાન રાખવામાં આવે છે. આથી આજે દેશમાં દરિદ્રતા વધતી જાય છે અને પરાધીનતા વધતી જાય છે. આ દશાનો એક જ ઉપાય દેશના હુન્નર ઉદ્યોગ અને કળા ખીલવવાં એજ છે. એથી દરેક યુવાન પોતાની બુદ્ધિના ઉપયોગથી નિર્વાહ મેળવતો થશે અને ત્યારે જ તેનામાં સાહસિકતા આવશે. નોકરીની ગુલામી વૃત્તિ તેનામાંથી નીકળી જશે. મજુરી કરવામાં તે ગૌરવ માનતો થશે. તેનું શરીર તેથી સુદૃઢ અને કસાયેલું બનશે. આવા યુવાનો ઉપર જ દેશની સ્વાધીનતાનો આધાર રાખી શકાય.

'આજે બોલવાનો કે વાતો કરવાનો સમય નથી, પરંતુ કાર્યની જરૂર છે અને આનંદની વાત છે કે કેશરબાઇએ ભાષણોથી નહિ પણ પોતાના વર્તનથી કર્ત્તવ્યનું ભાન કરાવ્યું છે. દેશમાં આવા વિદ્યા કલા ભુવનની ઘણી જરૂર છે. આવી એક જરૂરીયાતની સંસ્થાની સ્થાપના કરતાં મને અત્યંત હર્ષ થાય છે. કેશરબાઈએ જે શ્રમ ઉઠાવ્યો છે તે માટે તેમને મારા અભિનંદન છે. મને કહેવામાં આવે

છે કે પંડિત પ્રભાકરનો પણ આ કાર્યમાં ભારે હિસ્સો છે, તેમને હું ક્યાં નથી પીછાણતો ? તેઓ એક સમર્થ અને ભક્ત આત્મા છે. કેશરબાઇ અને તેમના જેવા આત્માઓ શું ન સાધી શકે ? હું આશા રાખું છું કે આ મહા ભુવનમાંથી હજારો યુવાનો અને યુવતિઓ ઉત્તમ પ્રકારની વિદ્યા કલા સંપાદન કરી ભારતનો ઉદ્ધાર કરશે. આ મહાભુવન દિન પ્રતિદિન પ્રગતિ કરો અને ચીરસ્થાયી બનો એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે. '

શ્રોતાજનોએ મહાત્મા રામદાસજીનું ટુંકું પણ સચોટ ભાષણ ' ભારતમાતકી જય ' અને ' વંદે માતરમ્ ' ના પોકારોથી વધાવી લીધું.

પંડિત પ્રભાકરે પોતાની પ્રશંસાનો નમ્રતાથી જવાબ વાળતાં જણાવ્યું કે પોતે પોતાની ફરજ ઉપરાંત કશું બજાવ્યું નથી.

તે પછી બીજા વિદ્વાનોએ પ્રસંગોચિત વિવેચનો કર્યા અને કવિઓએ ગીતોનો શ્રોતાજનોને આસ્વાદ કરાવ્યો. તે પછી સંગીતવેત્તાઓએ પોતાની પ્રસાદી શ્રોતાજનોને ચખાડી.

આમ ત્રણ દિવસ સુધી જલસાઓ ચાલ્યા અને સૌ અત્યંત આનંદ પામતા અને ભારતના ભાવિ કલ્યાણની ઝાંખી કરતા વિદાય થયા.

પંડિત પ્રભાકરને આગ્રહ કરીને કેશરબાઇએ પોતાને ત્યાં રોક્યા. કેશરબાઇના સહવાસનો તેમને અગાઉ અનુભવ થયો હતો અને અહિં તેની દિનચર્યા જોઇને તેઓ અતિ પ્રસન્ન થયા. બે દિવસ પછી તેમણે કેશરબાઇની રજા લીધી. કેશરબાઇએ તેમને વંદન કરીને કહ્યું કે, ' આપ તો મારા પિતા છો અને હું આપની પુત્રી છું, આપણો સંબંધ ધાર્મિક છે. પ્રભુ જન્મોજન્મ આપણો આવો સંબંધ રાખો. ' પંડિતજીએ સ્નેહાશ્રુભીની આંખે કેશરબાઇને આશિર્વાદ આપ્યા અને સૌ આનંદથી છુટા પડયા.

---

# પ્રકરણ ૫૦ મું

## જ્ઞાતિ સન્માન

કેશરની આટઆટલી સેવાઓ અને મહાન કાર્યો પછી કોણ તેનો વિરોધી રહી શકે ? તાસ ગામની પાટીદાર કોમની પણ તેના પ્રત્યેની લાગણી બદલાઇ. તેઓને દેવા, વલ્લભ અને કેશરબાઇને કરેલા અપમાન માટે પસ્તાવો થવા લાગ્યો. તેમનો જ્ઞાતિમાં ફરી સ્વીકાર કરવા માટે જ્ઞાતિની સભા મળી. પાંચ આગેવાનો કેશરબાઇને ત્યાં જઇ તેને, દેવાને અને વલ્લભને સન્માન સહિત સભામાં બોલાવી લાવ્યા. ધર્મચંદ કાકા અને લક્ષ્મીચંદ શેઠ પણ સભામાં હાજર હતા.

જ્ઞાતિના પટેલ રાવજીભાઇએ પોતાના પટેલ પદનું રાજીનામું આપતાં જણાવ્યું કે, 'પરાપૂર્વથી પટેલનું પદ દેવાભાઇના કુટુંબનું છે. પટેલની પાઘડી જ્ઞાતિ એમને જ બંધાવે એવી મારી જ્ઞાતિને વિનંતિ છે.' પરંતુ દેવાભાઇએ એ જવાબદારી ઉઠાવવાની ના પાડતાં જણાવ્યું કે, 'મને માફ કરો, મારાથી હવે એ ખટપટ થઇ શકશે નહિ.' જ્ઞાતિએ તેમને ઘણો આગ્રહ કર્યો પરંતુ તેમણે વિનયપૂર્વક એ પદનો અસ્વીકાર કર્યો. છેવટે ધર્મચંદ કાકાએ વચલો માર્ગ કાઢ્યો કે, પટેલની પદવી દેવાભાઇના સુપુત્ર રામુને આપવી. સૌએ એ સુચના કબુલ રાખી અને એ રીતે પટેલાઇ દેવાભાઇને ત્યાંજ આવી. જ્ઞાતિએ દેવાભાઇ, વલ્લભ અને કેશરનો બહિષ્કાર કરવા બદલ દીલગીરી દર્શાવી અને ત્રણે જણાની ક્ષમા યાચી તેમને ફરી જ્ઞાતિમાં

લીધા. કેશરબાઈએ નમ્રતાથી જવાબ આપ્યો કે 'એમાં અમાઃ અપમાન કરવા જેવું કાંઇ નહોતું. એ તો મતભેદનો વિષય હતો જ્ઞાતિજનો એમ માનતા કે અમે જૈન ધર્મ સ્વીકાર્યો એમાં અભૂલ કરી છે. અમે એમ માનતા કે જ્ઞાતિનો એ વિષય નથી. આજે જ્ઞાતિની સમજ બદલાઇ તે બદલ તેને મારા અભિનંદન છે અમને જ્ઞાતિ ફરી સ્વીકારે છે તે માટે અમે તેમનો આભા માનીએ છીએ.'

સભા વિસર્જન થતાં પહેલાં રાવજીભાઇએ એવી સુચના કરી કે ગુજરાતના પાટિદારોની એક પરિષદ્ તાસગામ મુકામે ભરવી અને તેનું પ્રમુખસ્થાન કેશરબાઇને આપવું. સૌએ એ સુચના વધાવી લીધી અને પરિષદ્ ભરવાનો ઠરાવ કરવામાં આવ્યો. લક્ષ્મીચંદ શેઠે પરિષદ્ના ખર્ચ માટે રૂપીયા વીસ હજાર આપવાનું જણાવ્યું. પાટીદારોએ એ ઉદારતાનો આભાર પૂર્વક સ્વીકાર કર્યો અને તે જ વખતે સત્કાર સમિતિની નીમણુંક કરી આમંત્રણપત્રિકાઓ મોકલવાનું ઠરાવવામાં આવ્યું.

આ પ્રમાણે પાટીદાર પરિષદ્ની તૈયારીઓ કરી જ્ઞાતિની સભા વિસર્જન થઈ.



# પ્રકરણ ૫૧ મું

## પાટીદાર પરિષદ

થોડા સમયમાં તાસગામની પ્રજાને આંગણે બીજો ઉત્સવ મંડાયો. પાટીદાર પરિષદની તૈયારીઓ ચાલી રહી હતી. દશ પંદર હજાર પાટીદારો તાસગામના મહેમાન થવાના હતા. તે માટે ઉતારાઓ અને ખાવાપીવાની સગવડ થઇ રહી હતી. જેમ જેમ પાટીદાર પ્રતિનિધિઓ આવતા જતા હતા તેમ તેમ સ્વયંસેવકો તેમના ઉતારા વગેરેનો બંદોબસ્ત કરી રહ્યા હતા. બે દિવસનો જલસો ગોઠવાયો હતો.

પરિષદની બેઠક માટે વિશાળ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. પાટીદાર બ્હેનો માટે ખાસ સગવડ કરવામાં આવી હતી.

પરિષદની બેઠકનો સમય ૧૧ થી ૫ નો હતો. આજે કલાક પહેલાં મંડપ ચિક્કાર ભરાઇ ગયો છે. સર્વત્ર ઉત્સાહ અને આનંદ નજરે પડે છે. પ્રમુખ શ્રી કેશરબાઇ મંડપમાં પધારતાં સભાજનોએ ઉભા થઇ હર્ષનાદથી તેમનો સત્કાર કર્યો.

પ્રારંભમાં બાળાઓએ પ્રભુસ્તુતિ ગાઇ અને પછી મહેમાનોના સત્કારનું ગીત ગાયું. શ્રી વલ્લભભાઇએ પરિષદની આમંત્રણપત્રિકા વાંચી અને દેવાભાઇએ મહેમાનોનું સ્વાગત કરનારૂં ટુંક વિવેચન કર્યું

કેશરબાઇએ પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં કેળવણી, સ્ત્રી-સ્વાતંત્ર્ય, બાળલગ્ન પ્રતિબંધ, વૃદ્ધલગ્ન અને કન્યાવિક્રય પ્રતિબંધ, સ્વદેશી વ્રત, ભ્રાતૃભાવ વગેરે વિષયોનો સમાવેશ કર્યો હતો. તેમના ઉચ્ચ અને મનનીય વિચારોથી શ્રોતાજનો મુગ્ધ થયા હતા.

એજ રાત્રે પરિષદ્ તરફથી કેશરબાઇને માનપત્ર આપવાનો

મેળાવડો કરવામાં આવ્યો. માનપત્રમાં કેશરબાઇના ગુણોની મુક્ત કંઠે પ્રશંસા કરવામાં આવી હતી અને તેમના પ્રયત્નોથી તાસગામમાં જે સંસ્થાઓ ઉભી થઇ હતી તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

કેશરબાઇએ તેનો ટુંકમાં જવાબ વાળતાં પરિષદ્‌નો ઉપકાર માન્યો હતો અને જણાવ્યું હતું કે, અહિં જે જે સંસ્થાઓ સ્થાપવામાં આવી છે તે બદલ પરિષદે મારો નહિ, પણ મારા ધર્મપિતા લક્ષ્મીચંદ શેઠનો આભાર માનવાનો છે, કેમકે તમામ સંસ્થાઓ તેમની ઉદારતાનું પરિણામ છે.'

પાનગુલાબ લઇ મેળાવડો વિસર્જન થયો હતો.

પરિષદ્‌ની બીજા દિવસની બેઠક બપોરના ૧૧ વાગે શરૂ થઇ હતી. તે દિવસની બેઠકમાં કેળવણી, કન્યાવિક્રય, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, ખોટાં ખર્ચો, સ્વદેશી, ભ્રાતૃભાવ વગેરે વિષયો ઉપર વ્યાખ્યાનો થયા હતા અને ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

પરિષદનું કાર્ય નિર્વિઘ્ને પુરૂં થતાં પ્રમુખશ્રી કેશરબાઇએ ઉપસંહાર કરતાં **ઘટ મંદિરમાં આવો રે, સાચો જૈની તે જ ગણાયે** અને **ઠરી અવરને ઠાર, એ છે જિનવર આગમ સાર** એ પદો ગાઇ સંભળાવ્યા હતા અને જણાવ્યું હતું કે મારા ગુરૂરાજ શ્રી **ચિદાનંદજી** મહારાજે મારા હૃદયમાં **ઠરી અવરને ઠાર** એ પદથી જે બીજ વાવ્યાં હતાં તે વૃક્ષરૂપે થઇ સૌને મધુર ફળો આપો એવી પ્રભુ પાસે હું પ્રાર્થના કરૂં છું. તમને સૌને પણ મારી વિનંતિ છે કે આ પદો તમે મુખપાઠ કરી, તેનું નિત્ય સ્મરણ કરજો. મારી ખાત્રી છે કે એ પદાંનાં સ્મરણ, મનન અને નિદિધ્યાસથી તમારા જીવન સ્વર્ગીય બની જશે. એ પદોની છાપેલી નકલો તમને વહેંચી છે, છતાં જેમને ન મળી હોય તે વલ્લભભાઇ પાસેથી મેળવી લેજો.'

છેલ્લે કેશરબાઇની જય બોલાવી પરિષદનું કાર્ય સમાપ્ત કરવામાં આવ્યું. સૌ મહેમાનો પોતપોતાને સ્થાને વિદાય થયા.

# પ્રકરણ ૫૨ મું

## લગ્ન

આજે કેશરબાઇને ત્યાં લગ્ન મહોત્સવ છે. આંગણામાં માંડવો બંધાયો છે. સ્ત્રીઓ ગીતો ગાઇ રહી છે. સગાં વહાલાઓ સુંદર વસ્ત્રાભૂષણોથી મઢ.. થઇ દોડાદોડ કરતા દેખાય છે. ઢોલીએ નગારા અને શરણાઇના મીઠા સુર સંભળાય છે. સૌ મિષ્ટાન્નની મોજ ઉડાવે છે. જાણે દેવલોકમાં હોય તેવા સુખનો સૌ અનુભવ કરતા નજરે પડે છે. જો કોઇને આશ્ચર્ય કે આનંદ કે ઉત્સાહ ન હોય તો તે એક કેશર છે. તેના મનથી આ કાંઇ નવું નથી. અનંતકાળથી જીવ લગ્નમહોત્સવો અનંત વાર કરતો આવ્યો છે એમ તે માને છે. ઘણીએ બ્હેનો તેને શીખામણ આપે છે, પરંતુ તેમને સૌને કેશરબાઈ એકજ ઉત્તર આપે છે કે, 'પશુ પક્ષીઓ પણ સંતાનોના માતા પિતા બને છે. તેમના લગ્ન પ્રસંગે માંડવા બંધાતા નથી, ગીતો ગવાતા નથી કે વાજાં વાગતાં નથી, પરંતુ લગ્નનું જે પરિણામ આવતું જોઇએ તે તો તેમનામાં પણ આપણે નજરે જોઇએ છીએ. માત્ર મનુષ્ય જ શા માટે બુદ્ધિ ખોઇને નકામી ધાંધલ કરી મુકે છે એજ સમજાતું નથી.' કેશરના આ ઉત્તરથી શીખામણ આપનારી બ્હેનો નિરૂત્તર બનતી.

આજે કેશરના પુત્ર રામુના લગ્ન છે. રામુની ઉમ્મર ૧૮ વર્ષની છે. તેણે ગુજરાતી, અંગ્રેજી અને સંસ્કૃતનો અભ્યાસ કર્યો છે. ધર્મના સંસ્કારો તેને તેની માતા પાસેથી મળી ચુકયા છે. નીતિ અને સદાચાર તો બાળપણથી તેના જીવનમાં ઉતર્યા છે. વિનય અને વિવેકથી તો તે ઘડાયો છે.

વીરપુરના પાટીદાર ગૃહસ્થ શીવાભાઇની લક્ષ્મી નામની ૧૪ વર્ષની પુત્રી સાથે રામુના લગ્ન થવાના છે. લક્ષ્મી પણ ગુજરાતી પાંચ ચોપડી ભણી છે, શરીરે ગૌરવવર્ણી છે, તેનું શરીર ઘાટીલું અને નિરોગી છે. સ્વભાવે તે શાંત, સુશીલ અને વિનયી છે.

એક દિવસમાં લગ્ન સમાપ્ત કરવાની કેશરે ગોઠવણ કરી છે. તેને ઝાઝી ધમાલ પસંદ નથી અને ખોટાં ખર્ચો કરવા પણ તે ચાહતી નથી. લગ્ન પ્રસંગે ગામની કન્યાઓને અને શાળાના વિદ્યાર્થીઓને કપડાં, પુસ્તકો અને પેંડા આપીને કેળવણી પ્રત્યેનો પોતાનો ચાહ તેણે દેખાડી આપ્યો. દીન દુઃખીઓને સહાયતા આપીને દયાના કેશરે દર્શન કરાવ્યા. તે લગ્નના દરેક કાયમાં ભાગ લેતી અને છતાં તે બધાથી નિર્લેપ રહેતી. તે દરેક કર્મનો મર્મ સમજતી છતાં એ સર્વથી તે અલિપ્ત રહેતી. તેની આવી વિરકત સ્થિતિ જોઇને સુજ્ઞ પુરૂષો પણ આશ્ચર્ય મુગ્ધ બનતા.

લગ્નની ક્રિયાઓ અને રીત ભાતોમાં કેશરે ઘણીજ સુધારણા કરી હતી. દારૂખાનું ફોડવું એ તેને મન કસાઇખાના સમાન ભયંકર હિંસક લાગતું. લગ્ન પ્રસંગે વેશ્યાના નાચ કરાવવા એને તે વ્યભિચાર ફેલાવવા સમાન ગણતી. જેઓ પેતાને ત્યાં વેશ્યાના નાચ કરાવે છે તેઓ પોતાના સંતાનો અને સંબંધીઓને વ્યભિચારનું શિક્ષણ આપે છે એવો કેશરનો અભિપ્રાય હતો. આવી એક પણ અઘટીત ક્રિયા કેશરને ત્યાં સંભવિતજ નહોતી. લગ્ન પ્રસંગે થતા કલેશ કે કંકાસ પણ કેશરે થવા દીધા નહોતા. એવા એક પણ પ્રસંગ તેણે ઉપસ્થિત થવા દીધો નહોતો.

લગ્નને અંતે સૌ આનંદ પૂર્વક પોતપોતાને સ્થાને વિદાય થયા પણ સૌને કબુલ કરવું પડયું કે 'ગમે તેમ છે પણ કેશર બુદ્ધિવાન તો ખરી: એમાં બે મત નથી.'

---

# પ્રકરણ ૫૩ મું

## સ્વર્ગ

'**મા**જી ! આજે ભાદરવા સુદ ૧ છે. હું વરઘોડામાં જાઉં ?' લક્ષ્મીએ પોતાની સાસુ કેશરની પરવાનગી માગી.

'દીકરી ! મારી ના નથી. પરંતુ હવે વરઘોડાનો હેતુ રહ્યો નથી. હવે તો એ રૂઢી માત્ર છે. પ્રભુના વચનો પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધા દેખાડવાનો આ પ્રસંગ છે. જે વચનોથી કરોડો ભાવિ જીવો મુક્તિ પ્રાપ્ત કરી શકયા છે તે વચનોનું મહાત્મ્ય વધારવા પુજ્ય ગુરૂવર્યોએ આ વરઘોડાની પ્રથા પાડી છે, પણ આજકાલ તો પોથી એટલે શું ? એ કોઇ જાણતું નથી. અને વરઘોડાનો હેતુ શો છે ? એ પણ કોઇ સમજતું નથી, આ તો ' આંધળો આંધળાને દોરે ' એવી ગતિ છે. આજે તો સારા દાગીના પહેરવા અને સુંદર વસ્ત્રો શરીરે ધારણ કરવા સિવાય કશો ઉદ્દેશ રહ્યો નથી. આવા ધાર્મિક પ્રસંગે પણ કેટલાક કુટિલ કામીઓ સ્ત્રીઓના રૂપરંગ જોવાની પોતાની વાસના તૃપ્ત કરે છે અને પ્રસંગ આવે તો છેડતી પણ કરે છે.' કેશરે વરઘોડાનો મર્મ સમજાવતાં કહ્યું.

' માજી ! તો મારે કાંઇ વરઘોડામાં જવું નથી. હું ઘેર બેસીનેજ પોથી વાંચીશ ' લક્ષ્મીએ પોતાની વિવેક બુદ્ધિનું દર્શન કરાવ્યું.

' મને એ બહુ ગમ્યું. વરઘોડામાં જનારા ખોશે અને તું ઘેર બેઠા જરૂર ખાટીશ ' કેશરે સંતોષ જાહેર કર્યો.

કેશરના ઘરમાં નીતિ, સદાચાર, ચારિત્ર, વિનય, વિવેક, ધર્મ, શાંતિ, સમતા, સુખ, આનંદ જે કહો તે સર્વ છે.

દરરોજ પ્રાતઃકાળમાં કેશર પોતાના પતિને પગે લાગે છે અને લક્ષ્મી સાસુ સસરાને તથા રામુ માતા પિતાને પગે લાગે છે. તે પછી સૌ ધર્મ ધ્યાનમાં લાગી જાય છે. પ્રભુસ્મરણ, ભજન, કિર્તન, વાંચન, મનન વગેરે ધાર્મિક ક્રિયાઓ નિયમિતપણે દરરોજ એક કલાક ચાલે છે. તે પછી સૌ પોતપોતાને કામે વળગે છે. જાણે સૌ મુંગા હોય તેમ વગર બોલ્યે સૌ કામમાં ગુંથાઇ જાય છે. કેશરબાઇને ત્યાં કલેશ કે કંકાસ હોયજ શાનો ? જેના ઘરની દિવાલો અને પથ્થરોમાં પણ શાંતિ ભરેલી દેખાય તેની વાણીમાં નમ્રતા, પ્રીતિ અને વિવેક દેખાઇ આવે એમાં શું આશ્ચર્ય ! એ ઘરની ભાષાજ સૌને કંઇ જુદાજ પ્રકારની લાગે, એ ઘરનું વર્તન સૌને અનેરૂં ભાસે.

જો કોઇ પૂછે કે ‘ માનવલોકમાં સ્વર્ગ કયાં છે ?’ તો કોઇ પણ સુજ્ઞ પુરૂષ તેનો એજ જવાબ આપે કે, ‘ કેશરને ત્યાં. ’

કેશરનું ઘર એ સાધારણ ઘર નથી પણ દેવ મંદિર છે–ગુરૂ મંદિર છે–ધર્મ મંદિર છે. કેશરબાઇ હંમેશા કહેતી કે ‘ જે દિવસે આપણા ઘરમાં કલેશ થશે કે કોઇની નિંદા કે વિકથા કે પરની કુથલી થશે તે દિવસથી આપણા ઘરમાં સેતાન પ્રવેશ કરશે અને તે દિવસથી સુખશાંતિ અને આનંદ પલાયન કરી જશે. આ ઘરમાં તો પ્રભુનો–ગુરૂનો વાસ છે. અણુ અણુમાં તેઓ વસી રહ્યા છે. અનીતિ કે દુરાચાર આ ઘરમાં થાય તો પ્રભુ અને ગુરૂની આશાતના થાય અને એવી આશાતના કરતાં તો હું મૃત્યુને વધારે પસંદ કરૂં છું.’

કેશરની આ ભાવના ઘરના સઘળા માણસોમાં ઉતરી હતી અને તેથી માનવલોકમાં તેનું ઘર સ્વર્ગ સમાન બન્યું હતું.



# પ્રકરણ ૫૪ મું

## જેવી ભાવના તેવી સિદ્ધિ

દેવાનું ચિત્ત આજે અસ્વસ્થ છે, આજે તેના દિલમાં શાંતિ નથી. તેના જીવમાં આજે પ્રાણ નથી. તેની પ્રાણસમી પત્ની કેશર આજે માંદગીને બિછાને છે.

મોતીચંદ શેઠનું ભાતું ખાઇને કેશર પોતાને પિયર ગઇ હતી અને ત્યાંથી પાછી પોતાને ઘેર આવી હતી એ વાતને આજે બાર વર્ષ વીતી ગયાં છે. એ બાર વર્ષમાં તેણે અનેક વખત મોતીચંદ, ન્યાલચંદ અને ચંપાનું સ્મરણ કર્યું હતું. તેણે પોતાના પતિને પણ એ પ્રસંગની વાત અથથી ઇતિ પર્યંત કરી હતી.

રામજી આજે પચીસ વર્ષનો યુવાન થયો છે. તેના લગ્નને પણ આજે છ સાત વર્ષ થઇ ગયાં છે. સાક્ષાત્ લક્ષ્મી સમાન લક્ષ્મી પતિને દેવ સમજી પુજે છે. રામજી પણ પોતાના માતાપિતાને દેવ સમાન સમજી સેવા કરે છે. તેજ પ્રમાણે લક્ષ્મી પણ પ્રેમથી તેમની આજ્ઞાનું પાલન કરે છે.

પાટીદાર કોમમાં કેશરનું ઘર દેવ મંદિર મનાય છે. આખા ગામમાં તે ધાર્મિક કુટુંબ ગણાય છે, તેમના ઘરમાં સંપ, શાંતિ, સદાચાર, ભક્તિ, સત્સંગ અને સદ્ગ્રંથોનું સેવન જોઈ સૌ તેમને ઉંચ કોટિના આત્મા લેખે છે.

કેશરના તો રૂંવાડે રૂંવાડે અને અણુએ અણુમાં ઠરી અવરને

**ઠાર એ છે જિનવર આગમસાર** એ પદ લખાઇ ગયું છે. જાગ્રતિ કે સ્વપ્નમાં પણ તે એજ પદો ગાયા કરે છે.

તાસ ગામની આસપાસ પણ બધે કેશરની કીર્તિ ફેલાઇ છે. પ્રથમ થોડો સમય પાટીદાર કોમમાં તેની નિંદા થતી, પણ જેમ જેમ સમય પસાર થતો ગયો અને જેમ જેમ લોકો તેના સમાગમમાં આવતા ગયા તેમ તેમ તેમની ભાવના બદલાતી ગઈ. કેશરને જોયા પછી તો સૌ કોઇને એમજ લાગતું કે તે તો ધર્મની સાક્ષાત મૂર્તિ જ છે, શાંતિ તો તેને વરી ચુકી છે. બુદ્ધિનો તો તે ભંડાર છે: ડહાપણનો તો જાણે તેણે ઇજારો રાખ્યો છે, સલાહ તો એનીજ પુછાય, આજ્ઞા તો એજ કરી શકે. તેને જોયા પછી સૌનો રોષ શમી જતો.

પાડોસમાં પણ ક્યાંય કજીઓ કંકાસ થાય તો કેશર ત્યાં જતી કે શાંતિ થઇ જતી. અને કેશર તેમને **ઠરો અવરને ઠારનો** મર્મ સમજાવતી. આડોશી પાડોશીમાં કેશરની છાપ પડતી. તેને ધાર્મિક સમજી સૌ માન આપતા. સાધુસંતોની પધરામણી પણ કેશરને ત્યાં થતી.

કેશર પણ કદી નવરી બેસી ન રહેતી. તેના મનમાં રટણ ચાલ્યાજ કરતું. આર્ત કે રૌદ્ર ધ્યાન તેને કદી થતુંજ નહિ. તે અહોનીશ ધર્મ ધ્યાનમાં જ રહેતી. તેનું ઘર, ઓશરી, આંગણું અને ખેતર તમામ મંદીર અને ઉપાશ્રય થઇ ગયું હતું. કેશર ગમે તે કામ કરતી હોય પણ તેના મનમાં તો ધર્મભાવનાનું ચિંતન ચાલતુંજ હોય. એ રીતે જીવન પસાર કરતાં તે અપુર્વ શાંતિ અનુભવતી. તેની આંખોમાં અમી ભર્યું હતું. તેની વાણીમાં સાકર જેવી મીઠાશ ભરી હતી. તેની મુખાકૃતિ મધુર અને શાંતિદાયક હતી. કવિત્વ-શકિત તેનામાં સહજ આવી ગઇ હતી. તે સહેજે કાંઈ બોલતી તો કવિતા બની જતી. એ રીતે તેણે અનેક પદો રચ્યાં હતાં. તેના પદોમાં શબ્દલાલીત્ય કે ઝડઝમક નહોતી, પરંતુ ભાવ પુરે પુરો આવતો.

કેશરની વય અત્યારે ૪૨ વર્ષની છે, લગભગ ૭ મહિનાથી તે

માંદગીને બીછાને છે. દવાઓ કરવામાં દેવાએ કાંઇ બાકી રાખી નથી. છતાં કેશરનું શરીર દીનપ્રતિદીન ઘસાતું જતું હતું. કોઇ ઉપાય કામ આવતો નહતો. દેવો. વલ્લભ, રામુ અને લક્ષ્મી તેની સેવાચાકરીમાં કશા મણા રાખતા નથી! ગામના લોકો પણ કેશરને જલદી આરામ થાય તે માટે પ્રભુપ્રાર્થના કરે છે અને કંઇક આશા રાખે છે. અનેક વૈદ્યોના અનેક ઉપચારો કર્યા પરંતુ કેશરને આરામ જણાતો નથી. સૌના હૃદયમાં નિરાશાનાં વાદળાં ઘેરાયાં છે.

સવાર, બપોર કે સાંજ જ્યારે જુઓ ત્યારે ધર્મચંદ કાકા કે કમળાકાકી તેના બિછાના પાસે હાજર જ હોય. આ બધો સમય કેશર તો ધર્મચર્ચાજ કર્યા કરતી. ભજનો ગવાતાં હોય કે ધર્મ-પુસ્તક વંચાતું હોય. શાંતિના આટઆટલા ઉપાયો છતાં કેશરના દિલમાં એક અશાંતિ રહ્યા કરતી હતી. આજે તો તેણે નીચે પ્રમાણે પ્રભુ પ્રાર્થના કરી:—

( ના રે પ્રભુ નહિ માનું—એ દેશી )

પ્રભુ છો મારા આધાર, ઇચ્છા પુરો રે;<br>
ચિંતામણી સમ સુખકાર, ઇચ્છા પુરો રે.<br>
ચિદાનંદ ગુરૂરાજથી રે, લહ્યો ધર્મ સુખકાર રે;<br>
આગમનો એ સાર હું સમજી, કરી અવરને દાર<br>
—ઇચ્છા. ૧

હીરા, માણેક મોતી કરતાં, ધર્મનો મહીમા અપાર રે:<br>
રહી સદા સાવધ જીવનમાં, (તોયે) કરજ કર્યું કિરતાર<br>
—ઇચ્છા. ૨

વડલા હેઠે ખાતું બાંધ્યું, તે કેમ ભૂલું નાથ રે :<br>
બદલો દિધા વિણ મરવાની, એ પસ્તાવો સાથ<br>
—ઇચ્છા. ૩

કરજ કરીને મરવા સુતી, રંકોમાં સરદાર રે;
ધિઃક ધિઃક મારો જન્મ પ્રભુજી, છે લાગ્યો ફિટકાર
—દયાળા. ૪

બાર વર્ષ વીત્યાં પણ દિલથી ભૂલી નવ એક દિન રે;
વડલા નીચે બેસી જપું છું, એજ તરંગે લીન
—દયાળા. ૫

માગું ભક્તિથી જગ સ્વામી, બદલો આપું આજ રે:
કરજ મુક્ત કરો નાથ દયાળુ, આપો સત્વર સાજ
—દયાળા. ૬

મોતીચંદ કે ન્યાલચંદને, દર્શાવો એક વાર રે;
શુદ્ધ હૃદયથી સેવા કરીને, પ્રાણ તજું નિરધાર
—દયાળા. ૭

કેશરની પ્રાર્થના પ્રભુએ સાંભળી હોય તેમ એકાએક એક સીપાઇ એક યુવાનને પકડી લાવ્યો અને કેશરબાઇને પૂછ્યું કે 'આ યુવકને તમે ઓળખો છો ?' કેશર તે યુવાનને ઓળખી ન શકી, પરંતુ યુવકે તરત જ કહ્યું કે 'બ્હેન ! તમે નથી ઓળખતા ? હું દેવપુરના રહેવાશી મોતીચંદ શેઠનો પુત્ર ન્યાલચંદ.' એ શબ્દો સાંભળતાં જ કેશરના શરીરમાં જાણે નવું જોમ આવ્યું હોય તેમ તે એકદમ બેઠી થઇ ગઈ અને ન્યાલચંદને ભેટી પડી અને તેને આ સ્થિતિ થવાનું કારણ પુછ્યું. ન્યાલચંદે ખુલાસો કરતાં જણાવ્યું કે, 'હું મારે સાસરે મારી વહુને તેડવા જતો હતો. એટલામાં અહિંથી બે ગાઉ ઉપર નદી પાસે ચોરો મળ્યા. તેમણે મારૂં સર્વસ્વ લુંટી લીધું અને મને એક ઝાડ સાથે બાંધી દીધો. બીજે દિવસે સવારે ખેતરે જતા ખેડુતોએ મને જોયો ત્યારે તેમણે મને છોડયો. હું મારા વિતકની ફરિઆદ પોલીસને કરવા જતો હતો ત્યાં માર્ગમાં જ આ સીપાઈ મળ્યો અને

તેણે મારો દેખાવ જોઇને વહેમાઇને મનેજ ચોર ધારીને પકડયો. હું ગભરાઈ ગયો તેથી તેના મનનું સમાધાન ન કરી શકયો. તેણે આ ગામનું નામ દીધું ત્યારે મને તમારૂં સ્મરણ થયું અને મેં તમારી ઓળખાણ આપવાનું પોલીસને કહ્યું તેથી તે મને અહિ લઈ આવ્યો છે.' કેશરને તો ગામમાં સૌ ઓળખતું હતું. તેણે સીપાઇને કહ્યું કે 'હું આ યુવાનને ઓળખું છું. તમે એને છોડી મૂકો. હું, મારા પતિ, પુત્ર, ગાય, ભેંસ, બળદ, ઘર, ખેતર, ગાડું જે જોઇએ તે જામીનમાં રાખો.' સીપાઇએ તરત જ ન્યાલચંદને છુટો કર્યો. કેશરબાઇના હર્ષનો તો પાર રહ્યો નહિ. પ્રભુએ મારી પ્રાર્થના સાંભળી એમજ કેશરને લાગ્યું. હર્ષમાં ને હર્ષમાં તેને મૂર્છા આવી ગઇ. ખરૂં છે કે 'જેવી ભાવના તેવી સિદ્ધિ.'



# પ્રકરણ ૫૫ મું

## પ્રતિજ્ઞા

ન્યાલચંદને જોઇને કેશર હર્ષાવેશથી મૂર્છિત થઈ ગઇ હતી. એક તો મહીનાઓ થયાં બિમાર હતી અને તેમાં તેને મૂર્છા આવી. સૌના ગભરાટનો પાર રહ્યો નહિ. કેશરના જીવન વિષે સૌને ચિંતા થવા લાગી. પરંતુ બે કલાક પછી કેશરે આંખ ઉઘાડી અને ન્યાલચંદને પોતાની પાસે બોલાવીને મોતીચંદ અને ચંપાના કુશળ સમાચાર પુછ્યા. ન્યાલચંદે કુશળ સમાચાર આપતાં જણાવ્યું કે 'ભકત જેમ પ્રભુને ચાહે તેમ પિતાજી તમારૂં સ્મરણ કરે છે. એવો એક પણ ધાર્મિક પ્રસંગ નહિ ગયો હોય કે જ્યારે તેમણે તમને યાદ કર્યા ન હોય.' આ સાંભળી કેશરની આંખમાં ફરી આનંદાશ્રુઓ ઉભરાઇ આવ્યા. તેણે ધીમેથી બોલવાનું શરૂ કર્યું, 'ભાઈ! મેં તો પ્રભુ કરતાં તમને ત્રણને મનમાં વધારે સંભાર્યા છે, કારણ કે મારે માથે તમારૂં કરજ હતું. મારે તે કરજ ઉતારવું હતું. પ્રભુએ મારી પ્રાર્થના સાંભળી. હવે હું સુખથી મરીશ.' આટલું બોલી તેણે પોતાના પતિને પાસે બોલાવીને કહ્યું.—

(દાસ પર દયા લાવો રે—એ દેશી)

પ્રાણજીવન પ્રિય પ્યારા રે અંત સમયની અરજી
અંતરમાં ઉતારો.................. ...
તીર્થ ગણ્યા મેં તમને મનમાં, પ્રભુ રૂપે પધરાવ્યા તનમાં;
દીન દાસીપર દયા હૃદયમાં ધારો રે—અંત. ૧.

ટાઢ તાપમાં દુઃખ નવ માન્યું, દળવામાં મેં તો સુખ જાણ્યું:
તપ્ત હૃદયને મરતાં મરતાં ઠારો રે—અંત૦ ૨

જીવનભર મેં સેવા કીધી, એક પાઇ પણ કદી ન લીધી:
ઇષ્ટ દાન આપીને ભવથી તારો રે—અંત૦ ૩

ન્યાલચંદ મમ બંધુ સાચો, ધર્મ સંબંધ ન ગણજો કાચો;
ઉપકારીનો તે દિન કદી ન વિસારો રે—અંત૦ ૪

તન ધન અર્પી સેવા કરજો, વિપદ વહોરતાં લેશ ન ડરજો;
ઉદાર દિલથી આ અરજી સ્વીકારો રે—અંત૦ ૫

દેવો કેશરના આ શબ્દો સાંભળતો હતો અને શબ્દે શબ્દે તેનું અંતર ચિરાતું હતું. તેણે પત્નીને આશ્વાસન આપતાં કહ્યું કે, ' મહાસતી ! મારા માટે તો તું પ્રભુ સમાન છે. તારી આજ્ઞા એ મારે મન પ્રભુની આજ્ઞા છે. વધારે શું કહું ? હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે વનવન ભટકીશ, પચાસ હજાર સોનૈયા તમામ ખર્ચી નાખીશ, છેલ્લે ફકીરી લઇશ પણ ન્યાલચંદની ચોરીનો માલ શોધી કહાડીશ. તારા સંબંધીઓ તે મારા સંબંધીઓ. તારા પ્રભુ તે મારા પ્રભુ; તારા ગુરૂ તે મારા ગુરૂ અને તારો ધર્મ તે મારો ધર્મ. તારી શક્તિ તો મારામાં નહિ આવે પણ તારી ભક્તિ તો મારામાં જરૂર પ્રવેશ કરશે. વધારે શું કહું ? દેવી ! પણ મારી પ્રતિજ્ઞા છે કેઃ—

( માતા મરૂ દેવાના નંદ—એ દેશી )

મારા જીવનની તું જ્યોત, અસ્ત થતાં થાશે અંધારૂં,
નવ રહેશે ઉદ્યોત.

પ્રાણપ્યારી, તવ વચન વિચારી, નેત્રે આવે નીર;
પ્રેમમૂર્તિ સતી જીવન તારૂં, સ્મરતાં થાયે પીડ—મારા. ૧

જીંદગીની સાથી સતી શાણી, ભૂલું નવ તવ સેવ;
સીતા દમયંતી સમ દેવી, પ્રગટી તું સ્વયમેવ—મારા. ૨

જે માગે તે આપું પ્રીતે, કરૂં ન ઢીલ લગાર;
પ્રાણુ પ્રમાણે પાળું પ્રતિજ્ઞા, માની લે નિરધાર–મારા. ૩
ન્યાલચંદને નાથ ગણીને, કરૂં સેવા દિનરાત;
લાખ ગણો બદલો તવ વાળું સાક્ષી છે જગતાત–મારા. ૪

'વ્હાલી, તારા ગુણો મારે માટે માર્ગદર્શક ભોમીયાનું કામ કરશે. તારૂં નામ મારા માટે ભવસાગર તરવા માટે નાવનું કામ કરશે. મેં તો નિશ્ચય કર્યો છે કે જે સોનૈયા મળ્યા છે તે તારા નિમિત્તે મળ્યા છે અને તારે નિમિત્તે જ મારે તે ખર્ચવા છે......'

દેવાને વધુ બોલતાં અટકાવીને કેશરે કહ્યું કે, એ સોનૈયામાંથી અડધા હું લક્ષ્મીને ભેટ આપું છું. આજથી તે મારે સ્થાને છે. તેનામાં મારો વાસ ગણજો અને તેને એટલું માન આપજો.'

દેવાએ કબુલાત આપતાં કહ્યું કે, 'દેવી ! તારા સહવાસથી લક્ષ્મી પણ ગુણમૂર્તિ બની છે. વિનય, નમ્રતા સરળતા અને સંતોષની એ પ્રતિમા છે. એને હું તારા જેટલું જ માન આપીશ.'

આટલી વાતચીતથી કેશરને શ્રમ પડયો. થાકથી તેની આંખો બંધ થઇ ગઇ. સર્વત્ર પુનઃ શાંતિ પથરાઇ ગઇ.



# પ્રકરણ ૫૬ મું

## સંકલ્પ સિદ્ધિ

પ્રાતઃકાળનો સમય હતો. કેશરબાઇનો ખાટલો તેની સુચના પ્રમાણે ઓસરી ઉપર મૂકવામાં આવ્યો હતો. આંગણામાં ૫૦૦–૭૦૦ માણસો એકઠા થયા હતા. એટલામાં ચાર જણ કેશરબાઇની તપાસ કરતા આવ્યા. તેમણે કેશરના ચરણમાં પ્રણામ કર્યા અને એક જણે પુછ્યું, 'દેવી ! અમને ઓળખો છો ?' કેશરે આંખો ઉઘાડી તેમની તરફ જોયું પણ તે તેમને ઓળખી શકી નહિ.

'બાર વર્ષ પહેલાં વડલા નીચે આપે અમને ચોરી ન કરવાનો ઉપદેશ આપ્યો હતો. અમે તમને ધર્મની બ્હેન ગણી હતી. તમે અમને રોટલા ખાવા આપ્યા હતા.' પેલાએ સ્મરણ કરાવ્યું.

કેશરને એ પ્રસંગ યાદ આવ્યો. તેણે ચારે જણને તરતજ ઓળખ્યા અને પાસે બોલાવીને કહ્યું 'ઓળખ્યા ! મારા ધર્મબંધુઓ ! તમને ઓળખ્યા ! તમે સુખી છોને ?'

એક જણે કહ્યું. 'દેવી ! અમારો એક અપરાધ થયો છે. તેની માફી આપો તો કહું.'

કેશરે ઉત્તર વાળ્યો [illegible]
તમને માફી આપશે. કહો શું [illegible]

પેલાએ કહ્યું 'બ્હેન ! અમે તમારી પાસે પ્રતિજ્ઞા કરી હતી કે તારા ગામમાં અને તેની આસપાસ ચાર ગાઉમાં અમે ચોરી

નહિ કરીએ અને અબળાને નહી લુંટીએ. એ પ્રતિજ્ઞા અમે બાર વર્ષ થયાં બરોબર પાળી છે, પણ ત્રણ ચાર દિવસ પહેલાં અમે એક વાણીયાને લુંટીને ઝાડ સાથે બાંધ્યો છે. પાછળથી અમને ભાન થયું કે એ સ્થળ તાસગામથી માત્ર બે ગાઉ જ થાય છે. અમારી પ્રતિજ્ઞાનો ભંગ થયો તે માટે અમને ભારે પસ્તાવો થયો. તેથી અમે તમારી પાસે માફી માગવા અને ચોરીનો માલ પાછો આપવા આવ્યા છીએ.'

પેલા ચોરોની આ વાત સાંભળીને કેશરના આનંદનો પાર રહ્યો નહિ. તેણે ચોરોને કહ્યું કે 'અજાણતા તમારે હાથે અપરાધ થયો છે અને તમે તેનો પસ્તાવો કર્યો છે તેથી તમારી પ્રતિજ્ઞાનો ભંગ નથી થતો. તમે જેને લુંટયો છે તે મારો ધર્મનો ભાઇ ન્યાલચંદ છે. તે હમણાં મારે ત્યાં જ છે માટે તમે માલ લઇ આવીને તેને જ સોંપી દો.'

ચારે જણ એકદમ ઉઠયા અને થોડીવારમાં જ ચોરેલો માલ હાજર કર્યો અને ન્યાલચંદને સોંપી દીધો. આ પ્રસંગે કેશરબાઇને કેટલો આનંદ થયો હશે તેની કલ્પના કરવી સહેલ છે.

ચોરોએ કેશરના પગમાં પડીને પ્રતિજ્ઞા કરી કે 'આજથી અમે કોઈ પણ પ્રકારની ચોરી નહિ કરીએ.'

કેશરબાઇએ તેમને આશિર્વાદ આપતાં કહ્યું કે 'ભાઇઓ ! હું તો હવે મરવા પડી છું, પરંતુ મરતા મરતાં યે તમારા સમાગમથી અને તમે લીધેલી પ્રતિજ્ઞાથી મને સંતોષ થાય છે. જો તમને હરકત ન હોય તો તમે તાસગામમાં રહેવાનું રાખજો અને તમારા ભાણે જ રામુ અને તમારા બનેવીને સહાય કરજો. પ્રભુભક્તિ, સત્સંગ અને પરોપકારમાં જીવન પસાર કરજો.'

ચોરોએ કેશરબાઇની આજ્ઞા માથે ચઢાવી.

# પ્રકરણ ૫૭ મું

## ઉપદેશ

રાત્રિના આઠ વાગ્યા હશે. કેશરના જીવનની છેલ્લી ઘડીઓ ગણાતી હતી. ઓસરી **અને આંગણામાં** સ્ત્રી પુરૂષોની ઠઠ જામી હતી. કેશરે વલ્લભને **ઠરી અવરને ઠાર** એ પદ ગાવા અને સૌની પાસે ગવરાવવા કહ્યું. વલ્લભે એ પ્રમાણે એ પદ ગાયું અને સૌએ એ ઝીલ્યું. કેશરના ચિત્તમાં તો તેનું રટણ ચાલુ જ હતું. લોકો એ પદ ઝીલતા હતા ત્યારે કેશરને રૂંવાડે રૂંવાડે આનંદ વ્યાપી રહ્યો હતો. પદ ગવાઇ રહ્યા પછી કેશરે પોતાના પતિ, પુત્ર અને પુત્રવધુને પાસે બેસાડયા અને હાથ જોડીને કહ્યું:—

'હું જાઉં છું. સૌને એ માર્ગે જવાનું છે. તમારા સહવાસમાં મેં બહુ જ સુખ અનુભવ્યું છે. મેં મારૂં ધાર્યું જ કર્યું છે. તમે સૌએ મારી પુરતી અનુકુળતા સાચવી છે. તમારો કયા શબ્દોમાં ઉપકાર માનું ? મારી પાસે તે માટે શબ્દો નથી.'

આટલું બોલતાંમાં કેશરની આંખમાં આંસુ ઉભરાઇ આવ્યાં. સૌની આંખો આંસુથી ભીની થઇ. તેણે આગળ ચલાવ્યું:—

'સાંભળો ! મારા ગુરૂએ મને જે પ્રમાણે આજ્ઞા કરી તે મેં મારી શક્તિ પ્રમાણે પાળી છે. છતાં હું જ્યારે **ઠરી અવરને ઠાર** એ પદનું સ્મરણ કરૂં છું ત્યારે મને લાગે છે કે એ પદ જોઇએ તેટલું હું જીવનમાં ઉતારી શકી નથી. તમને મારી પ્રાર્થના છે કે તમે એ

પદ જીવનમાં ઉતારજો. તમામ આગમનો સાર એમાં આવી જાય છે. એ પદમાં ગુરૂરાજે જે પ્રમાણે આજ્ઞા કરી છે તે પ્રમાણે જો વર્તશો તો તમારૂં જીવન સ્વર્ગીય બની જશે.'

તે પછી તેણે રામુને સંબોધીને કહ્યું, 'ભાઇ રામુ! કોઇ દિવસ અભિમાન કરતો નહિ. તારા પિતાનું કદી અપમાન કરતો નહિ. લક્ષ્મીને કદી દુભવતો નહિ.'

પછી લક્ષ્માને કહ્યું કે, 'બેટા! તું તો સાક્ષાત લક્ષ્મી છે. તેં મારી બહુ જ સેવા કરી છે. તારા સસરાની તેવી જ સેવા કરજે. જેવું તેમનું નામ છે તેવા એમના ગુણ છે. સાક્ષાત દેવમૂર્તિ છે. સૌ હળી મળીને ચાલજો હો!'

દેવાને ઉદ્દેશીને તેણે કહ્યું, 'નાથ! તમને હું શું કહું? તમે તો મારા પ્રભુ છો. તમે તો મને સ્ત્રી ગણી જ નથી. તમારા જેવા પતિ ભારતવાસી મહીલાઓને મળે તો તેઓ કેવી સુખી થાય! તમને મારે કાંઇ કહેવાનું હોય જ નહિ. મને કશી ઇચ્છા રહી નથી. માત્ર મારા ગુરૂના દર્શન ન થયા એટલો જ અસંતોષ રહી જાય છે. તેમના છેલ્લા દર્શન થાય એજ એક ઉમેદ છે. જો તેઓ તમને મળે તો કહેજો કે 'તમારી કેશરે મરતાં મરતાં તમારૂં જ સ્મરણ કર્યું હતું. તમારૂં જ ધ્યાન ધર્યું હતું. તે સુખમાં, શાંતિમાં અને સમાધિમાં મરી છે, તેણે તમારી આજ્ઞાનું તેનાથી બની શક્યું તેટલું પાલન કર્યું છે. તમારી પાસેથી લીધેલી પ્રતિજ્ઞાનું તેણે પુરેપુરૂં પાલન કર્યું છે' આટલું તેમને જરૂર કહેજો.'

છેલ્લે તેણે બધાને સંબોધીને કહ્યું કે, 'લક્ષ્મીચંદ શેઠ! ધર્મચંદ કાકા! વલ્લભભાઇ અને નગરજનો! હું જાઉં છું. મારાથી તમારૂં કોઇનું કોઇ દિવસ દિલ દુઃખાયું હોય તો મને ક્ષમા કરજો. હું તમારી પાસે મન, વચન અને કાયાથી ક્ષમા યાચું છું. વ્હાલાઓ!

મારામાં તમને કાંઇ સારૂં જણાયું હોય તો તે મારા ગુરૂનું ગણજો. મારામાં જે કાંઈ નઠારૂં દેખાયું હોય તે મારૂં માનજો. મારી પ્રકૃતિનો દોષ મારા ગુરૂને ન દેજો. એ ગુરૂએ તો મારૂં જીવન સુધાર્યું-મને સન્માર્ગ બતાવ્યો. હું પામર એમની આજ્ઞાનું પરેપુરૂં પાલન કરી શકી નહિ. એ તો મહા સમર્થ આત્મા છે. તેમણે કહ્યું છે કે 'ઠરી અવ-રને ઠાર ' અહા ! ' તેમાં કેટલું રહસ્ય છે ! અરે ! સમગ્ર પુરાણ, કુરાન, આગમ નિગમનું એ પરમ સૂત્ર છે. તમે એ સૂત્ર જીવનમાં ઉતારજો. સત્સંગ કરજો. પ્રભુભક્તિ કરજો. ભલાઇ કરજો. નિત્ય ભજનામૃતનું પાન કરજો. સર્વ જીવોને કર્મને આધીન ગણજો. સર્વ ઉપર મૈત્રી રાખજો કોઇની નિંદા કરશો નહિ, કોઇનું અપમાન કરશો નહિ. સૌને પ્રભુના સંતાન ગણજો. બોલો: શ્રી સદ્‌ગુરૂ દેવકી જય ! '

કેશર આવેશમાં આટલું બોલી તો ગઈ, પરંતુ તેને અતિશય શ્રમ પડ્યો. તેની આંખો બંધ થઇ ગઇ. તે શુમશામ બિછાનામાં ઢળી પડી.



# પ્રકરણ ૫૮ મું

## સદ્‌ગુરૂદર્શન

આખી રાત્રિ કેશરની આંખો બંધ રહી. નાડીની ગતિ ધીમી પડી ગઇ હતી. સૌએ આશા છોડી હતી. સવારના ૭ વાગ્યા. કમળા કાકી આવ્યાં અને તેમણે સહુને ખબર આપ્યા કે, 'કેશરના ગુરૂ પધાર્યાં છે. કેશરને ખબર આપો.' દેવાએ કહ્યું કે, તેણે આખી રાત આંખ ઉઘાડી નથી. તેનામાં હવે બોલવાની પણ શક્તિ નથી. તમે ગુરૂ મહારાજને અહિં તેડી લાવો. વખતે ગુરૂ મહારાજના પ્રતાપે તે આંખો ઉઘાડે.'

કમળા કાકી તરત જ ગયાં અને ગુરૂ મહારાજને કેશર પાસે તેડી લાવ્યા. ગુરૂ મહારાજ કેશરના ખાટલા સામે ઉભા રહ્યા. કમળા કાકીએ કેશરના કાન પાસે જઇને ધીમેથી કહ્યું કે, 'બ્હેન ! તારા ગુરૂ આવ્યા છે. આંખ ઉઘાડ અને દર્શન કર.'

ગુરૂનું નામ સાંભળતાં કેશરમાં નવું ચેતન આવ્યું. તેણે આંખો ઉઘાડી. તેનામાં વાચા આવી. તેણે ગુરૂ મહારાજને હાથ જોડીને વંદન કરીને બહુ જ ધીમે અવાજે કહ્યું, 'પ્રભુ ! તમારૂં જ સ્મરણ કરૂં છું—તમારૂં જ ધ્યાન ધરૂં છું—તમારૂં જ રટણ કરી રહી છું. નાથ ! મારા સ્વામી ! મારા પ્રભુ ! મારા માલીક ! આપના ઉપકારોનો બદલો મારાથી વાળી નહિ જ શકાય. પ્રભુ ! અંત ઘડીએ પણ આપે મને દર્શન આપ્યાં. હવે મારા મનમાં કાંઇ પણ ઉમેદ રહી નથી. સદ્‌ગુરૂ!

આપની આજ્ઞાનું મારાથી બની શક્યું તેટલું મેં પાલન કર્યું છે. આપની પાસે લીધેલી પ્રતિજ્ઞાઓ મેં યથાશક્તિ પાળી છે. હવે મને સર્વ પ્રકારનાં વ્રતપચ્ચખાણ આપો.'

આટલું કહી કેશર શાંત થઈ. ચિદાનંદ મહારાજે માંગલિક સંભળાવ્યું અને સર્વ પ્રકારના વ્રતપચ્ચખાણ આપ્યા.

કેશરબાઇએ ' અરિહંત શરણં. સિદ્ધ શરણં. સાધુ શરણં. ધર્મ શરણં'' નો ઉચ્ચાર કર્યો અને તે સાથે તેનો આત્મા નશ્વર દેહ છોડી ગયો.

ગુરૂ મહારાજે સૌને આજ્ઞા કરી કે, ' કોઇ રડશો નહિ. કોઇ કુટશો નહિ. એ તો સાધ્વી હતી. એક સાધ્વીને શોભે તેવી રીતે તેનો મહોત્સવ કરજો.'

સૌએ ગુરૂ મહારાજની આજ્ઞા મસ્તકે ચડાવી.



# પ્રકરણ ૫૯ મું

## તાસગામમાં સૂર્યાસ્ત

કેશરબાઇના મૃતદેહને પુષ્પોથી વધાવવામાં આવ્યો. તેના સ્વર્ગ વાસના સમાચાર પવનવેગે આસપાસના ગામડાઓમાં ફેલાઇ ગયા. બપોર થતામાં તો હજારો નરનારીઓની મેદની મળી. બપોરના બારના સમયે કેશરબાઇના મૃતદેહને પાલખીમાં બેસારવામાં આવ્યો અને પાલખી નીકળી. ભક્તજનોએ ભજનોની ધુન મચાવી. ચારે તરફ ગુલાલ ઉડાડવામાં આવ્યો. જાણે દેવમહોત્સવ હોય એવો મહોત્સવ થઈ રહ્યો. આખા ગામમાં પાલખી ફેરવવામાં આવી. લક્ષ્મીચંદ શેઠે આખે રસ્તે ગરીબોને છુટે હાથે દાન દીધું, પાલખી સ્મશાને પહોંચી. ભક્તજનોએ કેશરબાઇના ગુણદર્શક પદો ગાયા. અગ્નિસંસ્કાર કરતાં પહેલાં ધર્મચંદ કાકાએ સૌને કહ્યું કે, 'આજે તાસગામના સૂર્યનો અસ્ત થયો છે. એ પ્રતાપી આત્મા આપણો સંગ તજી ગયો છે. પણ પોતાના ગુણોની સુગન્ધ આપણી પાસે મુકતો ગયો છે. તાસગામની, ગુજરાતની અને ભારતની તેણે જે સેવા કરી છે તે કદિપણ વિસરાય તેમ નથી.

'કેશરબાઇએ એક વ્યાખ્યાન સાંભળ્યું અને તેને વર્તનમાં મૂક્યું તેનું આ પરિણામ છે, એ બાઇએ જીજ્ઞાસુઓ માટે ઉત્તમ આદર્શ પૂરો પાડયો છે. મહિનાઓના મહિના સુધી જેઓ ધર્મના વ્યાખ્યાન સાંભળે છે તેમણે કેશરબાઇ પાસેથી વ્યાખ્યાન કેમ સાંભળવું અને

તેને જીવનમાં કેમ ઉતારવું તેનો પાઠ શીખવાનો છે. **ઠરી અવસરને ઠાર** એ મહામંત્રનું એ આત્માએ આખા જીવનમાં રટન કર્યું છે અને એનું પરિણામ એ આવ્યું કે તેનો આત્મા શાન્ત બની ગયો. આપણે સૌએ એ મહામંત્રનું સ્મરણ કરવાનું છે. એ આત્માને શાંતિ મળે એટલા માટે આપણે પ્રભુને પ્રાર્થના કરીએ. માટે બોલો, જગદંબા કેશરબાઇની જય! બોલો, ભક્ત આત્મા કેશરબાઇની જય! બોલો, ધર્માત્મા કેશરબાઇની જય!'

સૌએ અંતઃકરણથી એ જયનાદ ઝીલ્યો અને દેવતાઓ જાગ્રત થાય એવો જયઘોષ કર્યો.

તે પછી કેશરબાઇના મૃતદેહને અગ્નિસંસ્કાર કરી સૌ પોતપોતાને ઘેર અને ગામ ગયા. તાસગામમાં ગમગીની ફેલાઇ રહી.

રાત્રે સભા ભરી પ્રજાએ દીલગીરીનો ઠરાવ કર્યો. વર્તમાનપત્રોમાં બધા હેવાલો પ્રગટ થયા, અગ્રલેખો લખાયા અને અનેક દિવસ સુધી કેશરબાઇના ગુણગાન ચાલ્યા.

ગુજરાત અને ભારતના વિદ્વાનો, આગેવાનો, શ્રીમંતો તરફથી દેવાભાઇ પર દીલસોજીના સંદેશા આવ્યા.

દેવાભાઇ, વલ્લભ, રામુ, લક્ષ્મી, ધર્મચંદ કાકા, લક્ષ્મીચંદ શેઠ વગેરેનાં શરીરો જાણે આત્મા વગરનાં હોય તેવું તેમને લાગવા માંડયું.



## પ્રકરણ ૬૦ મું

### ઉપસંહાર

કેશરબાઇને જીવનના પ્રારંભમાં કષ્ટનો પાર નહોતો અને પછીના જીવનમાં તેને સુખનો પણ પાર નહોતો. વચમાં વચમાં તેને લોકો તરફથી પણ બહુ જ સહન કરવું પડ્યું હતું.

કેશરબાઇની અડગ શ્રદ્ધા, અતુલ હિમ્મત અને અગાધ ધીરજ તેને જીવનમાં સહાયક બન્યા હતા. તેણે સાંભળ્યું થોડું પણ કર્યું ઘણું; એ તેના જીવન ઉપરથી જોઈ શકાય છે.

તેનું જીવન આંબાના વૃક્ષ સમાન હતું. આંબાના વૃક્ષની જેમ તે દિનપ્રતિદિન વિકસતું ગયું અને જેમ જેમ તેનો વિકાસ થયો તેમ તેમ તે આંબાના વૃક્ષની જેમ નમ્ર બનતું ગયું. આંબો જેમ પશુ, પક્ષીઓ અને પથિકોને વિશ્રામ આપે છે તેમ કેશરના જીવનથી પણ અનેક આત્માઓને વિશ્રાંતિ મળી છે.

કેશરબાઇના સ્વર્ગવાસ પછી લક્ષ્મીચંદ શેઠ, ધર્મચંદ કાકા, અને વલ્લભ તો સંસ્થાઓની વ્યવસ્થામાં રોકાઇ ગયા, જો કે તેમને કેશરબાઇના ગુણોનું સ્મરણ વિસરે તેમ નહોતું. દેવો તો કેશર વિના દિવાના જેવો થઇ ગયો. તેણે ઘરનો તમામ કારભાર રામુને સોંપી દીધો અને પોતે અહોનિશ કેશરના ગુણગાનમાં મસ્ત રહેતો.

કેશરની એક મોટી છબી તૈયાર કરાવી ઘરના મધ્યભાગમાં રાખવામાં આવી હતી. દરરોજ રાત્રે તે છબીનું પુષ્પથી પુજન કરી તેની સમીપે સૌ ભજનો ગાતા.

દેવાએ પચીસ હજાર સોનૈયા કેશરની ઇચ્છા પ્રમાણે લક્ષ્મીને આપ્યા અને બાકીના પચીસ હજારમાંથી **કેશર વિશ્રામ મંદિર** બાંધવાનો તેણે નિશ્ચય કર્યો. એ મંદિરની યોજના એવી હતી કે લગભગ ૧૦ હજાર માણસો બેસી શકે એવો વિશાળ ઓરડો બનાવવો; તેનો વ્યાખ્યાન માટે ઉપયોગ કરવો. ઓરડાની મધ્યમાં વ્યાસપીઠ ઉપર કેશરની મોટી છબી મૂકવી. નિત્ય ત્યાં ભજનો કરવાં.

એ ઓરડાની આસપાસ આરોગ્યભુવન તરીકે ઉપયોગમાં લઇ શકાય તેવા નાના ઓરડાઓ બાંધવા. અતિથીઓને પણ ત્યાં ઉતારો આપવો. ચોકમાં એક નાનો બગીચો અને મધ્યમાં એક ફુવારો બનાવવો.

બાંધકામમાંથી જે રકમ બચે એનો વિશ્રામમંદિરના નિર્વાહ માટે ઉપયોગ કરવો. સાધુસંતો અને ભક્તજનોના ખાનપાન વગેરેની તેમાંથી વ્યવસ્થા કરવી.

લક્ષ્મી તો સાક્ષાત્ લક્ષ્મી જ છે. તેનામાં કેશરના ગુણો મુર્તિમંત થયા છે. પતિપત્ની બન્ને ભક્તઆત્મા છે. તેઓ પરસ્પર અનુકુળ રહે છે. દેવાને દેવ સમજી તેની સેવા કરે છે. અતિથીઓની પણ તેઓ અંતઃકરણથી સેવા કરે છે. લક્ષ્મીમાં કેશર જેવી જ મીઠાશ છે અને સંગીતની તેને પણ કુદરતી બક્ષીસ છે.

દરરોજ રાત્રે રામજી વીણા વગાડે છે, વલ્લભ મૃદંગ વગાડે છે, દેવો હારમોનીયમ વગાડે છે, લક્ષ્મીચંદ્ર શેઠ તંબુરો લે છે અને લક્ષ્મી હાથમાં કરતાલ લઇ ભજનો ગવરાવે છે અને સૌ તે ઝીલે છે. લક્ષ્મીએ કેશરબાઇના રચેલા પદો મુખપાઠ કર્યાં છે અને એ તે ગાતી હોય ત્યારે સૌને કેશરની સાક્ષાત્ પ્રતિમા તે દેખાય છે.

આ રીતે કેશરનું કુટુંબ પ્રભુભક્તિમાં, સત્સંગમાં, સેવામાં અને પરમાર્થના કાર્યોમાં પોતાનું જીવન વ્યતિત કરે છે. ગુજરાતમાં એ કુટુંબની ભક્તકુટુંબ તરીકે ખ્યાતિ છે. એ કુટુંબના સમાગમમાં આવનારાઓને શાંતિ મળે છે અને સૌને એમ લાગે છે કે ભારતમાં ગામોગામ આવાં ધાર્મિક કુટુંબો હોય તો દુઃખનું નામનિશાન ન રહે.

* * *

પ્રિય વાંચનાર ! કેશરની કથા અહિં પુર્ણ થાય છે. એ કથા-માંથી તને કાંઇ જાણવાનું મળ્યું હોય તો મારી મહેનત હું લેખે લાગેલી માનીશ.

કેશરના જીવનમાં શૃંગાર હતો જ નહિ, એટલે આ કથામાં એની ગંધ પણ શી રીતે આવી શકે ? કેશરના અંતઃકરણમાં ભક્તિ અને ભલાઇ હતી અને તે તને આ કથામાં પગલે પગલે નજરે પડશે. એ પવિત્ર આત્માના ગુણો તારા જીવનમાં ઉતરે એજ મારા લખા-ણનો હેતુ છે. કૃતજ્ઞતા અર્થાત બદલાની ભાવના જો તને આ ઉપરથી બરાબર સમજાય તો તે યથાશક્તિ જીવનમાં ઉતારવા પ્રયત્ન કરજે અને તેમ થશે તો મારા લખાણ અને તારા વાંચનની મહેનત લેખે લાગશે.

આ કથા કોઇ વિદ્વાન કે સાક્ષરને હાથે લખાઇ હોત તો તેમાં રસની જમાવટ સારી થાત એ હું સમજું છું, છતાં મેં તો આ કથા પાટીદારો, કણબીઓ, રબારીઓ, ભરવાડો, સ્ત્રીઓ, બાળકો અને ગામડાના લોકો માટે લખી છે. તેથી ભાષા ખાસ કરીને સરળ વાપરી છે. એ દૃષ્ટિએ વિદ્વાનો જેટલા શબ્દલાલિત્યથી હું આ કથા નથી લખી શકયો તેનો મને સંકોચ નથી રહેતો.

રૂતુનાં વર્ણનો, સ્ત્રી પુરૂષના રૂપનાં વર્ણનો કે શૃંગારના વર્ણ-નોની આશા રાખનારા જરૂર નિરાશ થશે. આ કથામાં તો પગલે પગલે પ્રભુભક્તિ, ગુરૂભક્તિ, ત્યાગ, વૈરાગ્ય, સત્સંગ અને પરમાર્થનાં વર્ણનો નજરે પડશે. જેને એમાં રસ ન હોય તેમણે આ કથા વાંચવાની તકલીફ ન લેવી અને એવી વૃત્તિવાળાઓને વાંચવા ભલા-મણ પણ ન કરવી. બાકી જેમને આ કથા ગમી હોય તેઓ કૃપા કરીને ફરી એકવાર ગાઓ કેઃ—

**હરી ભજનને ઠાર, એ છે જિનવર આગમ સાર.**

---

# સમાપ્ત

